2504

યા અલી મદદ.

# ખુશબુએ બેહેશત.

યાને

# મોઅજેજાતે મવલાના અલલ હુસેન.

કીતાબ એકના રૂપીયા ચાર.

યા અલી મદદ.

# ખુશબુએ બેહેશત.

યાને

# મોઅજેજાતે મવલાના અલલહુસેન.

જેમાં

હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામના મોઅજેજાં
તથા, અહેલે બય્યત રિસાલત પનાહ ઉપર ગુજરેલી
મુસીબત અને હય્યવાનોએ શહીદુશ શોહદા
ઉપર કીધેલો માતમ વગેરે રીવાયત તથા
મજલીસ સતાવીસ કે જેની અંદર
મરસીઆ, નુહા, પેશખ્વાની,
નઝમ, કતઆ, ફરદ,
બય્યત મીસરા,
" " રૂબાઈ,
સલવાત, ફાતેહા.
અને ઝીઆરત અને
બીજા કેટલોક ખુલાસા સાથે આપેલો અહેવાલ.

ખાસ માહિબાન હુસેન માટે.

છપાવી પ્રગટ કરનાર.

## ખોજા શરીફભાઈ જીવા સુરતી.

આ કીતાબ સને ૧૮૬૭ના ૨૫ માં આક્ટ પ્રમાણે રેજીસ્ટર કીધેલીછે.

મુંબઈમાં મસજીદબંદરની સામે
ધી આંગ્લો-જુઇશ એંડ વરનાકયુલર પ્રેસમાં છાપીછે.
૧૩૦૩ હીજરી—૧૮૮૬ ઇસવી—૧૯૪૨ વીક્રમાતજીત.

કીતાબ એકના રૂપીયા ચાર.

૨૬૦૪

# દીબાચો.



સરવે મોહીબ્બાને હુસેનને હું ઘણીજ નમ્રતાઇથી અરજ કરૂં છું કે આપણા ઘણાખરા ભાઇઓ મોહીબ્બાને હુસેન અરબી તથા ફારસી તથા ઉરદુ એલમમાં નાવાકેફ છે, ને ઘણું કરી આપણી ખોજા ગનેઆતમાં હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામની મીજલસમાં એવી કોઇ કીતાબ કે જેની અંદર આપણા દેશી મીત્ર સરવે નાના તથા મોટાઓને બરાબર સમજવામાં આવે એવી કીતાબ આજ દીન લગણ જુજ યાને થોડી મલી આવે છે. તેથી સેવક કેટલીએક મુદત થઇ એવી ગમની કીતાબ ગુજરાતી લીપીમા તઇઆર કરવાની તજવીજમાં હતો. એવા વીચારથી ફુરસતના વખતે સેવકે આએ કીતાબ નામે ખુશબુએ બેહેશત યાને મોઅજેજાતે મોલાના અલલહુસેન ઉરદુ લીપીમાંથી ગુજરાતી લીપી તથા ગુજરાતી ભાશામાં છપાવી બાહેર પાડી છે, તથા અમો અમારી નાકેસ અકલથી બનતી મેહનત કરીને આએ કીતાબ નામે ખુશબુએ બેહેશત યાને મોઅજેજાતે મોલાના અલલહુસેન આપણા ભાઇઓની જનાબમાં મુકી છે, માટે ઉમેદ છે કે દરેક મોઅમેનીન મોહીબ્બાને હુસેનને ઘણી ઉપયોગી થઇપડશે. અને ગુલામ કમતરીનના હકમા દુઆએ ખેર ફરમાવસે એવી આશા છે.

બીજુ અમારા નેક વાંચનારની ખીદમતમાં અરજ કરીએ છઇએ કે આએ કીતાબની અંદર કોઈ બી જગો એ ભુલ ચુક અથવા ગલત માલમ પડે તો મેહરબાનીની રાહે સુધારીને વાંચવું, ને અમો ઉપર તાના જાનીના સખુનો બોલવા નહી, કારણ કે માણસ ભુલેઆ વગર રહેતા નથી; ઇનસાન તો ખતાનો ઘર છે. બાકી વલ્લાહો અલમ બીસ્સવાબ.

લા. શ, જી. સુ.

# તાજે કલમ.

નેક નામદાર મોહીબાંને હુસેનને ચેતવણી આપવામાં આવેછે કે આએ કીતાબ નામે ખુશબુએ બેહેશત યાને મોઅજેઝાંતે મૌલાના અલલહુસેનનો સારો ઊપયોગ થવાથી બીજી એક કીતાબ નામે "ગુંલશને પંજતન" યાને પંજતનનો બગીચો. તેમાં, મરસીઆ, મુજરા, સોઝ, સલામ, નુહા, રૂબાઈ મનાકીબ, મદેહે, સલવાત, વએરાગનામા, વાવઈલા, માતમ, વગેરેનો સંગ્રહ કરી ઘણાંજ સુધારાસાથે ગુજરાતી લીપીમાં છપાવી પરગટ કરવાનો વીચારછે. તેવીચાર પાક પરવરદીગારની મેહેરબાનીથી, તથા ભાઈઓની દુઆંથી આ કમતરીનનો હયાતીનો દમ હશેતો ઇનશા અલ્લાહ તાઆંલા ઘણીજ થોડી મુદતમાં છપાવી બાહેર પાડસું. એવી આશાછે. વસંલામ.

લી. ખોજા શરીફભાઈ જીવા સુરતી.

તા० ૧૫.મી માર્ચ સને ૧૮૮૬.

# સાંકલીઉં.

**પાના.**

પાના.

૨૬૦૪

યા અલી મદદ.

---

# ખુશબુએ બેહેશત.

યાને

# મોઅજેજાંતે મવલાના અલલહુસેન.

બિસમિલ્લાહિર્રહમાનિર્રહીમ.

રિવાયતમાં લખેછે કે અમીરલ મોઅમેનીન સલવાતુલ્લા અલેહના એક શીઆ ઘણા રૂપાળા યાને ખુબસુરત હતા, નબીના અહેલે બઅેત ઉપર માલ વ જાનથી કુરબાન હતા, તે જમાનામા મવલાના હુસેન અલેહિસ્સલામ આપ નાહાના બચ્ચાં હતા. આ મરદ શીઆને મવલાના હુસેન અલેહિસ્સલામનો ઈશક ઘણો હતો, અને રોજ મવલાના હુસેન અલેહિસ્સલામની ખીદમતમા આવતા હતા ને ચેહેરા મુબારકને જોતા હતા.

રાવી લખેછે કે આ મરદ શીઆનેબી ખુદાતાઆલાએ એક ફરજંદ બખશેઆ હતો. એ ફરજંદ ઘણો રૂપાળો હતો, કજાંરા ઈતેફાક આ બનીઉ જે એ શીઆ બીમાર થયા એ બીમારીમા તે શીઆ વફાત કરીગીઆ ખુદાતાઆલાએ મવલાના હુસેન અલેહિસ્સલામની હુરમતથી એ શીઆને જન્નતમા દાખલ કીધા.—રાવી લખેછે કે તે મરદ શીઆની બાયડીને પોતાના મરદની મોહોબ્બત ઘણી હતી તેથી, એ બાયડીને ગમ થયું, તમામ જીસમ ગલીગયું, તે બાયડી પોતાના ફરજંદને જોઇને પાછો દીલને વાલતી અને કહેતી કે અએ દીલ ફીકર ન કર ખુદાતાઆલા કાલે પાછો દીન વાલી દેશે.—મોઅમેનીનની જમાઅત, થોડાક દીન ગુજરેઆ કે તે બાયડીની તમામ દાલત થઈ રહી, ફાકા કશી થાવા લાગી, તે બાયડીને તકલીફ ઘણી પોંહોંચવા લાગી, એકતો મરદનો ગમ અને બીજી માહોતાજગી, તાકે ભુખના સબબ તે બાયડી નુ દુધ

સુકી ગયું બે દીનતક તે બચ્ચાંને દુધનો એક કતરો બી નહી મલેઓ, ભુખના સબબ તે બચ્ચાંના હાલ તાગીર થઇ ગીઓ, ઝુલામા ગરદનનો મણકો ઢલીગીઓ.

રાવી લખેછેકે વાં મવલાના અલલહુસેન અલેહિસ્સલામના આશંકના ફરજંદનુ આ હાલ હતો અને વાં મવલાના હુસેન અલેહિસ્સલામ આપ ઝુલામા બેકરાર હતા, આપ રોઇ રએઆ હતા આપના રોવાથી ખુદાતાઆલાનો અરશં હલીરીઓ હતો.

રાવી લખેછે કે શહેંમત અલેહિસ્સલામ આપ ચક્કી પીસતા હતા, આપએ મવલાના હુસેન અલેહિસ્સલામનાં રોવાનુ આવાઝં સાંભલી તેજ વખત આપ ઊઠેઆ, અને મવલાના હુસેન અલેહિસ્સલામને ગોદીમા લીધા, પીઆંર કરવા લાગા, બોસા લેવા લાગા, હોંઠ ઊપર ઝંબાન મુકીને ચુસવા લાગા, ગરદનમાં હાથ નાખીને ધવડાવવા લાગા, મવલાના હુસેન અલેહિસ્સલામે રોઇ દીધું અને મુહ ફેરાવી લીધું, આપ દુધ પીતા નથી તે વખત શહેંમા અલેહિસ્સલામના દીલ કાંપી ગીઓ, આપ મવલાના હુસેન અલેહિસ્સલામની આંખું ચુમીને ફરમાવા લાગા કે અએ માહારા પીઆરા હુસેન, ક્યાં શહતમાંથી કેમ ખશ થીઆ છો સા વાસતે બોલતા નથી, અએ માહારા લાલ, અએ કરબલાના મઝંલુમ, તમારા ઊપર માહારૂં ઘરબાર સરવે ફીદાછે, અએ દીકરા કેમ દુધ નથી પીતા, અએ હુસેન મેં ફાકા કીધા, ચક્કી પીસી, પણ તમને નથી રૂંવરાવીઆ, અએ માહારા દીલના ચએન ગુસ્સાંને દુર કરો આખુંને ખોલો, લો ઊઠો દુધ પીઓ, આપની ભુખ અને પીઆસની બરદાશત નથી રેતી, મવલાતના શહેંમત અલેહિસ્સલામ આ મીસલ ફરમાવેછે પંણ મૌલાના હુસેન અલેહિસ્સલામ કંઈ બોલતા નથી, આપની આંખુંથી આંસું જારીછે, તે વખત શહેંમત અલેહિસ્સલામ ચાદર ઓડીને મૌલાના હુસેન અલેહિસ્સલામને ગોદીમાં ઉઠાવીઆ અને રોતા હુવા રસુલિલ્લાહ સલ્લલ્લાહો અલેહવ આલેહી વસલ્લમની જનાબ માં આવેઆ કદમબોશ થીઆ; તે બાદ હાથ જોડીને અરઝં કરવા લાગાં કે અએ બાવા રસુલ અલ્લાના મકબુલ આપના નવાસા હુસેન બે પેહોર થીઆ ભુખેઆછે, મેં ઘણા સમજાવેઆ પણ સમજતા નથી, માહારો દીલ ઘબરાએછે; કે હુસેન સા વાસ્તે દુધ

પીતા નથી અએ બાવા રસુલ આ બાંદી ઉપર શફ્કત અને રેહમતની નજર ફરમાવી ને દુઆ કરીએ, આ હુસેનને ગોદીમાં ઊઠાઇએ, એના આગલ મીન્નત કરીએ તાકે હુસેન દુધ પીએ, અએ બાવા રસુલ આપ જાણોછો કે મારા હુસેન ઘણા નાજુક મીજાજનાછે, મે સું સું મીનંત અને મુસીબત ઊઠાવીને એને પાલેઆછે.—અએ એખવાનો જેવારે રસુલિલ્લાહ સલલ્લાં અલેહ વ આલેહી વ સલમે ફાતેમતજ્જેહેરાના આ કલામને સુણેઆ કે આપના બદન મુબારકમાં એક લરજો પએદા થીયો આંખોમાં અંધેરી છાઈગઈ, આપને ગશ આવી ગીઓ, હોશીઆર થઇને આપ ફરમાવા લાગા કે અએ માહરા કલેજાના ટુકડા, અએ આંખના નુર, દીલના સરવર નાનાની ગોદીમાં આવો મુંહસે મુંહ મીલાવો, આંખોને ખોલો, અમારી જબાનને ચુસો, અએ કરબલાના પેઆસા મજલુમ, ચેહરો કેમ ઉદાસછે, આંખોને કેમ ફીરાવોછો અએ બેટા નાનાની ગોદીમાં કેમ નથી આવતા, અએ પીઆરા હુસેન, અમે તમને મનાવીએ છઇએ, મીન્નતથી સમજાવીએ છઇએ, અએ બેટા ઊઠો નાનાની કાંધે ચડો, તમારા રોવાથી ખુદાનો અરશ હલેછે, નાનાનો દીલ કાંપેછે, અએ હુસેન અગર મેવા ખાવાનો શોક હોએ તો જનંતથી મેવા મંગાવી આપું, અગર કપડાની હોંસ હોએ તો જનંતથી લીબાસ મંગાવી આપુ, અએ હુસેન અગર હરનીના બચ્ચાંની તલબ હોએ તો હરનીનું બચું મંગાવી આપું, અએ હુસેન આગલ તો તમને ઘણી મુસીબત ઉઠાવવીછે, હમણાથી સા વાસ્તે ઘબરાઓ છો, અએ બેટા હુસેન કરબલા જાવુંછે, કરબલાના મએદાનમાં તીન દીન લગ ભુખેઆ અને પીયાસા રેવુંછે, અએ દીકરા તમારા બાવા અલી રોઈ રીઆછે, આ તમારી મા ફાતેમત તડપી રીઆછે; આ મીસાલ આપએ ઘણાં કાલાવાલા કીધા પણ હુસેન અલેહિસ્સલામ કંઈ બોલતા નથી આંખથી આંસુ રવાંછે. તે વારે રસુલિલ્લાહ સલ્લા અલેહ વ સલ્લમએ હાથ મુબારકને આસમાનની તરફ ઊંચા કીધો, બેઉ હાથને દરાજ કીધા, ખુદાતાઆલાની જનાબમાં અરજ કીધી કે અએ પરવરદીગાર અએ આલમના પાલનાર અએ હુસેનના હાફિજ અને નાસિર તુ જાણેછે કે હુસેન તારા

હબીબના ચમનના ફુલછે, અએ ઈલાહિલ આલમીન આ હુસેન, તે હુસેન છે કે તારા રસુલને કામ આવસે, કરબલાના મએદાનમાં તીરોથી પોતાના સીનાને છીદાવસે, જાલિમ ના ખનજરથી પોતાની ગરદનને કપાવસે, કયામતના દીન માહારી ઉમતને બખશાવસે, અએ અલાં, આ હુસેન માહારી પુંજીછે, એનાથી મારી જીંદગી છે.—અએ એખવાનો રાવી લખેછે કે નબીની દુઆ તમામ ન થઈ કે જબરઈલ અલેહિસલામ નાજલ થીઆ, રસુલિલાં સલ્લલા અલેહ વ સલમ ઊપર સલામ પડીને અરજ કીધી કે અએ અલાંહના મકબુલ, ખુદાતાઆલા આપ ઉપર સલામ પડેઆછે અને ફરમાવેછે કે અએ માહારા હબીબ આ હુસેન તમારા કરતાં અમોને ઘણા પીઆરાછે, આપ કેમ ઘબરાવોછો, ફીકર ન કરો હુસેનના વાસ્તે ખએરીઅતછે પણ અલીના એક શીઆ હુસેનના આશક હતા, એ શીઆના દીકરા બે દીન થીઆ દુધ વગરનાછે, જહાંતલક એ બચાંને દુધ નહીં મીલે વહાંતલક તમારા નવાસા હુસેન દુધ નહી પીએ, જે વખત રસુલિલાહ સલલાંહ અલેહ વ સલમે જબરઇલથી આ ખબરને સુની તે વખત આપ ગણાં ખુશ થીઆ, અને ફરમાવા લાગાં કેમ ન હોએ, હુસેન કેના ફરજંદછે, અરે સખીઅલ સખીઆ અલીના ફરજંદછે જેવા સખી અલી તેવા હુસેનબી સખી. આ ખબર સુણી ને ફાતમત અલેહિસલામને બી નીહાયત ખુશી થઈ, આપ હુસેન અલેહસ્સલામને ગોદીમા લઈને રસુલિલા સલલાં અલેહે વ સલમના ઘરથી શીઆના ઘરની તરફ પધારેઆ. આપે આવીને તે બચાંને ગોદીમા લીધા, હુસેન અલેહિસ્સલામની મીસલ પીઆર કરવા લાગા, અને ફરમાવા લાગા કે અએ માહારા પીઆરા હુસેન ના દોસત, આ ફાતમા તમને દુધ પાએછે, તમારી આંખુને ખોલો અને દુધ પીઓ.—રાવી લખેછે કે જેવારે તે બચાંએ દુધ પીધું તવારે હોશમા આવેઆ અને આસમાંનથી નીદા આવી, કે આ બચું હુસેન અલેહ સ્સલામની સાથે કરબલા જાસે, અને શહીદ થાસે.—મોમીન મોઅમેનીનની જમાઅત અએ માહારા ભાઇઓ અને બેહેનો, ફીકર કરો અને ગૌર કરો કે તમારા મવ-લાની તમારા ઊપર સું શફકત અને રહેમતછે, કે તમે ભુખેઆ હોઓ તો આપબી

ભુખેઆ રીએ, તમો પીઆસા હોતા આપ ભી પીઆસા રીએ, હએ હએ અંજબ અફ સોસ અજબ અફસોસ અને પસતાવો કે હવે આપણે એ મવલાની મુસીબત ઉપર કેમ ન રોઇએ, કે કરબલાના મએદાનમાં આપના ઉપર બલા અને મુસીબતના ગઢ ફરી ગએઆ; મલાઈનોએ આપના ઉપર સો સો તરાહા ના જુલમ અને સીતમ કીધા કે જેના બયાન કરવાથી જંબાન લરંજેછે, દીલ કાંપેછે, કઈ જંબાનથી બયાન કરૂં કએઆ મોંહથી બોલું, અરે યારો તે વખત આસમાન કેમ ન ટુટી પડઓ, જંમીન કેમ ન ફાટી ગઈ, કે હુસેન અલેહિસ્સલામને મલાઈનોએ મેમાન કરીને બોલાવેઆં, મેમાનીમાં તલવારો અને તીરોના ફલ ચખાવયા, હએ હએ અજબ અફસોસછે કે ફિરાતના પાણીથી તમામ જનાવર તો સઇરાબ થાએ, જંમીન ઉપર પાણીના છીડકાવ થાએ, અને હબીબના નવાસા હુસેન પીઆસા રહે, આપના નાહાના નાહાના બચ્ચાંઓ પાણી પાણી પુકારે અને પાણીનો કંતરો ન મીલે.

આશકાને હુસેન, મોહીબ્બાને હુસેન, અલીના શીઆના ફરજંદને દુધ ન મીલો તેથી મવલાના હુસેન અલોહસ્સલામે દુધ ન પીધું, મૌલાતના ફાતેમતજ્જેહરા તે સખીઆના બચ્ચાંને દુધ પાવડાવા વાસતે તશરીફ લઇગીઆ. હએ હએ કરબલાના મએદાનમાં મવલાના હુસેનના નાહાના બચ્ચાં અલી અંસગરને તીન તીન દીન લગ દુધ ન મલીઉ, અરે મહેરબાનો દુધ તો કીઆં પણ પાણીનો એક કંતરો બી ન મલેઆ.

રિવાઅતમાં છે કે મવલાના હુસેને અલી અંસગરને બેઊ હાથ ઉપર ઊંચા કીધા, અને મલાઈનોને ફરમાવા લાગા કે આ હુસેન તમારો તકસીરદાર છે, આ ( ૬ ) મહીનાના બચ્ચાં માઅસુમ તો ગુનેગાર નથી, આ બચ્ચાંને તો પાણી પાઓ લઈન હુરમલાએ એક તીરને એવુ સાંધીઊં કે તેથી અલી અંસગર શાહીદ થીઆ, ખુદાની સલવાત અને બરકાત એ અલી અંસગર ઊપર. અએ હુસેનના અજાંદારો હુસેનની મુસીબત યાદ કરીને રોવો, અને ગંમ કરો કે તમામ મલાએક પણ તમને પુકારે કે અએ હુસેનના અજાંદારો શાબાસછે શાબાસ છે તમો ખુબ રોએઆ, રોવાના

હકને બરાબર અદા કાંધાં ખુદા તઆંલા તમને જઝાંએ ખેર દેનો, આમીન યા રબિલ આંલમીન.

---

# રિવાયત ૨ ૭ મૌલાના ઇમામ હુસેન અલેહિસ્સલામનું સર મુબારક શાંમી લોકોએ યેઝીદ આગલ લઇ જવાનાં બયાનમાં.

રાવી જાનસોઝ લખેછે કે જે વારે મવલાના હુસેન અલેહિસ્સલામના સરવે અહલેબએત શાંમ મા કંએદ થઇને આવેઆ, એવી હાલતથી આવેયા કે માથાઓ ખુલાછે, બાલ પરેશાનછે, મવલાના આંલી ઝંએનુલઆંબેદીન અલેહિસ્સલામ ઉંટના સારબાનછે, તેવારે શામમાં ચોતરફ ધુમ ઊઠીકે સઇયદ લોકોના માથાઓ આવેછે અને અહલેબએતને કુફીઓ કંએદ કરીને લાવેછે, કોઈ કહેછે કે કંએદ ખાનામા જાસે, કોઈ કહેછે કે હાકમના નઝદીક જાસે, કોઈ કહેછે કે એના ચેરાથી નુર જાહેરછે કોઈ કહેછે કે એની સું તકસીર ને ગુનોછે, શાંમમા તુરક અને રૂમથી કંએદીઓ ઘણાં આવેઆછે, મગર આ મીસલ કંએદી આજ લગણ જોયા નથી. મોઅમેનીન ઝંએનબ અલેહિસલામે આ કલામને સુણી આપ ફરમાવા લાગાં કે અએ લોકો તમે અમને પીછાનોછો કે અમે કોણલોક છઇએ, અરે અમે આંરબના સરદારો છઇએ, અમારા નાના મોહમ્મદ મુસ્તફાછે, અમારા બાવા આંલીઅલ મુરતઝાછે, અમારી માં ફાતેમતઝ્ઝોહેરાછે, અમારા ભાઈ હસનઅલ મુજતબાછે, અરે લોકો અમારો કોઈ ગુનો નથી, અમે બે ગુના પાક જાત છઇએ. માઆશરલ એખવાનો, એક મોઅમેનીન બાઝારમા ઉભા હતા, તે મોઅમેનીને ઝંએનબ અલેહિસ્સલામના આ કલામ સાંભલેઆ તેજ વખત માથાઉપરથી પાગડી ફેંકી દીધી, ખાક

ઉડાવવા લાગા અને કહેવા લાગા કે હએ હએ આ તો નબીના અહેલેબએતછે અરે આ કુફીઓ કોને બંદીવાલ કરીને લાવેઆછે, હફ હએ અજબ અફસોસ અને પસતાવો, તે મોઅમેનીન રોતા હુવા ખાક ઊડાવતા હુવા લોકોની ભીડ ચીરીને પોતાના ઘરે આવેઆ, એના ઘરના લોકોએ પુછાંઉં કે તંમે આ મીસલ સા વાસતે રોવોછો? તે મોઅમેનીન કેહેવા લાગો કે અરે લોકો તમે મને ન પુછો, અરે હું જંએનબ અને કુલસુમને નંગે સર જોઇને આવિઓ છઉં, તે મોઅમેનીનના દીકરીઓ રોવા લાગી અને પુછવા લાગી કે અએ બાવા જંએનબ અને કુલસુમ કોણ છે અને કેની દીકરીઓછે, તે મરદ મોમીન કેવા લાગો કે અએ બેટીઓ એતો ફાતેમત જજંહેરાની દીકરીઓછે, એના નાના આપણા નબી મોહમંદ મુસતફા છે, એના બાવા અંલીઅલ મુરતંજાછે, અએ. માહારી દીકરીઓ મલાઇંનો એને કંએદ કરીને લાવેઆછે ખુલે સર શામના બાજાંરમાં ફેરવી રહેઆછે, તે મરદ મોઅમેનીનની છોકરીઓ આ કલામ સુણીને જાંર જાંર રોવાલાગી, માથા ઉપરથી ચાદરને ફેંકી દીધી, બાલુંને નોચવા લાગી, અને કેહેવા લાગી, કે અએ બાવા એતો મદીનાના રેનારછે, મદીનો કાંહાં, અને શાંમ કાહાં, તે મોઅનેનીન કેવા લાગા કે અએ બેટીઓ હું શું બયાન કરૂં અરે કઈ જંબાનથી કહું જંબાન લરજંછે, અરે માહારી બેટીઓ હું હમણા બાજાંરમાં ઉભો હતો જોઉંછું શું કે મવલાના હુસેન અલેહિસ્સલામનું માથું મુબારક ભાલા ની નોક ઉપર નજંર આવીઓ, તમામ ચેરો મુબારક ખુનમા લાલછે હોઠો સુકાંછે, એની પાછલ બીજા કેટલોક માથાઓ છે એ સરવે માથાઓબી ખુનમા ભરેલાછે, એના પાછલ નબીના અહેલે બએત ખુલી પીઠના ઉંટ ઉપર સવાર છે, ચો તરફ ખલક તમાસો જોવા વાસતે એકઠી થઇછે, માથાઓ ખુલાં છે મોંહો ઉપર બાલ પરેશાંન છે, કહેછે કે વાએ હુસેના કોઇ પુકારેછે કે વાએ મોહમંદા, વાએ અંલીઆ, વાએ ફાતેમાં વાએ હસના, તે મોઆમેનીન યાં તલક કહીને જંમીન ઉપર ગંશ ખાઈને પડી ગયા, પછાડી ખાવા લાગા, એની દીકરીઓબી જંમીન ઉપર પછાડી ખાવા

લાગી, દીવાલથી માથાઓ ટકરાવા લાગી, અને કેહેવા લાગી કે અએ બાવા આ ચાદરો અમારી હાઝર છે તમે લઈ જાઓ, અને ઝેંએનબ અલેહિસ્સલામને નઝર કરો અને અમને રજા આપો અમેભી આવીએ અને કદમબોશ થાઈએ, અમારા જાન એના ઉપર ફીદા કરીએ અને ઝાલિમના નઝદીક મિન્નત કરીએ કે અએ મલાઈનો આ નબીના અહેલેબએતને છોડી દો, એના બદલે અમને કેંએદ કરો, અફસોસ અમે તો ઘરમાં છઇએ અને નબીના અહેલેબએત ખુલે માથે બઝારમા ફરે છે, હએ હએ અજબ અફસોસ અને પસતાવો અગર રોતા રોતા અમારી જાન નીકલી જાએ તો બેહેતરછે, અએ બાવા અમને ઝેંએનબ અલેહિસ્સલામની ખીદમતમાં લઈ ચાલો અમો એ બીબી સાહેબની ખીદમત કરીએ.

રાવી લખેછે કે તે મોમીન ચાદર લઈને ઝેંએનબ અલેહિસ્સલામની ખીદમતમાં આવીયા અને અરઝ કીધી કે અએ બીબી ઝેંએનબ આ આપ નો ગુલામ કેટલીક ચાદરો નઝર કરવા લાવેઆછે, તે જનાબમાહે કબુલથાએ, જેવારે ઝેંએનબ અલેહિસ્સલામે ચાદરનો નામ સાંભળીઓ તે વારે આપ ઝાર ઝાર રોવા લાગા અને ફર માવા લાગા કે અઈ મરદ મોમીન ખુલેસર દર બદર ગલીઓ ગલી અમે ફરી ચુકા છઇએ, લોકો અમને ખુલે સર જોઇ ચુકેઆ છે, અમોને પરદામાં બેસાડનાર સરવે મારેઆ ગએઆ, અમારા વારસોના લાશા કરબલાના મઈદાનમાં બે ગોરો કફન પડ આ છે, અઈ મરદ મોઅમેનીન હવે અમને પરદાથી શું કાંમછે, ચાદરોની કઇ હાજત નથી, અમારા માથા ઉપર શતેમતજઝેહેરા ના દાંમનનો સાઈઓછે. તેઆરે શતમા કુબરાએ અરઝ કીધી કે અઈ ફુઈજી સાહેબ આ બાંદીને તો એક ચાદર અપાવીએ, આ મલાઈનો મને બલવઈ આંખમાં જુએછે, ઝેંએનબ આ સુણીને રોવા લાગા અને ફરમાવા લાગા કે અએ બેટી આ મલાઈનો તમારા માથા ઉપર ચાદર નહી રેવા દે, એટલું કહીને આપ ચાદરો લેવા લાગા મલાઈનોએ આપ ને ચાદરો લેવા નહી દીધી, તે મરદ મોઅમેનીને મલાઈનોને કેટલાક દીનાર

આપેઆ તેથી મલાઇનો કંઇ બોલેઆ નહીં, જેંએનબ અલેહિસ્સલામે તે ચાદરો લઇને એક એક ચાદર સરવે બીબીઉને આપી, સરવે એ તે મોઅમીન ના હકમાં દુઆ કીધી તે બાદ જેંનબ અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અઇ મરદ મોઅમીન તુએ આ વખતમાં નબીના અહેલેબએત ઊપર નીહાયત અહેસાન કીધો, ખુદાતઆલા તુંને એ અહેસાનની નેક જજા આપજો, અઇ મરદ મોઅમીન તું ઇ અમારા નાના મોહમ્મદ મુસતફા ને ખુશ કીધા, અલીઅલ મુરતજાને ખુશ કીધા, ફાતેમતજ્જેહેરા ને ખુશ કીધા, અમારા ભાઈ હસન અને હુસેન ને ખુશ કીધા, અઇ મારા મોહીબ જેવારે અમે જનંત મા જઇસું તેવારે તુને અને તારા અહેલેબએતને જનંતના લીબાસ પેરાવીસું, તે મરદ મોઅમેનીન જેંએનબ અલેહિસ્સલામના આ કલામ સાંભલીને જોર જોર રોવા લાગો અને પીટતો પીટતો અહેલે હરમ ના ઊંટોની સાથે ચાલેઓ તાકે અહેલે હરમ હાકમના દરવાજા ઊપર પોંહોચેઆ. લઇને હુકમ કીધો કે હા અરબના સરદારો ના માથાઓને લાવો અરબના કએદીઓ ને હાજર કરો. માઅંશરલ એખવાનો નબીઅલ ઇમાનો મૌલાના અલી જેએનુલઆબેદીન અલેહિસ્સલામ ફરમાવે છે કે મલાઇનો જેવારે અમને હાકમના સામને લઇ ગએઆ તેવારે અમારા બારે જણાના ગલાં ઇક રસીમાં બાંધેલા હતા, એક છેડા ઉપર હું હતો, અને એક છેડા ઊપર માહારી ફુઈ જેંએનબ હતા, અને વચમાં દસ જણ બીજા હતા, તેમાં કેટલાક બચાં હતા, અને કેટલીક બીબીઓ હતી, રસતામાં ચાલતાં ચાલતાં બચાંઓને ગશ આવી જાતો હતો એવી બુરી હાલતથી અમે યજીદ પલીદના નજદીક ગઇઆ, મલઊન તખત પર બેઠો હતો તખત ના નીચે અમારા બાવા હુસેનનુ માથું મુબારક સોનાના થાલમાં મુકીઊં હતું, જેવારે કે મારી ફુઈ જેંઇનબ અલેહિસ્સલામે બાવા હુસેન ના માથા મુબારકને જોઇઉં કે આપ ગશ ખાઈને જમીન ઉપર પડી ગયા અને પુકારવા લાગા કે અઇ મહારા માં નો જાએઆ ભાઈ હુસેન અમે કેદ થઇને શામ મા

આવેઆ છઇએ, અમારા માથા ખુલાં છે, અમારા બારે જણાના ગલા એક રસીથી બાંધેઆછે, મારી બેન સકીના પણ બાવા હુસેન ના માથા મુબારક ને જોઇને પછાડી ખાવા લાગી અને પુકારવા લાગી કે અએ બાવા હુસેન આ બેટી સકીના ને મુકીને આપ કાહાં તશરીફ લઇગીઆ, અઈ બાવા હુસેન આ મહારી ગરદન રસીથી કટી જાએછે આ મલાઈનો ના નરગા માંથી મુને છોડાવીઈ.

અઈ દુખવાનો મૌલાના અલી જૈનુલઆબેદીન અલેહિસ્સલામ ફરમાવે છે કે સકીનાનો આ હાલ જોઈને મારૂં, તો કલેજું ફાટી ગઇઉં મેં કઇઉ કે અઈ યજીદ મોહમંદ મુસંતફા ને ફાતેમતજંજહેરા આ વખત તારા ઉપર લાઅંનત બોલી રીઆછે, અઈ મલઉન બેગુના ઉપર આ મીસલ જુલમ કરવો કેએઆ મજહબ માં જાઈજ છે, અઈ મલઉન તુ અમારા ઉપર જુલમ અને સીતમ નથી કરતો, મગર તુ જુલમ અને સીતમ નબી અને ફાતેમાના રૂહુ ઉપર કરેછે, આ કલામ સાંભલીને મલઉન ગજબનાક થીઆ અને એક જલ્લાદ ને હુકમ કીધો, કે આ અલી જૈનુલઆબેદીનને મારા બાગમા લઈ જા અને બદન થી માથાને જુદું કર. માઅંશરલ એખવાનો રાવી લખેછે કે લઈન ના હુકમ મુવાફેક જલ્લાદ આવેઓ અને મૌલાના અલી જૈનુલઆબેદીન નો હાથ પકડીને કેહેવા લાગો કે અઈ અલી ઉઠો શાહાદત ના જામને પીઓ.

રાવી લખેછે કે જેઇનબે જોયું કે અલીને કતલ કરવા લઈન લઈજાઈછે, આપ ઉઠી ને અલી જૈનુલઆબેદીનથી લપટી ગઈઆ અને ફરમાવા લાગા કે અઈ લઈન શામી આ અલી બીમાર છે, અમારા કાફેલાના સાલાર છે, એના સીવાઈ બીજો કોઈ અમારો વાલી વારસ નથી, અઈ મલઉન ખુદા ના વાસતે આ અલીને છોડી દે, એના બદલે મારા માથાને બદનથી જુદું કર તે મલઉને જેઇનબના, કેહેવા ની તરફ ન જોઈઊ, અને મૌલાના અલી જૈનુલઆબેદીન ,ને બાગની તરફ લઈઅઈઓ યહાં અહેલેબેઈતમા રોવાનું ઈક શોર ઊઠેઓ, સકીના પુછવા

લાગી કે અય ફુઈ ઝંયનબ આ માહારા ભાઈને મલઊંન કાંહાં લઈજાયછે, અય ફુઈ સાહેબ મારા ગલાની રસીને છોડાતોહું ભી મારા ભાઈના સાથે જાઈસ. અલગરજં સકીના રોતા રહેઆ અને લઈન જલ્લાદ મૌલાના અલી ઝંએનુલઆબેદીન ને બાગની તરફ લઈઆવેઆ, અને એક કબર ખોદી ને કહેવા લાગો કે તમને કતલ કરીને આ કબરમા દફન કરીસ, મૌલાના અલી ઝંયનુલઆબેદીન કીબલાની તરફ ઝુકેઆ અને દીલથી ખીતાબ કરીને ફરમાવા લાગા કે અય દીલ હુશયાર થા હવે મોત નઝદીક છે આખર વખતમાં ખુદાતઆલાની ઈબાદત કરીલે, તે પછી આ મીસલ આપ દોઆ પડવા લાગા.—"ઈરહમ ગુરબતી વ બારીક ફીલ મઆતે"—તે પછી આપ સીઝદા દઈને દોઆ ફરમાવા લાગા તાકે જલ્લાદ તલવાર મીઆનથી જુદા કીધીતે વખત આપ. "કાલુ ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલેહે રાજઊન" આયત પડવા લાગા એટલામાં હવામાં એક હાથ નજર આવેઓ અને જલ્લાદના મોહોંઊપર એક તમાચો મારેઓ તાકે લઈન હલાક થીઓ, ખુદાની લાઅનતએ મલઊન ઉપર આ ખબર લઈન યઝીદ ને પોંહોંચી, લઈન સાંભલીને નેહાયત શરમીંદા થીઓ અને મૌલાના અલી ઝંયનુલઆબેદીન ને બોલાવીને આપને તખત ઉપર બેસાડેઆ અને અહેલે હરમની રસી ગરદન માંથી ખોલાવી અને અરજ મુકદ્દમ કરવા લાગો અને કેહેવા લાગો કે અય નબીના અહેલે બયત તમે માહારા મહેલમાં તશરીફ લઈજાઓ, તે વખત અહેલે બયત માં નેહાયત માતમ થીઓછે.

———oooooo———

# રિવાયત ૩ જી. મૌલાના ઇમામ હુસેન અલેહિસ્સલામનું મદીનાથી કુફા તરફ જાવું અને રસ્તામાં કુવાની અંદરથી જીન્ન લોકોનું રોવાનું આવાજ઼ સાંભલવાના બયાનમાં.

રાવી જાનસોજ઼ લખેછે કે, જેવારે મૌલાના હુસેન અલેહિસ્સલામે મદીનાથી કુરબલાની તરફ સફર કીધી, અને મનજ઼લ તઇ કરતા કરતા એક મનજ઼લમાં આપ ઉતરેઆ, તીઆં અએબથી આપના કાનમાં રોવાનો આવાજ઼ આવેઓ, તેવારે આપ ફરમાવા લાગા કે આકોન લોકો રોઇછે અને ગમ કરેછે, એટલામાં એક આવાજ઼ આવેઓ, કેનાર કહેછે કે અમે સગલા હુસેન અલેહિસ્સલામ ના અજાંદારો અને માતમ દારો છઇઇ હમે સગલા હુસેન ની મુસીબત ઉપર નોહા અન વીલાપ કરીઇ છઇએ.

રાવી લખેછે કે આ આવાજ઼ સુણીને મવલાના હુસેન એ આવાજ઼ની તરફ ચાલેઆ, તાકે આપને એક કુવો નજ઼ર આવેઓ, ઇ કુવામાંથી વાએ હુસેના વાએ હુસેના નો આવાજ઼ આવી રહેઓછે, આપ ઘોડા ઉપરથી નીચે ઊતરેઆ અને તે કુવામાં આવેઆ, જુએછે સું કે જીન્નોના બાદશાહ તખ્ત ઊપર બેઠાછે અને માતમ કરી રહેઆછે એની તમામ ફોજબી માતમ કરેછે અને કહેછે કે અફસોસ સદ અફસોસ, હએ હએ અમારા આકા મવલાના હુસેન અલેહિસ્સલામને જ઼ાલમોએ કરબલાની જમીનમાં ભુખેઆ પેઆસા કતલ કીધા અને આપના માથા મુબારકને ભાલાની નોક ઉપર ઊંચો કીધો અને આપના અહેલે બએતને બંદીવાન કરીને શામની તરફ લઇ ગઇઆ, અને આપના ફરજ઼ંદ ઇમામ અલી જ઼ઇનુલઆ

બેદીનના ગલામાં તોક અને હાથમાં હથકડી અને પગમાં બેડી પેહેરાવીને કાંટા ઊપર ઉગાડે પગેથી ચલાવતાં શામની તંરફ લઈગઈઆ, આ મીસલ તે પાદશાહ કહીને એક આહનો નારો મારીને તખ્ત ઊપરથી. જંમીન ઉપર પડી ગએઓ, અને પથ્થર ઉપર માથું પટકવા લાગો. ને "કાલુ ઇન્ના લિલ્લાહે વ ઈન્ના ઇલેહે રા જેઊન."—ની આયત પડવા લાગો તાકે તે પાદશાંહ મરી ગઈઓ અને જંમીન ફાટી તેમાં તે પાદશાંહ ગાંઈબ થઈ ગઈઓ.

મોઅમેનીનની જમાઅંત રાવી લખેછે કે મવલાના અલ હુસેન અલેહિસ્સલામ આ માજરો જોઇને આપ નેહાયત ઘબરાણા, અને બારી તઆલાની જનાબમાં અરજં કીધી કે અઈ પરવર દીગાર, માહારા ઊપર એવી કઈ મુસીબત આવનારછે કે તમામ મલાઈક, આસમાન, અને જંમીન, જીન્ન અને ઈનસાન સરવે માહારી મુસીબતને યાદ કરીને રોઈછે અને વીલાપ કરેછે, તે પછી જંમીનથી ખીતાબ કરીને આપ ફરમાવા લાગા કે અઈ જંમીન તુએ પાદશાહને તારા પેટમાં સા વાસતે દાખીલ કીધો મારા અજાંદાર અને ગંમખુવારને બાકી કેમ ન રહેવા દીધો, અઈ જંમીન એ પાદશાહને તુ બાહાર કાહાડ, તાકે હું એના રોવાના અમર ને તહેકીકં કરૂં.

રાવી લખેછે કે મૌલાના હુસેન અલેહિસ્સલામ ના અમર મોઆફીક જંમાને તે પાદશાહાને બાહાર કાહાડેઓ, મૌલાના હુસેન અલેહિસ્સલામ પાદશાહ ને ફરમાવા લાંગા કે અઈ પાદશાહ, તમે કેમ જાણીઉ કે હુસેન ઇબને અંલી કરબલાની જંમીનમાં ભુખેઆ અને પેઆસા શહીદ થઈગીઆ, અને એના અહેલે બએત ને જાંલિમોઈ કંએદ કરીને ખુલેસર નંગી પીઠ ના ઊંટ ઉપર બેસાડીને શામ ની તંરફ લઈગએઆ, અને ઈમામ જંએનુલઆંબેદીનને બેડીઆ પેરાવીને ખુલે પગે ચલાવતા લઈગએઆ.

રાવી લખેછે કે પાદશાહ તો મરીગીઆ હતો કંઈ જવાબ દીધો નહી, વલેકીન જંમીને અરજં કીધી કે અઈ મરદ મુસાફર એક રોજં અમીરલ મોઅમેનીન

અઁલી ઇબને અઁબીતાલિબ સલવાતુલ્લાં અલેહે. આપ યહાં તશરીફ ફરમાવેઆહતા અને મિમબર ઉપર ચડી ને ખુંતબો બલીગ પડેઆ હતા, ઈ ખુતબામા મૌલાના હુસેન અલેહિસ્સલામની મુસીબતના જીંકરને પડેઆ, તે વખંત જીન્નોમાં નેહાયત ગંમ અને માતમ બરપા થીઆ, તાકે સરવે ગશ ખાઇને પડીગીઆ, કોઈમાંબી હોશ બાકી ન રહેઆ, આકા અમીરલ મોઆમેનીનં સલવાતુલ્લાં અલેહે એ સરવે ઉપર ગુલાબનો પાણી છાંટીઉં, તાકે સઘલા હોશમાં આવેઆ, આકા અમીરલ મોઅમેનીન તે જીન્નો ના બાદશાહને એક તાજ આપેઆ, અને ફરમાવીઊં કે અએ પાદશાહ એક દીન એવો આવસેકે માહારા ફરજંદ હુસેન મદીનો વઐરાંન કરસે, અને કરબલા વસાવસે, કરબલામાં ભુખેઆ અને પીઆસા શહીદ થાસે, અઈ પાદશાહ તે દીન આ તાજ લાલ થઈજાસે, અઈ પાદશાહ જેવારે કે તમે આ તાજ ને લાલ જુઓ તેવારે તમે એમ જાણજો કે મૌલાના અલ હુસેન અલેહિસ્સલામ મદીનાથી કરબલાની સફર કરી ચુકેઆ, તે દીન તમે સગલા મારાં હુસેનનો માતમ કરજો તમારૂં રોવું જાંઈઆ નહીં થાઈ, અઈ મરદ મુસાફર આ દીનો તે દીનો છે કે આ દીનો માં આસમાન લરંજેછે, જંમીન કાંપેછે, અરે અમારા કાંનોમાં મલાએકનો રોવાનો આવાજં આવેછે, ચોતરફ વાએ હુસેના વાએ હુસેનાની પુકાર છે, અઈ મરદ મુસાફર તે તાજબી લાલ થઇ ગયુંછે, અએ શખંસ અમારા આકાં હુસેન મદીનાથી સફર કરી ચુકેઆછેં, તે વાસતે સઘલા જીન્નો એના પાદશાહ મૌલાના હુસેનનો માતમ કરેછે અને રોએછે.

મોઅમેનીન ની જમાઅંત, અઈ હુસેન અલેહિસ્સલામના અજાંદારો તમે અને આપણે આકાં હુસેન ની મુસીબતને ઈઆદ કરીને રોઇએ અને માતમ કરીએ એમાં કંઈ અજબ નહીં, અરે મૌલાના હુસેન શહીદ નહોતા થીઆ તે કબલ તમામ જીન્નાત માં મૌલાના હુસેન નો માતમ થીઓ છે.

રાવી લખેછે કે જેવારે મૌલાના હુસેન જંમીનનો આ કલામ શાંભલીઆ

તેવારે આપ નેહાયત રોએઆ, તે બાદ આપે તે પાદશાહની લાશને ગુંસલ દીધું, અને કફન પેરાવીઉં અને નીમાઝ પડી અને દફન કીધું, તે બાદ આપ કુવાથી બાહેર નીકલેઆ અને આપની બેન ઝેનબ અને તમામ અહેલેબએતને કુવાનો અને જીન્નોના પાદશાહ નો હાલ સંભલાવીઓ તીઆરે અહેલેબએતમાં નેહાયત માતમ થીઓ.

અઇ મહેરબાનો ભાઇજાનો બસીરતની આંખોને ખોલો આ બયાનને અકલનાં તરાજુંમાં તોલો, અએ હુસેનીયો કયા મોંહથી બયાન કરૂં, કઈ ઝબાનથી કહું અઇ અઝાદારો ઝબાન લરઝેછે બદન કાંપેછે કલેજાનાં ટુકડે ટુકડા થાઇછે, હએ હઇ અફસોસ સદ અફસોસ અજબ પસતાવો કે મવલાના અલ હુસેન તો જીન્નો નાં બાદશાહને ગુંસલ દીધું, કફન પેહેરાવીઊં અને દફન કીધું, હએહઇ અફસોસ સદ અફસોસ આપની લાશો મુબારક જલતી ઝમીન ઉપર બે ગુંસલો કફન વ દફન ચાલીસ દીન સુધી પડી રહી, મલાઇનો એના મુડદાઓને દફન કરે અને આકા હુસેનની લાશ મુબારક જલતી ઝમીન ઊપર પડી રહે, હઇ હઇ અજબ પસતાવો આ સું બલા અને મુસીબત છે, અરે મલાઇનોએ આકા હુસેનની લાશ મુબારકને ગુંસલ ન દીધુ, કફન ન પેરાવીઉં દફન ન કીધું, પણ ભલા લાશ મુબારક ને ઇજા તો ન દેતા, અરે ઘોડાની ટાપુંથી આપની લાશ મુબારકને પામાલ તો ન કરતા પણ મલાઈનોને ચેન કાંહાં પડે.

રાવી જાનસોઝ લખેછે કે જેવારે મવલાના અલ હુસેન અલેહિસ્સલામ આપ ઘોડા ઉપરથી ઝમીન ઉપર પડેઆ, પડતાના સાથ આપને ગશ આવી ગઇઓ, હઇ હઇ અફસોસ સદ અફસોસ અરે કઈ ઝબાનથી તમને સંભલાવું.

રાવી લખેછે કે શીમર મલઊન ખુદાની લાઆનત એ શીમર ઉપર લઇને જોઇઉં કે મવલાના હુસેન ગશની હાલતમાં છે આ વખત ફુરસતનો વખતછે, મલ ઊન કમબખત સીના સખત હાતમાં ખંજર ચમકાવતો આવેઓ, લઈન જોડા

ફેરીને સીના અકદ્દસ ઉપર સવાર થીઓ, હઈ હએ અજબ અફસોસ અને પસ તાવો અરે આસમાન કેમ ન ટુટી પડ્યો, જમીન કેમ ન ફાટી ગઈ, લઈને ચા હીઉં કે આપના માથા મુબારકને બદન અંતહરથી જુદા કરૂં, મવલાના અલ હુસેન અલેહિસ્સલામ ગશથી હુશીઆર થયા, આપ ફરમાવા લાગા કે અએ મલઊન તુ કોણ છે, લઈન કેહેવા લાગો કે હું તમારો કાતીલ શીમર છું, આપ ફરમાવા લાગા કે અઈ શીમર હું ત્રન દાહાડાનો પીયાસોછું, મને પાણી પાઈ ને જબ્હ કર, અએ શીમર કસાઈ બકરા ગાએને જબ્હ કરેછે તો પાણી પાઈને જબ્હ કરેછે, ભલા હું તો તારા નબીનો નવાસો છઊં, અલીનો દીલબંદ છઊં, અએ શીમર એક કતરા પાણીથી દરીયો કમ નાહી થઈ જાએ.

અએ મેહેરબાનો ભાઈજાનો પાણી અને આગ કોઈને વાસતે મના નથી, પણ આ નબીની ઉમ્મતે નબીના ફરજંદાને પીયાસા કતલ કીધા, હઈ હએ મલઉન શીમર ખુદા એની જબાનને કતા કરનો. કહેછે કે અઈ હુસેન સેંકડો પાણીની મીશક ભરી ભરીને જમીન ઉપર ફેંકી દઊં પણ તમને એક પાણીનો ગોટ નાહી પાઉં, હઈ હઈ યહુદ અને નસારા અને મજુસ તો પાણી પીઈ અને હોજે કૌસરનાં લાલ પાણીને તરસે, તે પછી મલઊન શીમર આપના ગલા મુબારક ઊપર ખંજરના રગડા દેવાલાગો, લઈન બુઠો ખંજર લઈને આવેઓ હતો લઈન ની ગરજ એ કે આપને ઈજા જીઆદા થાઈ.

રાવી જાનસોજ લખેછે કે બારી રગડામાં આપનો સર મુબારક બદન અકદ્દસ થી જુદો થીઓ લઈન શીમર હાથમાં સર લટકાવતો લશકરમાં આવેઓ, અંજ ભાલાની નોક ઊપર આપના માથા મુબારકને ઊચો કીધો, મલાઈનો ખુશીના ઢોલ વજાડવા લાગા.

રાવી લખેછે કે લઈન ઊમર બીન સાઅદ ખુદાની લાઅનત એ ઊમર બીન સાઅદ ઊપર, લઈને લશકરીઓને હુકમ કીધો કે હાં અએ લોકો હવે મૌલાના

હુસેનના લાશા ઊપર ઘોડાઓને દોડાવો અને ઘોડાઓની ટાપુથી આપના લાશા ને કચરી નાખો.

રાવી લખેછે કે ઝેંએનબ અલેહિસ્સલામ આપ ખેએમાના દરવાજા ઊપર ઉભા હતા, આપે જાણીઉં કે આ મલાઈનો કહેછે તે કરી બતાવસે હમણા મારા ભાઈના લાશાને કચરી નાખસે, આપને ગશ આવેઓ ફિર્ઝા ને ફરમાવા લાગા કે અએ ફિર્ઝા જલદી જા જલદી જા, આ જંગલમાં એક શેર રહેછે એનુ નામ અબુલ હારસ છે, તું જઈને એ શેરને મારૂં સલામ પોહોંચાડીને કહે કે અએ શેર તમે કઇ ગફલતમાં છો, તમને કંઈ ખબર છે કે નહીં, અરે ખુદાના શેરના લાલને મલાઈનોએ ભુખેઆ અને પીઆસા શહીદ કીધા, હવે મલાઈનોએ મનસુબો કીધોછે કે આપના લાશાને ઘોડાઓની ટાપુ થી કચરી નાખે, તે વાસતે અઇ શેર તમે શીતાબી થી આવો અને મારા ભાઈની લાશને આફત થી બચાવો. ફિઝા ઝેંદનબ અલેહિસલામના અમર મુવાફીક મઇદાનમાં આવેઆછે, આવાઝે બુલંદ થી નીદા કીધી કે અઇ અબુલહારસ મારી બીબી ઝેંદનબ તમને સલામ કહેવડાવીઉંછે કે ખુદાના શેર અલીના ફરઝંદ હુસેન ની લાશને મલાઈનો એ પામાલ કરવા નો ઇરાદો કીધોછે, તમે શીતાબી થી આવો અને મારા ભાઈ હુસેન ની લાશની હિફાઝત કરો, તે શેરે જાંહાં, ઝેંએનબનું નામ સાંભલીઊ કે રોતો રોતો ખાક ઉડાવતો આવેઓ મોલાના હુસેન ની લાશ મુબારક ના નઝદીક ઉભો રહેઓ, મલાઈનોઇ ચાહીઊં કે આપની લાશ મુબારક ઉપર ઘોડાને દોડાવે, શેરે એવો હમલો કીધો કે મલાઈનો નઝદીક આવી સકેઆ નહીં ખુદા એ સરવે મલાઈનો ને દુનીઆમા ઢીલા મુકેઆછે આખરતમાં ઇના વાસ્તે અઝાબ સખત છે, વસયાઅલ મુલ્લઝીના ઝલમો અએ મુનકલેબો યન કલેબુન.

---

# રિવાયત ૪ થી. એક શીઆનું કંબરસ્તામાં જાંવુ અને તીઆં હજ઼રત ઇમામ હુસેન અલેહિસ્સલામના મોહિબની કંબરની હકીકત જોવાનાં બયાનમાં.

રાવી જાનસોઝ઼ લખેછે કે બનીઅલ અબ્બાસ થકી ઇક શખસ અલીઅલ આલા ના મોહિબ્બ હતા, અલી ની મોહોબતં કસતુરીની મીસલછે, કસતુરી ની ખુશબો મખફી રીએ તો અલીની મોહોબત મખફી રીઇ, તે મરદ મોહિબ ના કરાબત વાલા એની અદાવત કરવા લાગા તાકે સરવે એના કતલનો ઇરાદો કીધો, એક રોઝ઼ તે મરદ મોહિબ કબરસતાનમાં મખફી થઈને બેઠા, તમામ દીન અમીરલ મોઅમેનીન ની ઝીકર માં રીઆ, જેવારે કે દીન તમામ થીઓ અને રાત પડી તે વારે તે મરદ મોહિબ કબરસતાનમાં ફરવા લાગા, તે મરદ મોહિબને એક કંબર નઝ઼ર આવી તે કબર તેજ દીને બની હતી, જુએછે શું તે કબરના નઝ઼દીક ચાર ફીરસતાઓ ઉભાછે, એમાંથી એક ફીરસતાના હાથમાં કલમ દવાત અને કાગઝ઼ છે, તે કહેછે કે હું હરઇક મઇય્યત ના અમલ નો લખનારછું, તમે આ મઇય્યતની કબર ખોલો એમાંથી એક ફીરસતાઇ કબરને ખોલી અને મૈય્યત ની પેશાની અને મોંહ જોઇને કહેવા લાગો કે અએ અમલના લખનાર આ શખસ ની પેશાનીએ અલ્લા વાસતે કોઇ વખત સીઝ઼દા નથી દીધો, અને એના મોંહ ઇ કોઇ વખત ખુદાની ઝીકર નથી કીધી, શોહરે રમઝ઼ાનના રોઝ઼ાબી નથી કીધા, તે અમલના લખનાર કેહેવા લાગા કે એના હાથ ની તરફ જુઓ, કે હાથે કોઇ ખએર નો કાંમ કીધોછે યા નહીં ? તે ફીરસતાઓ હાથ ને જોઇ ને કહેવા

લાગા કે અએ અમલના લખનાર આ શખસના હાથે ઘણાં બદ કાંમ કીધા છે કોઇ નેક કામ કીધો નથી, ખુદાની શહામાં એક પઇસોબી આપેઓ નથી, એના બેઉ હાથ સખાવત થી ખાલીછે તે અમલના લખનાર કેવા લાગા કે એના પગ તરફ જુઓ તે ફીરસતા પગની તરફ જોઈને કેહેવા લાગા કે અએ અમલના લખનાર આ શખસના પગેબી કંઈ ખઅેરનો કાંમ નથી કીધો, ન મસજીદમાં જઇને નમાઝ પડીછે, ન હજ કીધીછે, તે અમલના લખનાર કેહેવા લાગા કે આ શખસ જહન્નમનો મુશતાક છે, પણ ભલા એના દીલને જુઓ કે દીલનો સુ હાલછે, દીલ નુરછે યા ખાક છે? જેવારે કે તે ફીરસતાએ દીલ ને જોઇઉં ને કેહેવા લાગા કે અએ અમલના લખનાર આ શખસ નો દીલ પાક છે, પન્જતન પાકની મોહોબત ની ખુશબોથી તમામ દીલ મેહેકી રહેઓછે તેવારે તે અમલના લખનારને ખુદા તઆલાનો અમર થીઓ કે હાં અએ અમલના લખનાર આ શખસના અફઆલ ને ઝહેરના અફઆલ લખી લે આ શખસ પન્જતનનો મોહિબ છે, એને બે હીસાબ જન્નતમાં દાખલ કરો.

રાવી લખેછે કે એટલામાં હાતિફે નીદા કીધી કે અએ ફીરસ્તાઓ નબી મોહમ્મદ મુસતફા તશરીફ લાવેછે, અમીરલ મોઅમેનીન બી છે, તે બાદ પાછો હાતિફે નીદા કીધી કે મવલાના હુસેન બી તશરીફ લાવેછે તે શખસની કબર તમામ રોશન થઇ ગઇ, મવલાના ફરમાવા લાગા કે અએ નાના રસુલ, અલ્લાહના મકબુલ, આ શખસની એક અમાનત મારી પાસેછે, આ શખસ મારી મુસીબત ને યાદ કરીને મારી ભુખ અને પીઆસ યાદ કરીને રોએઓછે, એના આંસુ મારા દામનમાં છે, અએ નાના આ શખસને એના આસુંના બદલ હોઝે કવસર આપીએ જન્નતમાં એ શખસને આપણા સાથે લઇ ચાલીએ, અને હુરની સાથે શાદી કરી આપીએ, જેએ તાલે અને જેએ નસીબ તે શખસના કે મવલાના હુસેન જેની શફાઅત કરે.

માઆંશરલ મોઅમેનીન અએ ભાઇઓ અને બહેનો ખુદા તાઆલા તમને રહેમત કરજો, ખુદા તાઆલા તમારા થોડાને ઘણું કરજો, અઈ હુસેન અલેહિસ્સલામના અઝાદારો માતમદારો માતમી પોશાક રંગાવો, દીલથી ખુશીને દુર કરો, વાઈ હુસેના વાઈ હુસેના પુકારો, અઈ મહેરબાનો આ હુસેનનો માતમ તે માતમ છે કે આસમાન અને જમીનમાં કોઈ મકાન ખાલી નથી, ચો તરફ આકા હુસેનનો માતમ બરપા છે, અરે આ મુસીબત તે મુસીબત છે કે મુસીબત અગર પાહાડ પર પડે તો પહાડના પુરજાં પુરજાં થઇ જાઈ અઈ હુસેનીઓ હુસેનની મુસીબત ને યાદ કરીને એટલા રોવો કે બેહોશ થઈ જાઓ, તાકે હુસેન આપણાથી ખુશ થાઈ અને આપણી બી કબરમાં આકા તશરીફ લાવે, આમીન યા રબિલ આલેમીન.



# રિવાયત ૫ મી. મૌલાના ઇમામ હુસેન અલેહિસ્સલામની બાંદી શીરીનને આઝાદ કરવાનાં બયાનમાં.



રાવી લખેછેકે શેરબાનુ અલેહિસ્સલામની એક બાંદી હતી, એ બાંદીનું નામ શારીન હતું, એક દીન મવલાના હુસેન અલેહાસ્સલામ શીરીનને જોઇને ફરમાવા લાગા કે શીરીનની આંખોં અને ચેહેરો ઘણો રૂપાલો છે, બાનુ અલેહિસ્સલામ ખીદમતમાં હાઝેર હતા, આપે જાણીઊં કે માહારા મવલા એ શીરીનને પસંદ કીધીછે તેજ વખત આપ ઊઠેઆ, શીરીનનું હાથ પકડીને ઘરમાં લઈ આવેઆ, સારી પોશાક પેહરાવી. તે બાદ આપ શીરીનના ચો તરફ ફરવા લાગા, એટ લામાં મવલાના હુસેન તશરીફ લાવેઆ, બાનુ અલેહિસ્સલામ અરજ કરવા લાગા કે અએ માહારા મીયાં અને મવલા, બાંદીએ શારીનને આપ કબુલ કરીએ, મવ

લા બાંદીએ શીરીનને આપને ખુશીથી આપી, માહારા મવલા આ બાંદીના હદીઆને કબુલ કરીએ, મવલાના હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અઈ શેરબાનુ જેવારે કે તમે શીરીનને ખુશીથી મને આપી, તેવારે એ શીરીનને અમે ખુશીથી આઝાદ કીધા, પણ અઈ શેરબાનું તમે અકસર બાંદીઓને આ ઝાદ કીધી એમાં તમારૂં એટલું પીયાર બીજી કોઈ બાંદી ઉપર ન હતું, સરવે બાંદીઊં કરતાં શારીનને જીઆદા પીઆર કરોછો એનુ સું સબબ, મવલાતના શેરબાનુએ અરજ કીધી કે અએ માહારા સરના તાજ અઈ માહારા ઇમામ, શીરીનને બાંદી સા વાસતે પીઆર ન કરે, અએ આકાં હુસેન આ શીરીન કેની લોંડીછે, આપની લોંડીછે, જેંહે નસીબ આ શીરીનના.

રાવી લખેછે કે તે બાદ મવલાના હુસેને શીરીનને ફરમાવીયું કે અઈ શીરીન તમે તમારા વતનની તરફ જાઓ, શીરીન રોવા લાગી અને અરજ કીધી કે અએ માહરા આકાં બાંદી મીયાંનો દરવાજો મુકીને કાંહાં જાય, મવલાના હુસેન ફરમાવા લાગા કે ના અએ શીરીન, મુકદ્દરમાં લખાઈ ચુકુંછે કે તમે તમારા વતનની તરફ જાઓ ઈનશાં અલ્લાહ એક દીન આ હુસેન મહેમાન થઇને તમારા ઘરે આવસે, શીરીન ખુશી થીઆ, આકાં હુસેન ના ચો તરફ ફરવા લાગા અને અરજ કીધી કે જેંહે નસીબ આ બાંદીના કે નબીના નવાસા લોંડીના ઘરે પધારે, પણ અએ માહારા મવલા કેઆરે તશરીફ લાવસો ? મવલાના હુસેન ફરમાવા લાગા કે અઈ શીરીન નજદીકમાં, કોઇતો પગેથી ચાલીને આવે પણ આ હુસેન તો માથાથી ચાલીને આવસે, શીરીને અરજ કીધી કે અઈ માહારા મૌલા આપ એકલા આવસો યા સરવે અહુલેબઇતને સાથે તેડીને આવસો ? મૌલાના હુસેન ફરમાવા લાગા કે ના અઈ શીરીન સરવે અહુલે બઇત બી સાથે હસે પણ અઈ શીરીન અમે એક રાત તારે ઘર રેસું એમાં તુને ખાવા પીવા ની તકલીફ નહી આપીઈ, શીરીન રોવા લાગી અને અરજ કીધી કે અઈ માહારા મૌલા આપ આ સું

ફરમાવોછો અય આકાં જમણ નહીં જમો એનો સું સબબ, આપ ફરમાવા લાગા કે અય શારીન તે વખત એવુંજ હસે અએ શીરીન તું હુસેન ની દાઓાવત નહીં કરી સકે પણ અહેલે બઇત ને એક એક ચાદર ઓડાવજો.

રાવી લખેછે કે તે બાદ શીરીન, બાનુના ચો તરફ ફરવા લાગી અને અરજ કીધી કે અએ આકાં હુસેન આ બાદીને અલીઅકબરની શાદી જોવાની ભારી હોંસછે, ખુદા તઆલા આપને એ ખુશીનો દીન દેખાડે તે દીન આ બાંદીને કાગલ લખીને બોલાવજો, આ બાંદી ને ભુલી ન જાસો, ગરચે આ બાંદી આંખુ થી દુર રહે પણ અય મૌલા દીલથી નઝદીક જાણજો. શીરીનના આ કલાંમ સાંભલીને મૌલાના હુસેન ઘણા રોઇઆ અને ફરમાવા લાગા કે હાં અએ શીરીન અલી અકબરની શાદી કરીસ તે વખત ઇનશા અલ્લાહ જરૂર તમને બોલાવી સ પણ ખુદાના હાથમાં છે, ચાહાસે તો શાદી થાસે વલેકીન અય શીરીન અઢારમું વરસ અલીઅકબર ઊપર ઘણો ભારી છે ખુદા એ, સાલને ખએરીયતથી તમામ કરે. તે બાદ શીરીન કદમ બોશ થીઆ તમામ અહેલે બએતથી રોતા રોતા વીદાએ થીઆ, મૌલાના હુસેને એક ઊંટ મગાવીઆ ને ઊંટ ઉપર શીરીન ને સવાર કીધી અને રોતાના હાલે વીદાઇ કીધી, શીરીને અરજ કીધીકે અય માહારા મૌલા આ બાંદી આજથી આપના આવવાના દાન ગણસે તાકે ખુદાતઆલા મહારી ઊંમેદ ને તમામ કરે.

રાવી લખેછે કે શીરીન વીદાઇ થઈને ચાલેઆ તાકે એના શહેરના નઝદીક પોચેઆ, એક મનઝલ શહેર દુર રહી ગઇઊં; તે રાતે તે શહેરના અમીરને સપનુ આવીઉં, તે અમીર યહુદી હતો એનુ નામ અઝર છે તે યહુદી સપના માં જુએછે સું કે રસુલિલ્લાં સલ્લેલા અલેહ વ આલહી વસલમ આપ તશરીફ લાવેઆછે આપ ફરમાવે છે કે અય અઝર ઊઠો મારો ઈસલામ લાવો અને મારા નવાસાં હુસેને એક બાંદીને આઝાદ કીધોછે તે બાંદી નુ નામ શીરીન છે, યાહાંથી એક

મનઝંલ ઊપર ઊતારો કીધોછે, કાલે શહેરમાં દાખલ થાસે તેવાસતે અઈ અંબર તમે એના ઈંસતકબાલ વાસતે જાજો, તમે એનાથી શાદી કરજો! એ શીરીન અજબ નેકબખત બઈરીછે.

રાવી લખેછે કે તે અમીર સપનામાં રસુલિલ્લાં સલ્લેલા અલેહ વ સલમનું ઇસ લામ લઈ આવેઆ. જેવારે ફજર થઇ તેવારે અંબરે ઇસતકબાલ વાસતે તઈઆરી કીધી, બાદ અઝઝોહુર શેહેરના બાર નીકલીયા થોડેક દુરન ગએઆ કે શીરીન નો ઊંટ નઝર આવેઓ, જાંહાં અંબર થી ઊંટ નઝદીક થએઓ અંબરે કહીઊં કે અસ્સલામો અલેક યા શીરીન, શીરીને જવાબ દીધો કે વ આલેકુમ સ્સલામ યા અંબર, તે બાદ શીરીન કેહેવા લાગી કે અઈ અંબર તમે કેમ જાણીઊં કે. માહારૂં નામ શીરીન છે? અંબર કેહેવા લાગો કે અઈ શીરીન આજની રાતે મારા સપનામાં રસુલિલ્લાં સલ્લેલા અલહે વ સલમ તશરીફ લાવેઆ હતા, હું રસુલિલ્લાં નુ ઈસલામ લઇઆવેઓછું, રસુલિલ્લાં મને તાહારૂં નામ બતાવી ગએઆછે, અને ફરમાવી ગએઆછે કે અએ અંબર તમે શીરીનને સાંમે લેવા જાજો અને એની સાથે તમે શાદી કરજો, તે વાસતે હું તમારી સાંમેલેવાને આવેઓછું અઈ શીરીન તમે મારા ઘરે ચાલો તમે મારા ઘરને આબાદ કરો.

રાવી લખેછે કે તે શીરીન યહુદી સાથે શાદી કરીને યહુદીના ઘરે આવેઆ, યહુદીનો ઘર આબાદ થીઓ, યહુદી ખુશીની સાથે રેહેવા લાગો, શીરીન ને હમેશા હુસેન ની યાદ હતી, અંબર ના નઝદીક હમેશા ઝીકર કરતી અને કેહેતી કે અઈ અંબર માહારા મૌલા અને આકાં હુસેન ઈબને અલી ઊમ્મતના ઇમામ છે, રસુલિલ્લાંના નવાસા છે અલી અલ આલાના ફરઝંદ છે, ફાતેમત ઝઝહેરાના દીલબંદછે, મૌલાના આલ હસન ના ભાઈ છે આપની બેન ઝએનબ અને કુલસુમછે, આપના પહેલા ફરઝંદ અલી ઝએનુલઆબેદીનછે બીજા ફરઝંદ અલી અકબરછે. કે જેની સુરત રસુલિલ્લાંની સુરતછે, તીજા ફરઝંદ અલી અસગરછે, અઈ અંબર માહારામૌલાએ મને

મીઆંદ કીધોછે કે અય શીરીન એક દીન અમે તારા ઘરે મેમાન થઉને આવસું, અદ અંજીર માહારા મૌલા વાદદાના સાચા છે ઇનશા અલ્લા નજદીકમાં આકા હુસેન આપણે તીઆં તશરીફ લાવસે, અદ અંજીર તમે હુશીઆર રેહેજો એવું ન થાએ કે આકા હુસેન તશરીફ લાવે અને આપણે બેખબર હોઈએ, ના, ના, અદ અંજીર આકા હુસેનની ખબર પુછતા રેનો. યાંહાં તો સીરીન નું આહાલ હતું હમેશા હુસેન અલેહિસ્સલામનું ધીઆંન હતું અને વાંહાં મૌલાના હુસેન ઊપર કુફાથી કાગજપર કાગજં આવવા લાગા, હદ હદ આકાંહુસેનને મલાઇનો એ એક ઘડીબી ચેન લેવા ન દીધું, વતનથી બેવતન કીધા મેમાંન કરી બોલાવેઆ મેમાનીમાં તીરોઅને તલવારોના ફલ ચખાવેઆ.

રાવી જાનસોજં લખેછે કે મૌલાના અલહુસેન અલેહિસ્સલામ આપ મદીનાથી ચાલેઆ મક્કામાં આવેઆ, શીરીનને ખબર થઇ કે આકા હુસેન મક્કે તશરીફ લાવી ચુકા કુફે જાવાનો ઇરાદો છે, શીરીન નીહાયત ખુશી થઈ પોતાના શૌહર ને ખબર કીધી કે અદ અંજીર માહારા મૌલાં મકકે પધારી ચુકેઆછે, ઇનશા અલ્લાહ નજદીકમાં આપ યાંહાં પધારસે, ખુદા તાઅલાદ માહારી ઊમેદને તમામ કીધી અદ અંજીર હવે જીઆરત નો સામાન તઇઆર કરો.

રાવી લખેછે કે આકાં હુસેન મક્કામાં આપ ચદનથી રહેવા નહી પાયા જીલહજ ની નવમી તારીખ અરફાના દીને આપ મક્કાથી ચાલેઆ, હદ હદ જમાંનાનો સું ઈનકેલાબ છે કે મુલકો મુલકથી લોકો તો મક્કામાં હજ વાસતે આવે અને ઊમ્મતના ઈમામ હજ ન કરવા પામે.

રાવી લખછે કે આકાં હુસેન મોહરરમની બીજી તારીખે કરબલામાં આવેઆ આપની સરવે મનજલો દુનીઆંની તમામ થઇ. તેજ દીનથી મલાઈનોની ફોજ આવવા લાગી, હદ હદ અફસોસ સદ અફસોસ ઊમ્મતનાં ઈમામ ખલકના ઇમામ જુલમ અને સોતમની ફોજમાં ઘેરાઇ ગએઆ, મલાઈનોએ આપને ચો તરફથી

ઘેરી લીધા, તારીખ સાતમીથી મલાઈંનોએ આકા હુસેન ઊપર પાણી બંદ કીધું.

રાવી જાનસોઝે લખેછે કે મોહર્રમની દસ ૧૦ મીં તારીખેં બે પ્રોહોર ના અર સામાં આકા હુસેન ના યારો યાવર ભુખેઆ અને પીઆસા સરવે મારેઆ ગઈઆ, ભાઈ ભતીજા બેટા ભાનજા સરવે શહીદ થઈ ગઈઆ, કોઈ બાકી ન રહેઓ અકલા તને તનહા આપ બાકી રહીગઈઆ, આપ ઘોડા ઉપર સવારથીઆ, જંગનાં મઈદાનમાં આવેઆ મકંતલ અઝુંમને આપે. કતલ કીધો તાકે ભુખને પીઆસ ના સબબ આપને ગંશ પર. ગંશ આવવા લાગા, હઈ હઈ અફસોસ લઈન શામીઈ ફુરસત નો વખંત જોઈને આકા હુસેન ની પીઠમાં જોરથી એક ભાલો મારેઓ નઝદીક હતું કે આકા હુસેન ઝંમીનપરપડે, ઘોડાએ જોઈઉ કે મારો સવાર હમણા ઝંમીનઊપર પડસે, તે ઘોડો ગુટન ટેકીને બેસી ગઈઓ ને આહીસતા આકા હુસેનને ઝંમીનઉપર ઉતારેઆ.

માઆંશરલ મોઅમેનીન, અઈ મહેરબાનો ભાઈઓ અને બેનો હુશીઆરથાઓ હુશીઆર થાઓ, કયામતની ઘડીછે, આહા, આહા, આકા, હુસેન ખુનથી વઝું કરીને કીબલાની તરફ ઝુકેઆ, આહા લઈન શીમર ખુદાની લાઅંનત હે શીમર ઉપર, લઇન હાથમાં ખંજર ચમકાવતો આવેઓ, આહા, આહા, આકા, હુસેનના માથા મુબારકને બદન અકદૅસથી જુદું કીધું અને ભાલાની નોક ઊપર માથા મુબારક ને ઊંચું કીધું તે બાદ મલાઈંનો બે ધડક ખએમા માં ધશી આવેઆ, બીબીઉંની ચાદરૂં ને છીની લીધી, હએ હએ જે બીબીઊંના માથાં ખુલાં હોએતો સુરજ ન ઊગે તે બીબીઊંને મલાઈંનોએ નંગે સર કીધી, ખએમાને જલાવી દીધું, આકા ઈમામ ઝંએનુલઆબેદીન ના ગલામાં તોક પેહેરાવી, હાથમાં હથકડી ને પગમાં બેડી પેહેરાવી, તમામ અહેલેબઈતને ખુલી પીઠના ઊંટ ઉપર સવાર કીધાં, ઉંટોંની મેહાર ઈમામ ઝંએનુલઆબેદીનના હાથમાં આપી મલાઈંનો અહેલેહરમને બંદીવાન કરીને લઈ ચાલેઆ.

રાવી પુરગંમ લખેછે કે અહુલે હરમનો લુટીલીધેલો કાફલો એક પાહાડના નઝદીક પોંહોંચીઓ, કે જે પહાડ ના ઉપર શીરીન રેતી હુતી, તે દીન મલઉંનોએ તે પાહાડના નીચે મુકાંમ કીધું, હુએ હુએ મલાઈંનોતો સુવાના વાસતે સારા સારા બીછાના બીછાવે ખાસા જમણા પકાવી ને જમે અને નબીના અહુલેબઇત ભુખેઆ અને પીઆસા જંમીન ઉપર બેસી રીએ.

રાવી લખેછેકે શીરીન ને હુસેન અલેહિસ્સલામનો કમાલ ઈશક હતો, હમેશાં ઈંતજારીમાં હુતી કે માહારા મોલા આજ કાલ માં આવવા જોઇએ, તેજ રાતે શીરીન ને ખોવાબ થીઓ, જુએછે શું કે આકાં હુસેન તશરીફ લાવેઆછે, આપ ફરમાવેછે કે અએ શીરીન મહેમાનની મેમાની કરવામાં સવાબ ઘણોછે, આ હુસેન તારા ઘરે મેમાન થઇને આવેઆછે, અએ બે ખબર હુશીઆરથા હુશીઆર થા આ હુસેન તારે ત્યાં એક રાતના મેમાનછે.

રાવી લખેછેકે શીરીન હુશીઆર થઈ, ઘબરાટ ભરેલી ઊઠી પોતાના મરદને ખબર કીધી કે અએ બેખબર કઈ નીંદમાં છે અરે મારા આકાં હુસેન મારા ઈમામ હુસેન તશરીફ લાવી ચુકાછે, અરે ઉઠો જલદી જાઓ ખબર લાવો કે આકાં હુસેન નું લશકર કાંહાં ઉતરીઉંછે.

રાવી લખેછે કે શીરીનના શવહર તો મવલાના હુસેન અલેહિસ્સલામનો તલાશ વાસતે ચાલેઆ, અને શીરીન ઝીઆફતનો સામાન તઇઆર કરવા લાગી, તમામ ઘરને આરાસતા કીધું તરાહા તરાહના જમણો પકાવેઆ, તરાહ તરાહના બીછાના બીછાવેઆ, શરબત અને થંડા પાણીના ગોરા કુજાં ભરી ભરીને મુકેઆ, એક તરફ મેવાના થાલ ભરી ભરીને મુકેઆ, એક તરફ મસનંદ બીછાવી એક તરફ અલી અસગર વાસતે જુલાને બાંધીઉ, દુલા દુલહન વાસતે ફુલોના હાર અને સેહેરા તઇઆર કરીને મુકેઆ, થોડીક વાર ન થઈ કે દરવાજાંમાં આવીને જોઈ ગઈ કે આકાં હુસેન તશરીફ લાવેઆ કે નહીં, યહાં તો શીરીન ઈંતજારીમાં હતી અને

શીરીનના શવહર લશકરમાં પોહોતા, લઈન ઊમર બીન સાઆદના ખએમાંના નજદીક આવીને પુછવા લાગા કે અઈ લોકો આકા હુસેનનો ખએમો કાંહાંછે? શાહે નશાહ દોઆલમે કએઆ ખએમામાં તશરીફ રાખીછે? મલાઈનો કેહેવા લાગા કે અએ મરદ અજનબી શાહેદ કે તું બે ખબરછે, હુસેન કેવા અને લશકર કેવું, અરે આ તો ઊમર બીન સાઆદનો લશકરછે, અઈ મરદ અજનબી હુસેન અને હુસેનના લશકરને કરબલાની જમીનમાં ભુખેઆ અને પીઆસા શહીદ કીધા, આપના ખઈમાંને જલાવી દીધો, ઘરને લુટી લીધું, અએ મરદ અજનબી જે હુસેનની તુને તલાસછે તે હુસેનની લાશ કરબલામાં જલતી જમીન ઉપર પડી રહીછે, આપનું માથું આ મારી સાથેછે, તે અંજુર કેહેવા લાગો કે વા મને કંઈ ખબર નથી, મેં એમ સાંભલીઊં હતું કે મવલાના હુસેનનું લશકર આવીઊંછે, આ કીલ્લાની નીચે ઊતરીઉંછે. લઈન શીમર અંજુરનો હાથ પકડીને જાંહાં હુસેનનુ માથું મુકીઊં હતું ત્યાં લઈ આવેઓ, લઈન કેહેવા લાગો કે અએ મરદ અજનબી જો આ હુસેન અને એના લશકરના માથાંઓછે, આ હુસેનના અહેલે બએતછે.

રાવી લખેછે કે આ જોઇને અંજુરનો કલેજો ફાટી ગઈઓ, આંખમાં અંધેરી છાઈગઇ, ગશ ખાઇને જમીન ઉપર પડી ગીઓ, પાગડી ફેંકી દીધી, એક આહનો નારો મારેઓ, મોંહપર તમાચા મારવા લાગો ખાક ઉડાવતો ઘરની તરફ વલેઓ. શીરીન દરવાજા ઉપર મુનતજર ઊભી હતી જુએછે શું કે શવહર રોતાં રોતાં ખાક ઉડાવતા આવેછે, શીરીન ઘબરાઇગઈ અને કેહેવા લાગી કે અએ માહારા શવહર આ તમારૂં શું હાલછે? સા વાસતે રોવોછો? મોંહથી બયાન તો કરો? આકા હુસેન કહાંછે? અંજુર કહેછે કે અઈ શીરીન શું ગફલતમાંછે અરે કઈ નીંદમાંછે અઈ બે ખબર આકા હુસેન તો મારેઆ ગઈઆ, મલાઇનોએ આકા હુસેનને ભુખેઆ અને પીયાસા શહીદ કીધા, આપના યારો યાવર બેટા બીરાદર સરવે મારેઆ ગએઆ, આપના ખઈમાને જાલિમોએ જલાવી દીધું, આપના અહેલે હરમને બંદી

વાન કીધા, અને સકીના તથા ઈમામ ઝેંઅેનુલઆંબેદીન બાકીછે, તે પણ બીબીઊંની સાથે કેંઅેદછે, અરે આ કીલ્લાની નીચે ફોજ ઉતરીછે અેજ મલાઈંનો આકાં હુસેનને શહીદ કરીને આવેઆછે, સરવે શહીદોનાં માથાંઓને ભાલાની નોક ઊપર મુકીને લાવેઆછે અહલે બઅેતને કેંઅેદ કરીને લાવેઆછે સરવે બીબીઉં નંગે સર ખાક ઉપર બેઠીછે.

રાવી લખેછે કે આ સાંભલી શીરીનના તો હોશ ઊડી ગઇઆ, છાતી, માથું કુટવા લાગી, ગાલોપર તમાચા મારવા લાગી, જંમીન ઊપર પછાડી ખાવા લાગી, ચાદરને ફેંકી બાલુને તોડી નાખેઆ, પુકારવા લાગી કે હઅે હઅે અફસોસ સદ અફસોસ અરે આ શું થઈ ગઇઉં, અરે આ શીરીનને કેમ મોત ન આવી. અલગંરજં રોતાના હાલે ખાક ઉડાવતાના હાલે શીરીન અહલે બઅેતના નજંદીક પોંહોંતી જુઅેછે શું કે શેરબાનુ નંગે સર બેઠાછે સીના ઉપર ખુન ભરેલો કુરતો મુકેઓછે તેને આપ સુંગી રહ્આ હતા, શીરીન દોડીને કંદમ ઉપર પડી અને અંરજં કીધી કે અઅે ખુંજાંદી આપનું શું હાલછે મારા આકાં માહારા શાહેજાંદા કાંહાંછે ? અઅે માહારી બીબી સાંહેબ જલદી બતાવીઅે આ ખુન ભરેલો કુરતો કેનું આપ સુંગી રહેઆછો ? શહેરબાનું ફરમાવા લાગી કે અઅે શીરીન માહારા હાલને શું પુછેછે અઅે શીરીન માહારા વાલી અને વારસનું સુકું ગલું ખંજરથી જુદું થીઊં, આ પલીદની ફોજ અમને બંદીવાન કરીને લાવેઆછે, અંઅે શીરીન માહરા શવહર અંલી જવાહર મારેઆ ગઅેઆ, હું કરબલામાં લુટાઈ ગઈ, મારા બેટા અંલીઅકબર અઢાર વરસના મારેઆ ગઅેઆ, મારા દીલબંદ અંલી અસંગંર [૬] મહીનાનાં બચ્ચા શહીદ થઈ ગઇઆ, અઅે શીરીન તારી નજંદીક કેનું કેનું નાંમ લઉં, અરે આખું ઘર વઅેરાન થઇગઈઉં, કોઈ બાકી ન રહીઊં અઅે શીરીન અંલી અસંગંર ઉપર મારો પીઆર ઘણો હતો તે વાસતે આ બચ્ચાંનો કુડતો સુંગી રઈછું. તે બાદ શીરીન જંઅેનુલઆંબેદીન ના કંદમપર માથું મુકી અરંજં

કીધી કે અય માહારા મૌલા અય ઈમામ જૈનુલઆબેદીન લૌંડીની ઉમેદ તો ઘણી હતી ખુદાએ ન ચાહીઊં, ઉમેદ તમામ ન થઈ, અય આકા આપ ફરમાવો કે લૌંડી સું નજર કરે. ઈમામ અલી જૈનુલઆબેદીન ફરમાવા લાગા કે અએ શીરીન શતેમત જર્જહેરા ની બેટીઓ ના માથાં ખુલાં છે, માથાંઓ ઉરીઆંનછે, એ સરવે બીબીઊંને ફક એક ચાદર ઓડાવીએ ખુદા તાઆલા એના બદલે તુને જનંત નો લિબાસ પહેરાવસે.

રાવી લખેછે કે શીરીન ગઈઆ છે ચાદરો લઈને આવેઆ છે, ઈમામ જૈનુલઆબેદીન ને આપીછે, અલી જૈનુલઆબેદીન ચાદરોને લઈને જૈનબ અલેહિસ્સલામને ફરમાવા લાગા કે અએ ફુઈજી સાહેબ આપ અમારા મોટાંછો આ શીરીન ચાદરો લાવેઆછે, આપ લઈએ એક એક ચાદર અહેલે હરમને આપીએ, આએ ફુઈજી સાહેબ આપને યજીદની દરબારમાં જાવુંછે મુસીબતો ઘણી ઊઠાવવીછે. જૈનબ અલેહિસ્સલામ ફરમાવા લાગી કે અએ બેટા અલી, ભાઈ, બેટા, ભાનજા, ભતીજા, સરવે આંખુંના સાંબે મારેઆ ગએઆ, શહીદ થઈ ગએઆ, એ મુસીબત બરાબર બીજી કઇ મુસીબત છે? હવે ગમે એટલી મુસીબત આવે જૈનબને કાંઈ પરવા નથી, ભાઇ હુસેન ના બાદ જીવવામાં ખાંક છે, અએ બેટા અલી, ભાઇ હુસેનની લાશ મુબારક કરબલામાં જલતી જમીન ઊપર બીલા કફન પડીછે, હજી લગી આપની લાશ મુબારકને કફન મલઉ નથી, દફન થઈઉ નથી, અને આ જૈનબ ચાદર ઓડે? ના,ના, જૈનબ ચાદર નહીં ઓડે. આખરૂલ અમર અહેલેબએતએ ચાદરને ઓડી, બાનુ અલેહિસ્સલામે ચાદર ઉતારીને સજ્જાદ અલેહસ્સલામ ના કદમ મુબારક ઊપર બાંધી દીધી, અને ફરમાવા લાગી કે અએ બેટા અલી, આપને સવારમાં ઉગાડે પગે તડકામાં ચાલવુંછે, આપના પગ તડકામાં નહીં બલે? મૌલાના અલી જૈનુલ આબેદીન ફરમાવા લાગા કે અએ માંજી સાહેબ આ તડકામાં મને ખુદાતઆલાનો સાએઓછે તે બલછે, પણ મારા

આવા હુસેનની લાશ મુબારક તડકામાં પડીછે તેથી મારૂં દીલ ગણુ બલેછે, તે વખ્ત શ્તેમતજંજંહેરા ની નીદા આવીકે હુસેન ની લાશ મુબારક ઉપર શ્તેમત ની રીદાછે, મલાઈનોએ અહેલેબએતની ચાદરોને છીની લીધી. શીરીન રોતી પીટતી મૌલાના હુસેન અલેહિસ્સલામના માથાના નઝદીક આવી, ભાલાની નીચે બેસી ગઈ, પુકારવા લાગી કે અએ આકાં હુસેન, અએ ઇમામે હુસેન આ બાંદીની ગોદીમાં આવીએ.

રાવી લખેછેકે મૌલાના અલહુસેન અલેહિસ્સલામનું માથું મુબારક ભાલા ઉપરથી શીરીન ની ગોદીમાં આવ્યીઉં, શીરીને મૌલાના હુસેન ના મોંહો મુબારક ઉપર પોતાનું મોંહ મુકીઉં અને આહાનો નારો ખેંચેઓ, નારાની સાથે શીરીન નો જાન બદનથી જુદો થીઓ, શીરીન વફાત થઇ, ખુદાના રેહેમત એ શીરીન ઉપર.

માઅંશરલ એખવાનો નબીઅલ ઈમાનો ખુદાતઆલા તમને રેહેમત કરજો, અએ હુસેન અલેહિસ્સલામના અઝાંદારો માતમદારો, ભલા આપણે તે ઝમાનામાં હાઝર હોતા તો હુસેન અલેહિસ્સલામ ઉપર જાન ફીદા કરતા કે નહીં? અરે કરબલામાં હુસેન ના અગાડો માથાઓ કપાવતા કે નહીં? અરે મેહેરબાનો તે ઝમાનો તો આપણને ફોત થીઓ, હવે અએ મેહેરબાનો આપણે રોવાથી બખીલ થાઇએ? ના,ના, અએ હુસેનીઓ હુસેન અલેહિસ્સલાંમ નો તે માતમ કરો, દીલથી અહાનો નારો મારો, વાએ હુસેના વાએ હુસેના પુકારો, તાકે રોતા રોતા આપ ણુભી જાન નીકલી જાએ.

રાવી લખેછે કે મૌલાના હુસેન ના માથા મુબારકથી નીદા આવીકે અએ ફીઝઝર શીરીન ના મઇયતને ગુંસલ દો, કફન પહેરાવી દફન કરો. ફીઝઝરે શીરીન ના ગુંસલો કફનની તઇઆરી કીધી, ચાહીઊંકે મઇયતને ગુંસલ દે શીરીનની લાશ થી નીદા આવી કે અએ ફીઝઝર ખબર દાર મારી લાશને ગુંસલ ન દેસો, મારા

મોલાનુ લાશો હજી લગી બીલા ગુંસેલો કફન પડીઉછે, અફ અંજીર આજ કપડા માં મને કફન કરો. અંજીરે તેજ કપડામાં શીરીનને દફન કીધી. .

રાવી લખેછે કે મોલાના હુસેનનું માથું મુબારક તમામ રાત શીરીનની કુંબર ઊપર રહીઊં, જેવારે સવાર થઈ તેવારે લશકરમાં એક શોર ઊઠેઓ કે ભાલા ઊપર મવલાનાં હુસેનનું માથું નથી, લઈન શીમર મવલાના અંલી ઝંએનુલઆંબેદીનના નઝંદીક આવઓ, ધુરૂં મારવા લાગો અને કેહેવા લાગો કે અફ અંલી તમારા બાવા હુસેનનું માથું કાંહાંછે? મવલાના અંલી જઇનુલઆંબેદીનએ નીદા દીધી કે અએ બાવા હુસેન આપ કાંહાં છો? જલદી આવીએ લઈન શીમર અમારી પીઠ ઉપર ધુરૂં મારેછે. તે વખંત શીરીનની કંબર તંરફ થી આવાજે આવીઉ કે અએ બેટા અંલી તમને મુકીને હું કાંહાં જાઊં શીરીન ની કુંબર ઉપર સુરતલ કાંફ પડીને આવું છું. મલાઈનોને ખબર થઇ કે હુસેન અલેહિસ્સલામ નું માથું કુંબર ઉપરછે, મલાંઈનો દોડેઆ મવલાના હુસેનનું માથું લઈ આવેઆ, ભાલા ઊપર ઊચું કીધું અહેલેબએતને શામની તંરફ લઇ ગએઆ.

---

# રિવાયત ૬ ઠી. આએ દુનીઆમાં પાંચ શખસ હદથી ઝંઆદા રોએઆછે તેનાં બયાનમાં.

---

મવલાના જાઅંફરસ્સાદિક અલેહિસ્સલામ ફરમાવેછે કે દુનીઆમાં પાંચ શખસ રોએઆછે, આ મીસલ કોઈ નથી રોઇઓ, અને રોનારભી નથી, પાંચનાં પેહેલા આદમ છે, બીજા યાકુંબછે, તીજા યુસફછે, ચોથાં ફાતેમતજ્જંહેરાછે, પાંચમા મવલાના અંલી ઝંઇનુલઆબેદીનછે. અફ મેહેરબાનો ભાઈ જાનો ખુદાતા

અાલાહ આદમ ને અમર કીધું હતું કે અઈ આદમ તમે આ ઝાડનાં નઝદીક ન જાસો, આદમ અલેહિસ્સલામ તે ઝાડના નઝદીક ગઈઆ ઝાડને ખાધું, તેજ વખત ખુદાતાઅાલાનો ગુસ્સો થીઓ આદમ અલેહિસ્સલામને જનતથી કાઢી મુકેઆ, આદમ અલેહિસ્સલામ જનતના ફીરાકમાં એટલા રોઈઆછે કે રોતાં રોતાં આપનાં બેઉ ગાલોમાં ખાડા પડી ગઈઆ, તાકે આદમ અલેહિસ્સલામે તોબા કીધી, પંજતન પાકનો વસીલો લઇને બારી તઅાલાની જનાબમાં દોઆ કીધી, ખુદા ત અાલાહ પંજતન પાકની હુરમતથી આદમ અલેહિસ્સલામની તોબાને કબુલ કીધી, આદમ અલેહિસ્સલામને પાછા જનતમાં વસાવેઆ. તે પછી યાકુબ અલેહિસ્સલામ પોતાના દીકરા યુસફ અલેહિસ્સલામના ફીરાકમાં એટલાં રોઈઆછે કે રોતાં રોતાં આપની બેઉ આખુંનો નુર જાતો રીઓ. એજ મીસલ યુસફ પોતાના બાવાનાં ફીરાકમાં એટલાં રોએઆછે તાકે યાકુબ અલેહિસ્સલામે ખુદા તઅાલાની જના બમાં પંજતન પાકનો વસીલો લઇને દુઆ કીધી તાકે યુસફ યાકુબને પાછા આવી મલેઆ, યાકુબ અલેહિસ્સલામની આંખુનો નુર જાતો રીઓ હતો તે આવી ગઈઓ. હએ હએ અફસોસ સદ અફસોસ અઈ હુસેન અલેહિસ્સલામના માતમદારો મવલાના હુસેન અને આપના યુસફ અલી અકબરના દરમીઆન એવો ફીરાક થયો કે પાછા અકબર હુસેન અલેહિસ્સલામ થી ન મલેઆ.

રાવી લખેછે કે તે વખત મવલાના હુસેન અલેહિસ્સલામે અલી અકબરને વીદાએ કીધા આપ જંગનાં મઈદાનમાં આવીઆ, એક મકુતલ અઝુમને કતલ કીધી, તે બાદ મવલાના હુસેનના નઝદીક આવીઆ અરઝ કીધી કે અએ બાવા હુસેન પીઆસના મારે ગલું સુકી જાઈછે; આ ગુલામને એક ઘોંટ પાણીનો પીવરા વીએ. આપ જાંર જાંર રોવા લાગા, અને ફરમાવા લાગા કે અએ બેટા અલી અકબર સબર કરો સબર કરો, હમણા તમારા દાદા અલી મુરતઝા હોજ કવસરનો તમને પાણી પીવરાવસે, અએ બેટા શાહાદતના જામને જલદી પાઓ, અલીઅકબર

મઇદાનમાં આવેઆ કે આપના સીનામાં જુલ્મનો ભાલો લાગો આપ ઘોડા ઉપર થી જમીન ઊપર પડેઆ; અને હુસેન અલેહિસ્સલામને પુકારેઆ કે અઇ બાવા હુસેન ગુલામની ખબર લઇઇ. જાંહાં એ આવાજ આપના કાનમાં પોંહોંચીઓ તેજ વખ્ત આપની આંખોનો નુર જાતો રીઓ. તે બાદ શતેમતજહેરા પોતાના બાવાજી રસુલિલ્લાહ સલ્લલાહ અલેહ વ સલમના શીરાકમાં એટલા રોએઆ કે આપને રસુલિલ્લા સલ્લલા અલેહ વ સલમ ન મીલેઆ, બલકે નજદીકમાં આપ રસુલિલ્લા સલલ્લા અલેહ વ સલમને જઈ મલેઆ. તે બાદ મવલાના અલી જએ નુલઆબેદીન પોતાના બાવાજી હુસેન અલેહિસ્સલામના શીરાકમાં ચાલીસ વરસ તક રોઇઆ પણ હુસેન અલેહિસ્સલામ. આપને ન મલેઆ.

રાવી જાનસોજ લખેછે કે જે વખ્ત મવલાના અલી જએનુલઆબેદીન ના નજદીક જમણ યા પાણી આવતું તે વખ્ત પેહેલા આપ ઘણા રોતા તે બાદ આપ જમણ જમતા અને પાણી પીતા.

રાવી લખેછે કે એક રોજ આકા અલી જેઇનુલઆબેદીન ના નજદીક જમણ અને પાણી આવીઉં, આપ એટલા રોઇઆ કે આંસુ થી લગન ભરાઈ ગીઉં, શીઆનાં બાજ આપની ખીદમતમાં હાજર હતા, અરજ કીધી કે અઇ આકા, અઇ ઈમામ જઈનુલ આબેદીન આપ એટલા સા વાસતે રોવોછો? મૌલાના અલી જએ નુલ આબેદીન ફરમાવા લાગા કે અઇ મારા શીઆ હું સા વાસતે ન રોઊં, અઇ ભાઈ મને મારા બાવાજીની વસીયતછે કે અઇ બેટા અલી તમારા નજદીક જમણ આવે યા પાણી આવે તો પેહેલાં તમારા બાવાજીની ભુખ અને પીઆસ ને યાદ કરજો, તે બાદ તમે જમણને જમજો અને પાણીને પીજો. અઇ એખવાનો ભાઇ જાણો તમારા નજદીક જમણ આવે યા પાણી આવે તો પેહેલા તમારા મૌલાની યાને આકા હુસેન અલેહિસ્સલામની ભુખ અને પીઆસ ને યાદ કરીને રોજો, તે બાદ જમણ ને જમજો અને પાણીને પીજો, અને લઇન યજીદ ઊપર

અને હુસેન અલેહિસ્સલામનાં કાતલું ઊપર લાઅંનત બોલજો તાકે જન્નત નસીબ થાય.

# રિવાયત ૭ મી મૌલાના હુસેન અલેહિસ્સલામના ગંમમાં રોવું તેના ફાએદાનાં બયાનમાં.

મૌલાના જાઅંફરસ્સાદિક અલેહિસ્સલામ ફરમાવે છે કે અગર કોઈ શખસ અમારી મુસીબત નો ઝીકર કરસે અને એની આંખમાંથી મછરના પર બરાબર બી આસું નીકલસે તો ખુદાતઆંલા તે શખસના સરવે ગુનાઓને માફ કરસે ગરચે તે શખસનાં ગુના દરીઆની ફીણની મીસલ હસે.

રાવી લખેછે કે જેવારે રસુલિલ્લા સલ્લા અલેહુ વસલમએ ફાતમતઝ્ઝહેરાને ફરમાવીઊં કે મૌલાના હુસેન ઉપર બલા અને મુસીબતના ગઢ ફરી જાસે તાકે આપ શહીદ થાસે, એ સરવે ઝીકરને સંભલાવીઊં, ફાતેમતઝ્ઝહેરા રોવા લાગા અને અરજં કીધી કે અએ બાવા રસુલ મારા પીઆરા હુસેન કેવારે શહીદ થાસે ? આપ ફરમાવા લાગા કે તે જંમાનામાં શહીદ થાસે કે જે જંમાનામાં ન હું હોઈસ, ન અંલી હસે ન તમે હસો, ન હસન હસે. ફાતેમત આ સાંભલીને ઝીઆદાં રોએઆ અને અરજં કીધી કે અઈ બાવા રસુલ મહારા બેટા હુસેનની મુસીબત ઊપર કોન રોસે? આપ ફરમાવા લાગા કે અઈ બેટી ફાતમત માહારી ઊંમ્મતની તમામ બઈરીઓ મારા અહેલેબએતની બઈરીઓની મુસીબત ને ઈઆદ કરીને રોસે, અને મરદો મારા અહેલેબએતના મરદોની મુસીબતને ઈઆદ કરીને રોસે, અઈ બેટા ફાતેમત કયામતના દીન તમે બઈરીઓની શફાઅંત કરસો અને હું મરદોની શફાઅંત કરીસ, જે લોકો હુસેનની મુસીબત ઊપર રોઈઆ હસે તે લોકોનો હાથ પકડીને અમે જન્નં

તમાં દાખલ કરસું, અએ બેટી ફાતમાં સરવે આંખીઊં કયામતના દીને રોસે મગર તે આંખ નહીં રોએ કે જે આંખ હુસેન અલેહિસ્સલામના ગંમમાં રોઇ હસે આમીન યા રબિલ આંલમીન.

# રિવાયત ૮ મી કાફિરોનું અહેલે બએતં ઉપર જુલમ કરવું અને એક ફીરશતાનું મવલાના હુસેન અલેહિસ્સલામની શીકલમા નાજેલ થાવાના બયાનમાં.

રાવી જાન સોજં લખેછે કે જેવારે મૌલાના હુસેન અલેહિસ્સલામ ઘોડા ઊપર થી જંમીન ઊપર પડેઆ, તેવારે ખુલી લશકરી નીકલેઓ, મૌલાના હુસેન અલેહિસ્સલામ ના નજંદીક આવેઓ, આવતાના સાથ લઇંન ઊલટે પગથી પાછો ભાગો, લઇંન ઉંમર બીન સાંઅદે પુછીઊં કે અએ ખુલી પાછો કેમ ફરી આવેઓ? લઇંન કેહેવા લાગો કે અએ ઉંમર બીન સાઅંદ તું મને સું પુછેછે, અએ ઊંમર જેવારે હું મૌલાના હુસેનની લાશ મુબારક ના નજંદીક ગઇઓ તે વારે જોઊં છું સું કે નબી મોહમંદ મુસતંફા હુસેન ની લાશ મુબારકના નજંદીક નંગે સર ઊભા જાંર જાંર રોઇ રએઆછે, માથા ઉપર ખાક ઉડાવેછે, તે વાસતે હું પાછો ભાગો.

રાવી લખેછે કે લઇંન શીમર પાસે ઉભો હતો, ખુદાની લાઅંનત એ શીમર ઉપર, કેહેવાં લાગો કે અએ ઊંમર એ કામ મારા સીવાએ બીજા કોઇંનું નથી, મારી તલવારછે અને હુસેન અલેહિસ્સલામની ગરદનછે, લઇંન એટલું કહીને મૌલાના

હુસેન અલેહિસ્સલામના નઝદીક આવેઓ.

અએ હુસેનીઓ રોવાનુ મકાંનછે, હએ હએ લઇને આવીને પેહેલાં તો ઠોકર મારી ને બાદ મૌલાના હુસેન અલેહિસ્સલામના સીના અકદસ ઉપર સવાર થીઓ.

રાવી લખેછે કે ઝેએનબ અલેહિસ્સલામ ખએમાના દરવાજા ઉપર ઉભા હતા જુએછે સું કે કતલગાહમાં આદમી બે શુમાર છે ને ભાઈ હુસેન નઝર નથી આવતા, આપ નેહાયત બે કરાર થઇને ફિઝાને ફરમાવા લાગા કે અઇ ફિઝા ખુદાના વાસતે રનમા જા અને ખબર લાવ, સું ભાઈ હુસેનને મલાઈનોએ ઘોડા ઉપરથી ઝમીન ઉપર પાડી નાખેઆછે? અને આપને કતલ કરેછે? (ફિઝા ઝેએનબ અલેહિસ્સલામ ના હુકમ મોવાફીક રનમા આવેઆ, જુએછે સુ કે આકા હુસેન ઝમીન ઉપર પડેઆછે, લઇન શીમર આપના સીના ઉપર સવારછે, લઇન ખંજરને ગરદન ઉપર ફીરાવી રહેઓછે, ફિઝા આ હાલ જોઇને મોંહ ઊપર તમાંચા મારવા લાગી, માથા ઊપર ખાક ઉડાવવા લાગી, રોતાના હાલે પાછી વલી ખએમામાં આવી, ઝેએન બ અલેહિસ્સલામ પુછવા લાગી કે અએ ફિઝા ખએર તો છે? અરે બએઆન તો કર, ભાઈ હુસેન ના સું હાલછે? ફિઝા અરઝ કરવા લાગી કે અએ બીબી ઝેઇનબ કઈ ઝબાન થી આપને સંભલાવું, અરે બીબી ઝેએનબ આકા હુસેન ગશાની હાલતમાં ઝમીન ઉપર લેટી રહેઆછે, લઈન શીમર આપના સીના ઉપર સવાર છે, હએ હએ ગલા મુબારકઉપર ખંજર ફીરાવી રહેઓછે.

રાવી લખેછે કે જાંહાં ઝેએનબે ફિઝાના આ કલાંમ સાંભલેઆ, ગશ ખાઇને ઝમીન ઊપર પડેઆ, ગાલ પર તંમાચા મારવા લાગા, અને પુકારવા લાગા વા મોહમ્મદા, વા અલીઆ, વા જાઅફરા, વા હમઝા, વા ખદીજતા, વા ફાતેમતા, યાહાં તો ઝેએનબ ના આ હાલછે અને વાંહાં લઈન શીમરે મૌલાના હુસેન ના માથાને બદન મુબારકથી જુદું કીધું અને ખુશ થાતો લઈન લશકર

માં આવેઓ, અને સરવેને હુકમ કીધો કે હાં હવે હુસેનના ખએમાને લુટો ઝેએનબ અને કુલસુમની ચાદર ને છીનો.

હુએ હુએ અફસોસ સદ અફસોસ શું જુલમ અને સીતમ છે, અરે જે ખએમામાં હુકમ વગર મલાએકો ન આવે તે ખેએમામાં મલાઈનો ધશી આવેઆ, ઝેએનબ રોવા લાગી અને પુકારવા લાગી કે અએ ભાઈ હુસેન, આ બેહેનોની ખબર કેમ નથી લેતા? અરે આ રાંડોની મદદ વાસતે આવીએ મલાઈનોના જુલમ અને સીતમથી બચાવીએ. એક તરફ મોલાના અલી ઝેએનુલઆબેદીન બીસતર ઉપર સુતાના હાલે હતા, ગશ પર ગશ આપને આવી રહેઆ હતા એક લઈન શામીએ આવીને આપની પીઠમાં ભાલો ભોકેઓ.

રાવી જાનસોઝ લખેછે કે મલાઈનોએ બીબીઊની ચાદરોને લીધી ખએમામાં આગ લગાવી દીધી.

અફ મહેરબાનો ભાઈ જાનો બીબીઊના હાલને શું બયાન કરૂં જબાન લરઝેછે, હએ હએ માં કંહીં તો બચાં કંહીં, બચાં માંને ઢુંઢે તો માં બચાંને ઢુંઢે, માં દીકરાને પુકારે તો દીકરા માંને પુકારે, ફરઝંદને માંની પાસે જાવું મહાલ, માં ને ફરઝંદની પાસે જાવું મહાલ, જે તરફ જાએ તે તરફ સીતમગરો ઘુરકે, હાએ હાએ એક તરફ લઈન શામી શહેરબાનુને ઘેરીને ઊભો રહીઓ અને કેહેવા લાગો કે અએ બાનુ હુસેનનો ખઝાનો કહાંછે? બાનું ફરમાવા લાગી કે હુસેન નો ખઝાંનો અલી અકબર અને અલી અસગર હતા તે ખઝાનો આ જંગલ બફ આબાનમાં લુટાઇ ગઈઊં, એક ભાલાની નોકથી મારેઓ ગફઓ, બીજો તીર ખાઈને શહીદ થીઓ, અએ લઈન મારી આખી ઉમરની કમાઈ હતી તેને તમે લોકોફ શહીદ કીધા, હવે આખો ઘર છે અને તું છે, જાહાં માલ જુએ ત્યાંથી લઈ લે, ન કોઈ તુને રોકનાર છે ન કોઈ તારો હાથ પકડનારછે, મગર અફ લઈન એક અલી અસગરનો જુલો રેહેવા દેજે. એક તરફ બાનું નો આ હાલ

હતો એક તરફ લઈન શીમર, ખુદાની લાઆનત એ શીમર, ઊપર, હએ હએ સકીનાના બેઉ હાથ પકડીને મોંહ ઉપર તમાચા મારવા લાગો, ખુદા એ લઈનના બેઊ હાથને કતા કરજો, હએ હએ સકીનાના કાનમાં દુર હતાં તે લઈને પકડીને જોર થી ખેંચેઆ, બચ્ચી ના કાન ચીરાઈ ગએઆ, ખુન ટપકવા લાગો, કુરતો ખુનથી રંગાઈ ગએઓ, સકીના રોવા લાગી અને પુકારવા લાગી કે અઈ લોકો સકીનાના બાવા હુસેન કાહાંછે, ખુદાના વાસતે કોઈ મારા બાવા હુસેન ને ખબર કરો કે અએ હુસેન તમારી લાદલી દીકરી યાદ કરેછે. લઈન શીમર કેહેવા લાગો કે અઈ સકીના જબાનને બંદ કરો, અરે, અરે, તમારા બાવાથી કોન બીએછે જોઊં તો ભલા કોન તમારી મદદ વાસતે આવે છે.

રાવી લખેછે કે સકીના બીહીને કેહેવા લાગી કે અઈ શીમર તુ સા વાસતે ધુરકે છે? હું તો મારા બાવા હુસેન ને યાદ કરૂંછું. તે બાદ સકીના પુકારવા લાગી કે અએ બાવા હુસેન જલદી આવીએ લઈન શીમરનાં જુલમથી અમને બચાવીઈ; આ બેટી સકીના ને પીઆર કરીઈ છાતીથી લગાવીઈ, અએ બાવા હુસેન આ કુરતો ખુનમાં તર છે, અઈ બાવા હુસેન કાકા અબાસ ને મોકલો કે મારી ખબર લે યા ભાઇ અકબરને મોકલો કે મને સંભાલીલે.

રાવી લખેછે કે સકીના આ મીસલ વીલાપ કરી રહી હતી કે સાંબેથી એક ગીરદ ઊઠી, જાહાં તે ગીરદ દુર થઈ કે એક સવાર નજર આવેઆ હાંથમાં ભાલો છે, મોંહોંઉપર નીકાબ પડેઆ છે, તે સવાર ખએમાના નજદીક આવેઆ અને પુકારેઆ કે અએ મલાઈનો ખબરદાર ખબરદાર, હવે જો કોઇ ઈ સકીનાને હાથ લગાડોઆછે તો હમણાં જમીન ફાટસે આસમાન ટુટસે, પછી તમને અમાન નહીં મલે. જાંહાં મલાઈનોએ તે સવારનું આ આવાજ સાંભલીઉં કે સરવે ભાગી ગઈઆ. કોઈને હોશ ન રહેઆ, લઈન ઉમર બીન સાઆદ શીમરને કેહેવા લાગો કે અઈ શીમર તુએ કોને શહીદ કીધા? અરે કોના માથાને બદનથીં જુદું કીધું? અરે હુસેન તો

આ સલામત ઊભા છે.

રાવી લખેછે કે તે સવારનો આવાજ સાંભલીને સરવે બીબીઉં ખુલેસર ખએ માથી બાહાર નીકલી આવીઊં જુએ છે શું, કે મોલાના હુસેન ઉભાછે, સકીના પુકારી અને કેહેવા લાગી કે મારા બાવા હુસેન મહારી મદદ વાસતે આવી પુગા ભલા જોઉં તો હવે કોન મારી ઉપર હાથ ઊઠાવેછે.

અઈ મહેરબાનો ભાઇ જાનો શેરબાનુ ઘોડાની રીકાબ પકડીને અરજ કરવા લાગી, અઈ ઈબને અબુતુરાબ.આ લોંડી આપના ઊપરથી સદકે થઇ જાયે આપે અઈન વખતમાં ગરીબ રાંડોની ખબર લીધી ભલા મને જવાબદોકે આ ખુનથી ભરેલી પોશાક આપે કાંહાં બદલી? ચેહેરા મુબારક ઊપર નિકાબ સા વાસતે ના ખો? શું બાંદીથી શરમ આવેછે કે આપથી બાનું અસગરને તલબ કરસે? ના, ના, અઈમારા સરના તાજ આ બાંદી અસગરને તલબ નહીં કરે, પણ આપ આવીએ ચહેરા મુબારક ને દેખાડીએ, આ બેટી સકીનાનાં કાંન જખમી છે તેને મર હમ લગાવીએ આ બેન જએનબ નંગે સર છે તેને ચાદર ઓઢાવીદ. જઈનબ અલેહિ સ્સલામ અરજ કરવા લાગી કે અઈ માં જાએઆ ભાઈ હુસેન આ બેન જએનબને કેમ જવાબ દેતા નથી?

રાવી લખેછે કે જાંહાં સવારે જઈનબના આ કલાંમ સાંભલીઆ જાર જાર રોવા લાગો, અને અરજ કીધી કે અઈ માહારી શાહેજાદી જઈનબ, આપના ઊપર મારો સલાંમ છે, અઈ ખુંજાદી હું તો આપના ઘરનો ગુલાંમ છું, મને હુસેન અલેહિ સ્સલામથી નીસબત ન દઈઈ, હું ફીરશતો છું મારૂ નાંમ મહમુદ છે. કાંહાં મીઆ અને કાંહાં ગુલામ, અરે સાહેબ આપનું માથું ખુલું છે હું આપને કેમ જોઉં. હએ હએ અફસોસ સદ અફસોસ અએ મહેરબાનો જમાનાનો શું ઈનકેલાબછે કે જ બીબીઉંના માથાંઓને મલાઈક ન જોએ, હએ હએ તે બીબીઉં નંગે સર દર બદર ફરે, તે ફીરશતો અરજ કરેછે કે અએ બીબી જઈનબ જે વખત કે લઇને શીમરે

સકીનાનો હાથ પકડી ને કાનમાંથી ગોહર ખેંચેઆ અને ગાલો ઊપર તમાચા મારે આ સકીના રોવા લાગી અને પુકારવા લાગી કે અય બાવા હુસેન દોડો આ બેટી ની મદદ કરો, તે વખંત હુસેન અલેહિસ્સલામનું માંથું મુબારક ભાલાની નોક ઉપર હતું, સકીનાની ફરીઆદ સાંભલીને માથું કાંપવા લાગું અને આસમાનની તરફ આંખ ઉંચી કરીને દુઆં કીધી કે અએ પરવર દીગાર અએ યતીમના પાલનહાર, આ મહારી બેટી સકીના યતીમ છે, જંગલ બએઆબાનમાં એકલી ઉભી રોઈ રહી છે, મલાઈનો એને સતાવે છે, અય પરવર દીગાર આ વખંતમાં તું એનીખબરલેજે. ફીરશતો અરજં કરેછે કે અએ બીબી જંઈન બ આકાં હુસેનની દુઆં તમામ ન થઈ કે તેજ વખંત મને હુકમ થીએો કે અય મહમુદ હુસેનની શીકલ લઇને જલદી જાએો અને હુસેન ના અહેલે બઈત ને બચાવો તે વાસતે હું યહાં આવેઓ છું તાકે જાંલિમોને એના જુલમની સજા દઊં, પણ ઈમામ અંલી જંઈનુલઆંબેદીનની ખુશી મંનજુર છે, આપ રજાં આપે અને ઉંમતના હકંમાં બદ દુઆં કરે તો હમણા સરવે મલાઈનોને હલાક કરૂં એકનું બી નામ બાકી ન રહેવા દઉં.

રાવી લખેછે કે આ આવાજં મૌલાના અંલી જંઈનુલઆંબેદીનના કાંનમાં પોહોચીઉં, આપ કાંપતાં કાંપતાં ઊઠેઆ ખએમાના બાહાર આવેઆ, આપને બીમારી સખત હતી, ભુખ અને પીઆસ ઈવી હતી કે આપથી બોલાતું નહોતું, એમા આસતે આસતે ફરમાવા લાગા કે અય ફીરશાતા બાવા હુસેન તો ઊંમતની શફાઅંતના વાસતે ભુખેઆ અને પીઆસા શહીદ થાઈ, અને આ અંલી ઉંમત ના હકંમાં બદ દુઆં કરે? ના અય ફીરશતા જેમાં ખુદાની ખુશી તેમાં માહારી ખુશી, જે કાંમમાં કે ખુદા ખુશ થાસે તે કાંમ હું કરીસ, અય ફીરશતા આ અંલી હવે ખુશીથી ગલામાં તોક પેહેરસે, હાથમાં હથકડી અને પગમાં જંનજીર પેરીને શામ જાસે.

રાવી લખેછે કે તે ફીરશતો મૌલાના અંલી જઈનુલઆંબેદીનના આ કલામ

સાંભલીને જોર જોર રોવા લાગો યાંહાં લગી રોઇઆ કે રોતાં રોતાં બેહોશ થઇ ગએઆ. આસમાનથી નીદા આવી કે અએ ફીરશતા શાબાશછે તમને કે તમે રોવાના હકૂને બરાબર અદા કીધો ખુદા તઆાલા તમને જજાંઇ ખઇર દેજો.

મઆાશરલ મોઅમેનીન ખુદા તઆાલા તંમને રેહેમત કરજો, અઇ મહેરબાનો ભાઇઆ અને બેહેનો તમે તમારા ઇમામને કેમ નથી રોતા? હએ હએ અફસોસ સદ અફસોસ કે જે ઈમામે તમારા બખશાવવા વાસતે માથાંઆ કપાવેઆ ઘરબાર લુટાવીઊં કૈદ થઇને શામની તરફ ગઇઆ, મહેજં તમારી શફાઅંત વાસતે. અઇ હુસેનના માતમદારો તમે બી ગંમ અને માતમ કરો કે રોતાં રોતાં બેહોશ થઈ જાઆ તાકે તમારા વાસતે બી આસમાનથી નીદા આંવે કે અઇ હુસેનીઆ શાબાશ છે તમને, ખુદા તઆાલા તમને તમારા રોવાની જજાંએ ખઅેર દેજો. વસ્સલામ.

---

# રિવાયત ૯ મી. દર મોહર્રમમાં ઇમામ હુસેન અલેહિસ્સલામની મીજલસ કરનાર બે બહેરીઓ જેમાંથી એકનું વફાત થાવું ને બીજીને જેંએનબ અલેહિસ્સલામ તથા ફાતેમત જેંજેંહેરા ખાતુને જન્નતની મદદ કરવાના બયાનમાં.

રાવી જાનસોઝ લખેછે કે હલબ શહેરમાં બે બઇરીઓ હતી, તે બેઉ બઇરીઓની આદત અને દસતુર શું હતું કે જેવારે મોહર્રમ અલ હરામના મહીના આવતા તેવારે તે બઇરીઓ હુસેન અલેહિસ્સલામના માતમના અસબાબની તઇઆરી કરતી, અને એના શેહેરની બીજી સરવે બઇરીઓને એકઠી કરતી, અને મૌલાના અલ હુસેન અલેહિસ્સલામની મુસીબતને ઇઆદ કરીને દસ દીન તલક રોતી અને રોવડાવતી, કંજારા ઇતેફાક આ બનીઉં કે તે બે બઇરીઓમાંથી એક બઇરી વફાત કરી ગઇ.

રાવી લખેછે કે તે બીજી બઇરી ને આ બઇરીના મરવાથી નીહાયત ગંમ થીઓ, તે બઇરી ખુદા તઆલાની જનાબમાં દુઆ કરવા લાગી કે અઇ બારી, હું એકલી છું તુ મને દે યારી, અએ પરવર દીગાર મહારી બેન તો વફાત થઇ હું એકલી છું હવે જેઆરે મોહર્રમ અલ હરામનો મહીનો આવસે તેઆરે હું સું સું કાંમ કરીસ, આકા હુસેન અલેહિસ્સલામનો માતમ

કરીસ યા માહારા શેહેરની સરવે બઈરીઓ આવસે તેની ખીદમત ને લઈ ઊઠીસ, તે વાસતે અએ પરવરદીગાર તું મને મવલાના અલ હુસેન અલે હિસ્સલામ ઉપર ફીદા કરીને મહારી બેહેનથી મને લાહકંકર, એવી રીતે તે બઈરી હર રોજેં દુઆં કરતી હતી. એમ કરતાં કરતાં મોહરરમનો ચાંદ તુંલુ થીઓ.

માઆંશરલ એખવાનો નબીઅલ ઇમાનો, તે બઇરી પોતાના દસતુર અને કાનુન મોઆફીક માતમના અસબાબની તઇઆરી કરવા લાગી, અને સરવે બઇરીઓને પોતાના ઘરમાં એકઠી કીધી. તે મોમીના બઈરી અને શેહેરની સરવે બઈરીઓ મલીને મવલાના અલ હુસેનનું માતમ કરવા લાગી.

રાવી લખેછેકે તે મોમીના જેવારે માતમ કરતાં કરતાં અને શેહેરની સરવે બઈરીઓની ખીદમત કરતાં કરતાં થાકી જાએ ત્યારે એક તરફ ઘરનાં ખુણામાં જાઈ બેસે, અને હુસેનની જનાબમાં આવી રીતે દોઆં કરે. અએ મહારા ઈમામ અને ખેલકના હમામ, અએ નબીના નવાસા, તન તન દાહાડાના ભુખેઆ અને પીઆસા, આ બાંદીની મુશકલને આસાંન કરીએ અને મને મહારી બેનથી લાહકું કરીએ.

રાવી જાનસોજેં લખેછે કે મલાએકોને ખુદા તઆલાનો હુકમ થીઓ કે અંએ મારા મલાએકો તમે આ મોમીનાના ઘરે જાઓ, અને એના ઘરની ખીદમત કરો, અને મવલાના અલ હુસેનનું માતમ કરવામાં મશગુલ થાઓ

રાવી લખેછે કે તે મોમીના તો બીજી સરવે બઈરીઓ સાથે માતમ કરવામાં મશગુલ હતી અને તે ફીરશતાઓએ બીછોના બીછાવેઆ, જમણ તઇઆર કીધુ અને સરવે બઈરીઓને જમાડવા લાગા, એવી રીતે હર રોજેં તે ફીરશતા આવતા અને ઘરની સરવે ખીદમત લઈ ઉઠતા અને માતમ કરતા.

માઅંશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅત, તે બાદ તે બઇરી જુએ છે શું કે કીબલાની તરફથી બે બઈરીઓ રોતી પીટતી ખાક ઉડાવતી ઊતરી

આવી. તે બઈરીઓનાં માથાં ખુલાં છે, બાલ પરેશાન છે, કાલા કપડા છે, ગીરેબાન ફાટેલું છે, તે બઈરીઓનાં મોંહ પર નુરનો પરદા પડેલો છે. આ હાલથી તે બેઊ બઈરીઓ આવીને સરવે બઈરીઓની સાથે માતમ કરવા લાગી, અને કહેવા લાગી, અએ હુસેનની બાંદી તું બીછાનાપર બેસ અને હુસેનનું માતમ અને ગમ કર, તું કંઈ ફીકર ન કર, આ દસ દાહાડા તારા ઘરની ખીદમત અમે લઈ ઊઠીશું. અએ હુસેનની લૌંડી, જે મકાનમાં હુસેનનાં માતમની મીજલસ થાએ છે, ત્યાં અમે જઈએ છીએ, હુસેનનું માતમ કરીએ છીએ. તે માલીના બઈરી, અરજ કરવા લાગી કે સાંહેબ આપ કોણ છો? કાંહાંથી તશરીફ લાવોછો? આપનો નામ સુંછે? તે બેઊ બઈરીઓ કહેવા લાગી કે અએ હુસેનની લૌંડી, અમે બેઉ મઝલુમા અરબની સરદારો છીએ. અએ હુસેનના અઝાદારો, માતમદારો, જાંહાં હુસેનનું નામ મુબારક ઝબાન ઊપર આવે કે એક આહનું નારો મારો, વા હુસેના, વા હુસેના, પુકારો. અએ મેહેરબાનો તે સરવે બઈરીઓની અંદરથી એક બઈરી ઊઠી, માથાનાં બાલ વીખેડી નાખ્યા, જેબને ફાડી નાખીઊં, ગાલ ઉપર તમાચા મારવા લાગી, ઝમીનથી માથું ટકરાવવા લાગી, અને એક આહનું નારો ભરીને આ મરસીઓ પડવા લાગી.

## મરસીઓ.

હલકે પીસરે ફાતેમા જીસ વખત કટાથા,
ઊસ વખત સરે ફાતેમાભી હાએ ખુલાથા,
ખુદ અરશે મોઅઝ્ઝમભી વાંહાં કાંપ રહાથા,
જલતી હુઈ રેતીપે વોહ શાહ લોટ રહાથા,
કહેતેથે મલક મીલકે બહમ હાએ હુસેના;
અફલાકસે આતીથી સદા વાએ હુસેના.

મશગુલે સરંનજાંમે અંજાંથે વો હરએક દંમ,
જબ મરસીએ ખાં મરસીઆ પડતેથે બસદ ગંમ,
આતાથા નો ચેહ્ હરફ કે સૈય્યદ હુવે બેદમ,
અહમદકે નવાસેપે ચલા ખનજરે અજંલમ,
આદાને લીયા લુટ નબીજાંદેકે ઘરકો;
ચાદર ન મીલી જંએનબો કુલસુમકે સરકો.

એવી રીતે તે બઇરીએ મરસીઓ પડીઓ કે સરવે બઈરીઓ જોંર જોંર રોવા લાગી અને પુકારવા લાગી કે વા હુસેના, વાં મજંલુમા, વા ગંરીબુલ વતંના, તાકે રોતાં રોતાં સરવેને ગંશ આવી ગઇઉ. આસમાનથી નીદા આવી કે અય હુસેનની અજાંદારો શાબાશછે, શાબાશંછે તમને, અજબ ખુશી તમારા વાસતે, રોવાનાં હકંને તમોએ બરાબર અદા કીધું, ખુદાતઆંલાહ તમારા ઉપર જહન્નમ હરામ કીધી છે, અને જન્નત વાજબ કીધીછે. અય ભાઇઓ અને બેહેનો તમે ભી એ મીસલ હુસેનનું માતમ કરો; વા હુસેના વા હુસેના પુકારો, રોંતાં રોતાં જાન નીકલી જાએ તો કેમ છે? તાકે આસમાનથી મલાએકો તમનેભી જન્નતની વધામણી આપે.

રાવી લખેછે કે તે પછી શોહેરના લોકો આવેઆ, તઆંજીઆને ઉપાડીઉં, તે સરવે બઇરીઓ રોવા લાગી અને કહેવા લાગી કે અએ શફાતેમતજંજંહેરાના દીલના ચયન, અય અંલી અલ મુરતંજાંના નુરલઅંયન, અય આકાં હુસેન, આપ અમારા ઘરમાં દસ દીન સુધી મહેમાન રહેઆ, હએ હએ અફસોસ સદ અફસોસ અમારાથી રોવાનું હકં બરાબર અદા નથી થીઊં, અએ અમારા મવલા ઈમામ હુસેન, અમારા થોડાને ઘણું કરજો અમારા ગુનાહને મોઆંફ કરંજો તે બાદ સરવે બઇરીઓએ કપડા બદલાવેઆ અને પોતાના ઘરની તંરફ ગએઆ.

તે બેઉ બઈરીઓ ભી જાવા લાગી, આકા હુસેનની બાંદી ઊઠી અરજ કરવા લાગી કે અએ મહારી પારસા બીબીઓ આ આપના કાલા લીબાસને બદલી નાખો ને પછી તમો જાઓ. તે બેઉ બઈરીઓ ફરમાવા લાગી કે અએ હુસેનની બાંદી અમે અમારો લીબાસ નહીં બદલાવીએ, કયામતને દહાડે આજ કપડાથી ખુદાને મલસું, અને ખુદા તઆલા આગલ ફરીઆદ કરસું; અઇ હુસેનની બાંદી ભલા તારી અકલમાં આવેછે કે માં પોતાના દીકરાની મુસીબત ઉપર રોએ, અને માતમ કરે, તેનું ભાર વલે? ના, ના, એ વાત અકલથી દુરછે વાસતે તું અમને જાવાદે, ખુદાના સોગંદ લઇને અમો કહીએછ કે આ કપડા અમો હરગીજ બદલનાર નથી. તે મોમીના બઈરી પુછવા લાગી કે સાહેબ આપનું સું નામછે, અઇ મહેરબાનો તે બઈરીઓમાંથી એક બઈરી કહેવા લાગી કે અઇ હુસેનની બાંદી કઈ ઊંઘમાં છે, હુશીઆરથા, અરે હું હુસેનની માં ફાતેમા છું, રસુલિલ્લાહની બેટીછું, અલીની વહુ [નવશાની] છું, હવે તું ઈનસાફ કર કે હું કાલા કપડા ઉતારીને લાલ કપડા પહેનું ? ના, ના, એ લાલ કપડા મારા ઊપર હરામછે, અએ હુસેન ની બાંદી જઆરે મારા લાલ હુસેનની ગરદન ઉપર લઇન શીમરે ખંજર ફીરાવીઉં, અને માથાને બદનથી જુદું કીધું ત્યારે હુસેનનું માથું મારી ગોદમાં હતું, ખુદા તઆલા કોઈની એવી બુરી કીસમત ન કરજો કે માંની ગોદમાં ફરજંદ જંબાહા થાએ. તે મોમીના બઈરીએ બીજી બઈરીને પુછીઉં કે સાહેબ આપનુ નામ સું છે? તે બીજી બઈરી કહેવા લાગી કે અઇ હુસેનની બાંદી મારા નામને સું પુછેછે, અરે હું સીતમ રસીદા હુસેનની બેહેન જએનબછું. અઇ મારા ભાઇઓ અને બહેનો તે બાદ તે મોમીના બઈરી અરજ કરવા લાગી કે મારી બીબી જએનબ આપે એક હાથ સીના ઉપર સા વાસતે મુકીઉંછે? આપની બેઊ બાજુ ઉપર રૂમાલ સા વાસતે બાંધીઊંછે? મવલાતના જએનબ ફરમાવા લાગાકે અઇ હુસેનની બાંદી આ

માજરાને મારાથી ન પુછ, અઈ હુસેનની બાંદી સીના ઉપર હાથ મુકવાનું સબબ આ છે કે મારા ભાઈ હુસેનના ફરઝંદ અલી અકબર હતા તેની શીકલ રસુલિલ્લાહની. શીકલ હતી; જેઆરે અલી અકબર જંગના મ મેદાનમાં આવેઆ, એક લઈન શામીએ આપના સીનામાં એક ભાલો મારેઓ, અલી અકબરે આવાઝ બુલંદથી પુકારીઉં કે અઈ ફુઈ ઝએનબ મારી ખબર લઇએ, તે વખત મેં મારા બે દીકરાઓ અને મોહમંદને કહીઉં કે અએ બેટા તમે રનમા જાઓ અને અલી અકબરને બચાવો. મારા બેઉ દીકરા રનમાં આવેઆ દુશમનોથી લડેઆ, એટલા સુધી કે બેઊ મારેઆ ગએઆ, પણ અલી અકબર ન બચેઆ; તે દીવસથી હું કબરમાં રોઝ તન વખત પુકારૂંછું, યા અલી અકબર, યા અલી અકબર, યા અલી અકબર, અને તે ભાલાનું ઝખમ મારા સીનામાં મોજુદછે, ઝએનબ અલેહિસ્સલામે આપના હાથને સીના ઉપરથી ઉંચું કીધું.

રાવી લખેછે કે જેવું. તે મોમીનાએ ઝંઇનબ અલેહિસ્સલામના ભાલાનું ઝખમ જોઇઉં, હોશ ઉડી ગએઆ, ગાલોપર તમાચા મારવા લાગી, રોતાં રોતાં ગશ ખાઈને ઝમીન ઉપર પડી ગઈ. અને તે બેઉ બઈરીઓ નઝરથી ગાએબ થઈ ગઈ. અઈ હુસેન અલેહિસ્સલામના અઝાદારો માતમદારો આ માતમની મજલીસમાં પંજતન તશરીફ લાવેઆ છે, મલાએકો હાઝર છે હુશીઆર થાઓ હુસેન અલેહિસ્સલામનું તે માતમ અને ગમ કરો કે પંજતન પાક તમારાથી ખુશ થાએ અને બીલા હીસાબ તમને જનતમાં લઈ જાએ. વલ હમદોલિલ્લાહે રબ્બિલ આલમીન.

# રિવાયત ૧૦ મી. જાઅંફર તથા હમજાંનું ઈમામ હુસેન અલેહિસ્સલામને મદદ કરવા જાવું અને રસતામાં શહીદ થાવું તથા એક હજાર પંખેરૂએ મૌલાના અલ હુસેનને પાણી પીવરાવવાના બયાનમાં.

માઅંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત, રાવી જાનસોઝં લખેછે કે જેઆરે મૌલાના અલ હુસેન આપ કરબલાના મએદાનમાં એકલા બાકી રહી ગએઆ, આપના યારો યાવર સરવે મારેઆ ગએઆ, ભાઈ, ભતીજા, બેટા, ભાનજા, સરવે મારેઆ ગઈઆ, આપે જમણી તંરફ જોઈઉં ડાબી તંરફ જોઈઉ કોઈ નઝંર ન આવીઉં, તેઆરે આપ ઘણા રોઈઆ, અને આસમાનની તંરફ બેઊ હાથ ઉંચા કરીને દુઆં કીધી કે અએ બારીઅલ બરાયા, તું જાણેછે કે આ લોકો મારા કંતલ ઉપર તઈઆર છે, અઈ પરવરદીગાર હું બે ગુનાહ બે તકંસીરછું, આ મલાંઈનો નાહકં મને સતાવેછે, અએ પરવરદીગાર તું મને યારી દેજે, મારા મૌતમાં બરકત બોલજે, મારા પરદેશપણાને રેહેમત કરજે, અઈ પરવર દીગાર, મારી સાથે કેટલીક બઈરીઓછે, કેટલાક નહાના નહાના બચાંઓ છે, મારા લાલ સરવે યતીમ થઇ જાસે, અઈ પરવરદીગાર મારા અહેલે બઈતને મારા ગંમમાં સબર આપજે.

અઈ હુસેન અલેહિસ્સલામના અઝાંદારો માતમદારો, મૌલાના અલ હુસેન એવી રીતે દોઆં કરી રહેઆછે, કે મલાઈંનો એકદંમ હુમલો કરીને ઝુકી આવેઆ, હઈ

હાએ અફસોસ સદ અફસોસ કોઈ તલવાર મારેછે તો કોઇ તીર મારેછે, કોઈ ભાલો મારેછે તો કોઈ પથર મારેછે, તમામ બદન આપનું ઝંખમોથી ચુર થઈ ગઈઉં, આપને નોંઅંશ પર નોંઅશ ગેરાપર ઝેરા આવવા લાગા, આપ ઝંમીન ઉપર બેસી ગએઆ.

રાવી જાનસોઝં લખેછે કે મવલાના અલ હુસેનના બે ફરઝંદ હતા, એકનું નામ જાઅંફર અને બીજાનું નામ હમઝાં હતું, જેઆરે બેઉ ભાઇઓએ જોયું કે બાવા હુસેન કંતલ થઈ રહેઆછે, બેઉ બચ્ચાંઓ ખઇમાંથી દોડેઆ, મલઉંન ઊંમર બીન સાઅંદે જોઈઉં કે બે બચ્ચાં દોડતા દોડતા આવેછે. લંઈને હુકમ કીધું કે અઇ લોકો શું જુઓછો? અરે આ બે બચ્ચાં આવેછે તેમભી કંતલ કરો. મલાઈંનોએ તે બેઉ બચ્ચાંને ચો તંરફથી ઘેરી લીધા, બેઉ બચ્ચાં મલાઈંનો આગલ હાથ જોડવા લાગા, અને કેહેવા લાગા કે અએ કુફીઓ તમે અમને ન મારો, અમારા રસતાને ન રોકો, અરે અમને અમારા બાવા હુસેનથી આખરી વખતમાં મલી લેવા દો. એવી રીતે તે બચ્ચાંઓએ ઘણાં કાલા વાલા કીધા, પણ મલાઈંનોએ હુસેનની નઝંદીક તે બેઉ બચ્ચાંઓને જાવા ન દીધા, હુસેન અલેહિસ્સલામની સાંબે તે બેઉ બચ્ચાંને શાહીદ કીધા.

અઇ એખવાનો ભાઇ જાનો, મવલાના અલ હુસેને જોઇઉં કે બેઉ બચ્ચા શાહીદ થઈ ગઇઆ, આપ રોવા લાગા અને ફરમાવા લાગા કે અએ મારા ફર ઝંદ હમઝાં, અને જાઅંફર, તમે બેઉ ભાઈ ખુદાની રાહામાં શાહીદ થીઆ, ત મોએ અમને યાદ કીધું પણ મારાથી કોઈ શએ બની ન આવી કે હું તમને આ મલાઈંનોથી બચાવું. અઇ કલેજાના ટુકડા હુંભી મુસીબતમાં ગીરફતાર છું, લાચાર છું.

રાવી લખેછે કે આકાં હુસેન ભારે મેહેનતથી તલવારનો ટેકો દઇને ઉભા થીઆ, અને બેઉ બચ્ચાઓની લાશ ઉપર આવેઆ, તે બેઉની લાશને ઉપાડીને

અલી અકબરના લાશા પાસે લેટાવીઆ, અને ફરમાવા લાગા કે અએ બેટા અલી અકબર આ બેઉ ભાઈના લાશાની ખબર રાખજો. તે બાદ આપ જમીન થી ખીતાબ કરીને ફરમાવા લાગા કે અઈ જમીન, આ સિતારાથી હુશીઆર રેહજે, અને કોઈ શએની ઈજા ન પોંહોચાડજે. તે પછી આપ દુઆ કરવા લાગા કે અઈ બારી તઆલા મારી મુશકલને આસાન કરજે, ખનજરની મેહેનતથી સેહેલ કરજે. તે પછી આપ દીલથી ખીતાબ કરીને ફરમાવા લાગા કે અઈ દીલ હવે મૌત નજદીક છે હુશીઆરથા હુશીઆરથા. એવી રીતે ફરમાવીને કીબલાની તરફ ઝુકેઆ. ચોતરફથી મલાઈનો ટુટી પડેઆ, તલવારો અને તીરોના જખમોથી આપનું બદન મુબારક ચુર થઇ ગઈઉં, અને આપને પેઆસની શીદ્દત ઘણી થઇ. અઈ મેહેરબાનો ભાઈ જાનો મશહુરછે કે જખમીને પેઆસની શીદ્દત ઘણી પોંહોંચે છે.

રાવી લખેછે કે જેઆરે આપને પેઆસની શીદ્દત ઘણી થઇ તેઆરે આપ જબાનને હોઠો પર ફીરાવવા લાગા, અને ફરમાવા લાગા કે પાણી, પાણી, તે આરે જંગલના સઘલા ચરંનદા અને પરંદા પણ રોઈઆ.

રાવી જાનસોઝ લખેછે કે એટલામાં એક પંખેરૂ ઉડતો ઉડતો આવેઓ, જુએછે શું કે આકા હુસેન ધગધગતી જમીન ઉપર લેટી રીઆછે, અને પાણી પાણી પુકારી રહેઆ છે. તે પંખેરૂ આ હાલ જોઇને તરતજ પાછો ફરેઓ અને એક ઝાડની પાસે આવીઓ, ઝાડ ઉપર એક હજાર પંખેરૂ બેઠા હતા, ગરમી સખત હતી, જમીન લાલ થઈ રહી હતી, ગરમ લુ ચાલી રહી હતી અને સઘલા પંખેરૂ દાણા પાણીનો ઝીકર કરી રહેઆ હતા, એટલામાં આ પંખેરૂ આવીને કહેવા લાગો કે અઈ સઘલા પંખેરૂઓ તમે શું દાણા પાણીનો ઝીકર કરી રહેઆછો, અરે નબીના નવાસા કરબલાની નહેરના પીઆસા, ફાતેમતઝઝેહરાની આંખના નુર, અલીઅલ મુરતઝાના દીલના સરવર, ધગધગતી રેતી ઉપર લેટી રહેઆ છે, પાણી પાણી પુકારી

રહેઆછે, મલાઈનો ચોતરફ ઉભાછે, પણ આપને કોઇ પાણી પાતું નથી. તે સરવે પંખેરૂ કહેવા લાગા કે અઈ પંખેરૂઓ આપણ શું કરીએ? આપણે સઘલા પંખેરૂઓ છઈએ, આપણાં હાથ અને પગ નથી, કે આપણે પાણી લાવીએ અને શાતેમતઝંઝંહેરાના લાલને પીવરાવીએ. તે પંખેરૂ કહેવા લાગો કે અઈ સઘલા પંખેરૂઓ તમે કહોછો તે વાત સહી અને સાચીછે, પણ ખુદાતઆલાએ આપણને ચાંચ આપીછે, આપણે સઘલા એક હજાર પંખેરૂઓ છઈએ, ચાલો આપણી ચાંચોમાં એક એક કતરો પાણીનો લાવશું, તો અલબત એક હજાર કતરા પાણીના થાસે, તેથી આકા હુસેનનું ગલું તર થઇ જાસે, અને આપની પેઆસ જતી રહેસે.

મઆશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅત, ખુદા તઆલા તમને રહેમત કરનો અએ હુસેન અલેહિસ્સલામના અઝાદારો, રાવી જાનસોઝ લખેછે કે તે સઘલા પંખેરૂઓ ઝાડ ઊપરથી ઊડેઆ અને ફિરાત નદીના કાંઠા ઊપર આવેઆ. સરવે પંખેરૂએ પોત પોતાની ચાંચમાં પાણીને લીધું ને પછી સઘલા પંખેરૂઓ આકા હુસેન અલેહિસ્સલામની ખીદમતમાં આવેઆ અને આપની સાંએ આવીને ઉભા રીઆ, અને અરઝ કરવા લાગા કે અઈ આકા હુસેન, અઈ રસુલિલ્લા સલ્લલા અલેહે વ આલેહીના દીલના ચએન, અએ અમારા ઇમામ હુસેન, અમે સઘલા અમારી ચાંચોમાં પાણીના કતરા લાવેઆ છઈએ, અએ અમારા મવલા આપનું મોહોડું ઉગાડો અમે પાણીના કતરાને આપના મોહોડામાં નાખીએ ને આપ આપની પેઆસને મટાડીએ.

રાવી લખેછે કે આકા હુસેન અલેહિસ્સલામ સઘલા પંખેરૂઓની તરફ જોવા લાગા, અને ફરમાવા લાગા કે અએ પંખેરૂઓ તમે સઘલા પાણી લાવેઆછો, આજબ ખુશી તમારા વસતે. મેં તમારી ખીદમતને કબુલ કીધી, હું તમારાથી ઘણું ખુશ થીઓ, અઈ સઘલા પંખેરૂઓ હું તો હરગીઝ પાણીને પીનાર નથી,

સા વાસતે કે મારા ફરઝંદ અકબર અને અસગરને પાણી મલીઉં નથી, મારા ભાઈ અબાસ, મારા ભાઈ હસનના બે ફરઝંદ કાસમ અને અબદુલ્લાહ, મારી બેહેન ઝયનબના ફરઝંદ ઔાન અને મહમદ સરવે ત્રણ ત્રણ દીવસના પેઆસા શાહીદ થઈ ગીઆ; મારા સરવે અસહાબ પેઆસા મારેઆ ગઈઆ, અઈ પંખેરૂઓ મારી બેટી સકીનાને પાણી મલીઉં નથી, મારા અહેલેબઈત સરવે પેઆસાછે, પણ અઈ પંખેરૂઓ હું તમને ખબર કરૂંછું કે જેઆરે લઈન, શીમર, ખુદાની લાઅનત એ શીમર ઉપર, મારા સીના ઉપર સવાર થાએ, અને આ નબી મોહમદની બોશેગાહ ઉપર ખંનજર ફરાવે, તેઆરે જે પાણીના કતરાઓ તમે તમારી ચાંચોમાં લાવેઆછો તે આ સુકા ગલા ઉપર નાખજો જેથી લઈનનું ખંજર મારા ગલા ઉપર અટકે નહીં. હએ હએ અફસોસ સદ અફસોસ આકા હુસેન અલેહિસ્સલામના આ કલામ તમામ ન થઈઆ કે લઈન શીમર કમબખત, સીના સખત, હાથમાં ખંનજર ચમકાવતો ચમકાવતો આવેઓ, લઈને પગમાં જોડા પેહેરેઆ હતા. અઈ મેહેરબાનો ભાઈ જાનો તમે કંઈ સમજેઆ લઈને જોડા સા વાસતે પેહેરેઆ હતા ? લઈન જાણતો હતો કે હુસેન અલેહિસ્સામને તીર ઘણા લાગેઆછે, પગમાં તીર ખુંચી જાસે, તે વાસતે લઈન જોડા પેહેરીને આવેઓ હતો. અઈ માતમીઓ માતમની સફને બીછાવો, ગફલતના પરદાને દુર કરો, હુશીઆર થાઓ હુશીઆર થાઓ, કયામતની ઘડીછે, હઈ હઈ કઈ ઝબાનથી બએઆન કરૂં ઝબાન લરજેછે, દીલ કાંપેછે, હએ હએ અફસોસ સદ અફસોસ, લઈન શીમર આકા હુસેનના સીના મુબારક ઊપર સવાર થીઓ અને આપના ગલા ઊપર બુઠાં ખંજરથી રગડા દેવા લાગો.

રાવી જાનસોઝ લખેછે કે તે સઘલા પંખેરૂઓએ આકા હુસેનના અનવર માઆરીક આપના ગલાઉપર પાણીના કતરાને નાખી દીધા, અને સરવે આપના ગલા મુબારકથી વલગી ગઈઆ, એક તરફ ફરેશતગાંહેઝરાએ બાલ ખોલી

દીધા, નજફ અશરફમાં આકાં અમીરલ મોઅમેનીન સલવાતુલ્લાહ અલેહેની કુબર થરથર થરવા લાગી, ઝમીન કાંપવા લાગી, આસમાનમાં મલાએકો રોવા લાગા, ખુદા તઆલાનું અરશ કાંપવા લાગું, તાકે શીમર મલઉનનો ખનજર ફરવા લાગું, હએ હએ અફસોસ સદ અફસોસ, અએ મારા ભાઇ જાનો હું શું બયાન કરૂં, ઝબાન લરજેછે, બદન કાંપેછે, અએ મેહેરબાનો, પેહેલાં તો ખનજર ફીરાવતાંજ એક હજાર પંખેરૂઓની ગરદન જુદી થઇ ગઈ, સઘલા પંખેરૂઓ આકાં હુસેન અલેહિસ્સલામ ઉપર ફીદા થઇ ગએઆ, તે પછી આપની ગરદન જુદી કરવાણી. અએ આકાં હુસેન અલેહિસ્સલામના અઝાદારો, માતમદારો, ગમખોઆરો, વાંહાંનું હંગામ છે, તમે ફીકર કરો, ફીકરનું મકાનછે, કે પંખેરૂ તો આકાં હુસેન ઉપર પોતાની જાન ફીદા કરે, કુરબાન કરે, ગરદનોને કપાવે, હએ હએ આપણે આકાં હુસેન ઉપર રોવાથી બખીલ થાઇએ? ના, ના, તમને લાયક નથી કે ચુપ કીધા બેસી રહો, અએ એખવાનો ભાઈ જાનો આકાં હુસેનનું તે માતમ અને ગમ કરો કે આસમાનથી તમામ મલાએકો તમને જન્નતની વધામણી આપે. આમીન, વલ હમદોલિલ્લાહે રબિલ આલમીન.

# રિવાયત ૧૧ મી બીબી ફાતેમતસ્સુગરાનું એના બાવા હુસેન અલેહિસ્સલામથી વીછડવું અને આકા હુસેનના ફિરાકમાં ગમ કરવાના બયાનમાં.

માઅંશરલ મોઅમેનીન, મોઅંમેનીનની જમાઅત, રાવી જાનસોજ લખેછે કે જેઆરે મોલાના અન્ન હુસેન અલેહિસ્સલામે મદીનાથી એરાક તરફ જાવાનુ સફર અખતીઆર કીધું, તેઆરે પેહેલાં તો આપ મોહમંદ મુસતફા સલ્લેલા અલેહેવ સલમના રોજાં મુબારક ઉપર તશરીફ લાવેઆ. અય હુસેન અલે હિસ્સલામના અજાદારો માતમદારો, આકા હુસેન રોજાંની અંદર આવતાંજ કહેવા લાગા કે "અસ્સલામો અલઈકા યા રસુલિલ્લાહે અનલ હુસઈનો બિન ફાતેમા, ફરખુંકા વબનો ફરખતેકા" અય નાનાં રસુલ, અલ્લાહના મકબુલ, હું હુસેન, તમારી બેટી ફાતેમતજ્જેહેરાનો ફરજંદ છું, તમને ઘણા ઘણા મારા સલામ હોજો.

રાવી લખેછે કે એટલું કહીને આકા હુસેન અલેહિસ્સલામ રોવા લાગા, એટલા સુધી રોઈઆ કે રોતાં રોતાં આખીરાત તમામ થાવા આવી, જેઆરે સુબોહનું વખત નજદીક થીઆ તેઆરે આકા હુસેનને જરાસી ઉંગ આવી અને આપને એક ખાઆબ થીઉં તે સપનામાં આપ સું જુએછે કે નાના રસુલ, અલ્લાહના મકબુલ આપની પાસે તશરીફ લાવેઆછે, આવીને આકા હુસેન અલેહિસ્સલામને સીના સાથે દાબીઉંછે અને કહેછે કે અય હબીબ મારા, અય હુસેન, ફાતેમતજ્જેહેરાના દીલના ચઈન, અય અલીઅલ મુરતજાના નુરલઐન, હું જોઉછું કે નજદીકમાં તને કરબલાની જમીનમાં શાહીદ કીધુંછે

અને તમો પોતે તમારા ખુનમાં લેટી રહેઆછો, અય ફરઝંદ તે વખંત તમે ખુશક ગલાથી પડઆછો પણ તમને કોઈ પાણી આપતું નથી.

અય દુખવાનો ભાઇ જાનો રોવાનું મકાનછે, અફસોસની જગાછે, કે રસુલિલ્લા સલ્લલા અલેહે વ સલમની જંબાન મુબારકથી સપનામાં આ કલામ સાંભલીને આકા હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે, અએ નાના રસુલ, અલ્લાહના મકબુલ હવે દુનીઆંમાં જાવાની મને કંઈ જરૂર નથી, અય નાના તમો મને તમારી સાથે કબરમાં લઇ ચાલો. તેઆરે નબી મોહમ્મદ મુસ્તફા સલ્લલા અલેહે વ સલમ ફરમાવા લાગા કે અય હુસેન, મારા દીલના ચએન અલી અલમુરતજાના નુરલઐન, લાબુદ તમને દુનીઆમાં જાવુંછે અને શહાદતના જામને પીવુંછે, કેમ કે ખુદાતઆલાએ તમારા વાસતે દરજા અને મરતબા મોટા રાખેઆછે તે જાંહાં સુધી શહાદતના જામને નોશ નહીં કરો તાંહા સુધી તે રૂતબાને પોંહોચવુ મુશકલછે.

રાવી લખેછે કે જેઆરે આકા હુસેન અલેહિસ્સલામે સપનામાં એવી રીતે જોયું, તેઆર પછી આપ હુશીઆર થીઆ, જાગેઆ, અને તેઆંથી પાછા ઘરે આવીઆ અને સરવેને સાથે લઇને સફરની તઈઆરી કીધી.

રાવી જાનસોજ લખેછે કે જે દીને આકા હુસેન અલેહિસ્સલામે મદીનાથી ઇરાકનીતરફ કુચ કીધી તે દીને ફાતેમતસ્સુગરા, મૌલાના અલ હુસેન અલેહિસલામની દીકરી ઘણી બીમાર હતી, દરદથી કરીને આપ બીલકુલ નાતવાન થઈ રહી હતી, તેથી કરીને આપને સાથે લેવાનું આકા હુસેન અલેહિસ્સલામને નાં મંનજુર થીઉ; પણ અય એખવાનો, ફાતેમતસ્સુગરાને મુકી જાવું એ પણ મૌલાના હુસેનને ઘણુ મુશકીલ હતું. આખરૂલ અમર આકા હુસેન લાચાર થીઆ, કોઈ સુરત આપને નજર ન આવી તેઆરે આપની લાડલી બેટી ફાતેમત સ્સુગરાને આપે આપની નાની સાહેબ ઉમ સલમાને સોંપી, અને ફરમાવા લાગા

કે અઈ અમાં ફાતેમતસ્સુગરા તમને સોંપી જાઊંછું પણ તે હાલ ઘણી બીમાર છે માટે તેની ઘણી ખાતરદારી કરજો; કારણ કે નહાનપણમાં આ પેહેલીજ વાર તેનાથી અમો જુદા પડીએછ તેથી કરીને એની ઘણીજ બરદાશત રાખજો.

અઈ એખવાનો ભાઈજાના જેવારે ફાતેમતસ્સુગરાએ સાંભલીઉ કે મારા બાવા મને એકલી આ વદરાના ઘરમાં મુકી જાએછે, તેઆરે જો કે નાતવાની અને બીમારી ઘણી હતી તો પણ પોતાના બાવા હુસેન અલેહિસ્સલામ પાસે આવી; અને કહેવા લાગી કે અઈ બાવાજી હું સાંભલુંછું કે તમોએ સફરની તઈઆરી કીધીછે અને મુજ બીમાર દુખીઆરીને અહીંઆજ મુકી જાઓછો. અએ બાવાજી જેઆરથી આ વાત મેં સાંભલીછે તેઆરથી મારી અક્કલ અને હોશ બેઊ જાતા રહેઆછે. અએ બાવા હું હએરાન અને પરેશાનછું કે આપ સઘલાને સાથે લઈ જાઓછો, યાંહાં સુધી કે [૬] મહીનાનો દુધ પીનાર મારા ભાઈ અલી અસગરને પણ આપ સાથે લઈ જાઓછો, પણ મને સા વાસતે સાથે તેડતા નથી. અએ બાવાજી સાહેબ જો મારાથી કંઈ તકસીર થઈ હોએ તો આપ મને મોઆફ કરીએ; કારણ કે "કરીમ ઈબનલ કરીમ" તે આપ પોતેછો.

રાવી જાનસોઝ લખેછે કે મવલાના હુસેન અલેહિસલામે ફરમાવીઊં કે અઈ ફાતેમતસ્સુગરા મારી લાડલી બેટી, હું તારાથી ખફા નથી, પણ અઈ બેટી તું બીમારછે તેથી સખતીઓ અને રંજ સફરના તું નહીં સહી શકસે, અઈ બેટી હું તને લઈ જવાને લાચારછું, માટે તને તારી જદ્દા મા જદ્દા ઉમ સલમાને સોંપી જાઉ છું; અઈ સુગરા ઊમ્મર તેની પણ ઘણી જઈફછે તેથી તેને સાથે લેવાને પણ નાદુરસ્ત જાણીને ઈઆં મુકુછું, અઈ બેટી સુગરા તે તારી ઘણીજ ખાતરદારી કરસે.

અએ મેહરબાનો ભાઈ જાના ફાતેમતુસ્સુગરા આ વાત સાંભલીને કહેવા લાગી કે અએ બાવા સાહેબ તમારી જુદાઇના ફીરાકમાં જીવવું મારૂં મુશકીલ

છે, અય બાવા જો આપ મને સાથે લેસોતો હું ખાતરીથી કહું છું કે હું ઘણી જલદી તંનદુરસ્ત થઈ રહીશ, અને અગર જો આપની સાથે ચાલવાથી હું કદાચ આ દુનીઆ બે બકાંથી વફાત કરી ગઈ, તો વલ્લાહ ખુદા તઆલાના કસમ ખાઈને કહું છું કે આપની જુદાઈમાં જીવવા કરતાં તે મૌત પણ બેહેતર છે. અય બાવા સાહેબ તેઓની સાથે મારૂં દીલ હલી મલીને એકતંન થઈ રહીઉ હતું તે સરવે તેઆરે તમારી સાથે આવસે અને મુજ બીમારનું અનીસ તથા શરીક કોઈ નહીં રહેસે તેઆરે મારા દીલને કેવી રીતે કરાર આવસે; અને અય બાવાજી કોની પાસે જઈને હું મારા દીલનો અહેવાલ કહીશ.

રાવી જાનસોઝ લખેછે કે મવલાના હુસેન અલેહિસ્સલામે ફાતેમતસ્સુગરાને ઘણુ દીલાસો અને તસલ્લી આપી અને આપના ભાઈ અબ્બાસ અલીને ફરમાવીઉં કે અય ભાઈ અબ્બાસ ઊંટો ઉપર કજાવા તઈઆર કરો અને આપણા સરવે અહેલે બએતને અમાડીમાં બેસાડો; કેમકે આજે અહીંઆથી આપણી કુચછે. અય બીરાદર અબ્બાસ તમો પોતે આ કામ ઉપર કમર હીંમ્મતની બાંધજો, સાવાસતે કે આપણી સાથે કેટલાક નાહાના બચ્ચાં અને કેટલીક બઈરીઓછે. સકીનાછે, અલી અસંગરછે, મુસલમના બે ફરજંદછે, તથા ભાઈ હસનનો બેટો અબદુલ્લાહ પણછે, હવે અય બીરાદર અબ્બાસ એ સઘલાઓને પરદાવાલી અમાડીઓમાં બેસાડજો, કેમકે તડકાની લુ એઓને નહીં લાગે; અને અય બીરાદર અબ્બાસ મારી બેહેન જેનબને ઘણીજ ઇજ્જત અને હુરમતથી પરદા વાલી અમાડીમાં બેસાડજો અને તેની ખીદમતગુજારી અને પરદાદારી હદથી જીઆદા કરજો, કેમકે ફાતેમતજ્જહેરા ખાતુને જન્નતની એ બેટીછે, અય બીરાદર અબ્બાસ ફકત મારી મોહોબત વાસતે એ એઓએ સફરના રંજ અને બલાઓને અખતીઆર કીધાંછે.

અય આકા હુસેન અલેહિસ્સલામના અજાદારો અને માતમદારો, રાવી

જાનસોજં લખેછે કે હવે રોવાનું મકાનછે માતમની જગાછે કે આપની બેહેન ઝંએનબ જે ફાતેમતઝંઝંહેરાની બેટી હતી અને જેને વાસતે મવલાના અલ હુસેન અલેહિસ્સલામ આપના ભાઈ અબ્બાસને હદથી જીઆદા ખીદમત અને પરદો કરવાને ફરમાવીઉં હતું તેનાં ઉપર મલાઈનોએ કેવા જુલમ અને સીતમ કીધા, હએ હએ અફસોસ સદ અફસોસ કઈ ઝંબાનથી બોલું, ઝંબાન લરઝેંછે, દીલ કાંપેછે, કે ઝંએનબ અલેહિસ્સલામના માથા ઉપરથી ચાદરને પણ મલાઈનોએ લઈ લીધી, અને નંગી પીઠના ઉંટ ઉપર શહેર બશેહેર મુલકો મુલક ફીરાવી. અએ એખવાનો ભાઇજાનો બીજા નહાના નહાના બચ્ચાં જેને ફકત ગેરમ હવાથી પણ આપ બચાવતા હતા તે ઊપર કુફીઓએ કેવા જુલમ કીધા.

અએ અઝાદારો માતમદારો, માતમની સફ બીચાવો આહનું નારો મારો કે અલી અસગર જે છ મહીનાના માઅસુમ હતા તેને હરમલ મલઊને એક તીર એવા નાઝુક ગરદન ઉપર મારેઓ કે જેથી તે મઅસુમની અરવાહ પરવાઝ થઇ ગઇ. વલી હસનના બેટા અબદુલ્લાહ ઊપર સું સીતમ કીધું, હએ હએ અફસોસ સદ અફસોસ કઇ ઝંબાનથી બોલું, અરે ઝબાન લરઝેંછે, દીલકાંપેછે, પરથમતો અબદુલ્લાહના મલાઈનોએ હાથ શહીદ કીધા, તેવારે અબદુલ્લાહ આકા હુસેન અલેહિસ્સલામને આવી વલગેઓ, હએ હએ મવલાના અલ હુસેને તેને તસલ્લી આપી અને સબર કરવા ફરમાવીઉં, પણ અફસોસછેકે મલઊન હરમલે ઓચીતું એક તીર અબદુલ્લાહની ગરદન ઉપર મારીઊં જેથી અબદુલ્લાહ પણ શાહાદતના જામને પીધું અને આ દુનીઆ બે બકાથી વફાત થીઆ.

મઅશરલ એખવાનો નબી અલ ઇમાનો રાવી લખેછે કે જેઆરે મવલાના હુસેન અલેહિસ્સલામ જુલજુનાહ ઊપર સવાર થીઆ, અને આપના અઝીઝં અને રફીક સઘલા હમરાહ થીઆ તેઆરે દરો દીવારથી એક નીદા આવી કે અલ્લાહના રસુલ ખુદાના મકબુલનો, ફરઝંદ, અને ફાતેમતઝંઝંહેરાનો દીલબંદ, અલી અલ

મુરતંજાંના નુરલઅંએન વદાઇ થાએછે અને કુચ કરેછે.

અએ મહેરબાનો ભાઇ જાનો જેઆરે આકા હુસેન અલેહિસ્સલામ રવાના થીઆ, તેઆરે બીબી સુગરા જોકે બીમારીથી ઘણી નાતવાન હતી તો પણ લાકડી હાથમાં લઇને ઉઠી, અને મવલાના હુસેન અલેહિસ્સલામની પાછલ ચાલી. અઇ આકા હુસેનના અજાંદારો માતમદારો, તેવખત બીબી સુગરાને તાપ ઘણો સખત હતો, જેથી આંખોમાં અંધારી આવી જાતી હતી, વલી નાતવાનીથી પગ થરથર ધુજતા હતા, એવી હાલતે પણ ફાતેમતસ્સુગરા આકા હુસેન અલેહિસ્સલામની પાછલ આસતે આસતે ચાલી જતા હતા, બેચાર કદમ ચાલે એટલે બેસી રહે અને ફરી ઊઠે ને ચાલવા માંડે, વલી થોડા કદમ ચાલે એટલે બેસી રહે. હએહએ અફસોસ સદ અફસોસ, એટલી જેહેમત ઊપાડતાં અને રોતાં રોતાં ફાતેમતસ્સુગરા મવલાના હુસેન અલેહિસ્સલામની પાછલ ચાલી જતી હતી.

રાવી જાનસોજે લખેછે કે મવલાના અલ હુસેન અલેહિસ્સલામને કોઇઇ કહીઊં કે અઇ આકા, ફાતેમતસ્સુગરા તો આંપની પાછલ ચાલી આવેછે, ઘરે જાતી નથી આપને ઘણું બી સમજાવેછે તો પણ માનતા નથી, અને કહેછે કે હું તો મારા બાવા હુસેન અલેહિસ્સલામની સાથે જઇસ. હએ હએ અફસોસ સદ અફસોસ, જેઆરે મવલાના હુસેન અલેહિસ્સલામે આ કલામ સાંભલેઆ તેઆરે એક આહનું નારો જીગરસોજ માંથી કાહાડેઓ, અને બીબીઓ જે કજાવામાં બેઠી હતીઓ તેઆંથી પણ આવાજે રોવાનુ આવતું હતું.

માઆશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, આકા હુસેન અલેહિસ્સલામે આપના ભાઇ અબ્બાસ અને અંલી અકબરને ફરમાવીઊં કે અએ બીરાદર અબ્બાસ અએ અંલી અકબર તમો જલદી જાઓ, મારી લાડલી બેટી ફાતેમતસ્સુગરાને મારી પાસે લઇ આવો.

અએ એખવાનો, આંકા હુસેનના અંમર મોઆફીક અબ્બાસ, તથા અંલી

અકબર બેઊ જણા ફાતેમતસ્સુગરા પાસે ગએઆ, જાઇને સીનાની સાથે દાબી ઉં અને આંખમાંથી આંસુઓનું મેહ વરસાવા લાગા, અને કહેવા લાગા કે અઈ સુંગરા ચાલો તમને બાવા હુસેન અલેહિસ્સલામ બોલાવેછે. અબ્બાસઅલી તથા અલી અકબરથી આ કલામ સાંભલીને બીબી સુગરા ઘણા ખુશી થીઆ, અને જાણે સઘલી બીમારીથી તનદુરસ્ત થઈ ગીઆ. પછી આપ ફરમાવા લાગાકે અલબત મુજ બીમાર અને દુખીઆરીને મારા બાવા હુસેને યાદ કીધી હશે, હવે મને પણ સાથે લઇ જાસે.

રાવી પુરગંમ બયાન કરેછે કે ફાતેમતસ્સુગરા એવી ખુશી થાતી થાતી, તથા પોતાની આંખોના આંસુ લુછતી લુછતી આકાં હુસેનની નજદીક આવી પોહોં ચી, પણ અફસોસ સદ અફસોસ, જેઆરે મવલાના હુસેન અલેહિસ્સલાંમે ફાતેમતસ્સુગરાને જોઈ તેઆરે એકા એક એક હાએ આપના જીગરસોજમાંથી નીકલી ગઈ, અને આપ બે તઆંમુલ રોવા લાગા. જેવારે ફાતેમતસ્સુગરાએ પોતાના બાવાને આવી હાલતે જોયું તેઆરે આપ પણ સબર ન કરી શકેઆ, અને આહાનું નારો મારી રોવા લાગા, અને કહેવા લાગા કે અએ બાવા મુજ દુખીઆરીના દીલને કેમ સબર આવસે, આપ ગએઆ પછી જેઆરે આ ઘર ખાલી અને વએરાન મારી આંખોંથી હું જોઈસ, અને તમારી ઇબાદતગાહ, જીઆં આપ હમેશાં બંદગી કરોછો તે પણ ખાલી પડેલી નજર આવસે, વલી મારા અ નીસ અને શફીક કોઇપણ તે ખાલી ઘરમાં નહીં હશે, ન મારી માં હશે કે જે બી મારની ખાતરદારી કરે, ન મારી ફુઇ હશે જે મારા વાસતે જમણને તઈઆર કરે, અને મુજ દુખીઆરી વાસતે ઓસડ તઇઆર કરે, અએ બાવા સાહેબ યકીનન અને તહેકીકન આપ જાણજો કે તમારા વીછોડાના દરદથી અને જુદાઇના ગંમથી હું જીવતી નહી રહી શકીસ. અએ બાવા, વલી એ સઘલા કરતાં અલી અસગરની જુદાઈ મને વધારે મારેછે, સા વાસતે કે તે માઅંસુમ નાહાનું બચ્ચું

પણ મારાથી ઘણી મોહબત રાખેછે, હવે હું બીહુંછું કે રખેને, મારી જુદાઈ થી તે માઆસુમને પણ ઇજા ન પોંહોંચે.

અઈ હુસેન અલેહિસ્સલામના અઝાદારો માતમદારો, જેઆરે આકાં હુસેને બીબી સુગરાનો આ હાલ જોઇઆ તેઆરે આપ બેતાકત થીઆ, અને આપની આંખો મુબારકમાંથી કતરા પાણીના આતશની માફક નીકલવા લાગા. પછી આકાં હુસેન અલેહિસ્સલામે મોહોડું આસમાન તરફ ઉંચું કીધું અને કીબલાની તરફ બેઉ હાથ લાંબા કરીને આપ દોઆ કરવા લાગા, અને કહેવા લાગાકે અઈ બારી અલબરાયા, અઈ ખુદાવંદા, અએ પરવરદીગારા, તું મારા હાલથી ખુબ વાકેફ છે અને જાણેછે કે મારા ફરઝંદો સઘલા ઈરાકની ઝમીન ઉપર ભુખેઆ અને પેઆસા બકરાની માફક જબાહ થાસે, અને કેટલાક તો કંએદી થઇને દર બદર ફરસે, જેઓની ગરદનમાં તૌક અને જંનજીર પડેલી હસે, એવી હાલતે પણ કંએદ હસે. અને આ મારી આંખોને રોશની આપનાર લાડલી બેટી ફાતેમતસ્સુગરા તે પણ મારી જુદાઇનાં દરદમાં પોતાના વતનમાં રોતાં રોતાં હલાક થાસે, અઈ ખુદાવંદા, અઈ પરવરદીગારા, આ બીમાર, દુખીઆરી, બેસબર ના દીલને, સબર અને કરાર ઇનાયત કર.

માઆશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, એવી રીતે દુઆ કરીને આકાં હુસેન અલેહિસ્સલામ ઘોડા ઊપરથી નીચે ઉતરેઆ, અને ફાતેમતસ્સુગરા ને ગોદમાં લઇને ગાલ ઊપર અને પેશાની ઊપર ચુમીઆ દેવા લાગા. તેઆર પછી આપ ફાતેમતસ્સુગરાને દીલાસો આપવા લાગા, તસલ્લી આપવા લાગા, અને કહેવા લાગા કે અઈ ફાતેમતસ્સુગરા, આપ ઘરે જાઓ, હમણા આપ ઘણા બીમાર છો તેથી હું આપને લઈ જવાને લાચારછું, પણ ઇનશા અલ્લાહ જેઆરે હું એરાકમાં પોંહોંચીસ તેઆરે આપના ભાઈ અલી અકબર, યા આપના કાકા અબ્બાસ અલી ને મોકલીને આપને બોલાવીસ. અને અએ ફાતેમા

સુગરા જેઆરે આપની તબીઅત સારી થઇ રહે તેઆરે અમને કાગલ લખજો, સા વાસતે કે મારૂં દીલ પણ હમેશાં તમારી તરફ હશે.

રાવી પુરગંમ બયાન કરેછેકે આકાં હુસેન અલેહિસ્સલામે એવી રીતે ફાતેમા સુગરાને તસલ્લી આપીને આપ પાછા ઘોડા ઉપર અસવાર થીઆ, અને ઉંટવાલાઓએ ઊંટોની મેહાર ખેંચી, ચાલવા માંડેઆ. હએ હએ અફસોસ સદ અફસોસ, તે વખતના માજરાને, ફાતેમા સુગરાના હાલને કઈ જબાનથી બયાન કરૂં, જબાન લરજેછે બદન કાંપેછે, જેઆરે ફાતેમા સુગરાને યકીન થીઉં ખાતરી થઈ કે હવે હું એકલી રહી ગઈ અને મારી માં અને બેહનો અને ફુઈઓ, સરવે કજાવામાં રોતાં રોતાં જાએછે, અફસોસ સદ અફસોસ તે વખત સુગરા ઘણી બેકરાર થઇને જમીન ઊપર પછાડી ખાવા લાગી, ખાક ઉપર લેટવા લાગી, અને બુલંદ આવાજથી પુકારીને કહેવા લાગી કે અય બાવા હુસેન, અય ભાઈ અલી અકબર, અય કાકા અબ્બાસ એક લેહજો તાઅમુલ કરો તો આ ફાતેમા સુગરા બીજી વખત પણ તમારાથી અલવીદા કરે અને તમારો દીદાર આખરી તે પણ બીજી વખત કરી લીએ. સા વાસતે કે હવેતો તમારાથી જુદી પડુંછુ, વીછડું છું હવે મારા નાંહાના ભાઇ અલી અસગરને પણ એક વખત ચુમીઓ લઉં અને વીદાએ કરૂં.

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો રાવી પુરગંમ બયાન કરેછે કે જેઆરે મોલાના અલ હુસેન અલેહિસ્સલામના કાનમાં ફાતેમા સુગરાના આ કલાંમ પેહોંચેઆ તેઆરે આપ બેકરાર થઈ આપના ભાઇ અબ્બાસને ફરમાવા લાગા કે હવે ઉંટોને બેસાડો કેમ કે ફાતેમતસ્સુગરા ઘણી હલાક થાએછે. અફસોસ સદ અફસોસ જેવારે ઉંટો જમીન ઉપર જુકેઆ તેઆરે શેરબાનું અને જયનબ અલેહિસ્સલામ બેતાકત થીઆ અને કજાવાથી ગશ ખાઇને જમીન ઉપર પડેઆ. અરે આકાં હુસેનના અજાદારો માતમ દારો, શું હાલ બયાન કરૂં,

કઈ જેબાનથી બોલું જેબાન લરજે છે દીલ કાંપેછે, સરવે બીબીઓ શાતેમા સુગરાને બગલગીરી કરતા હતા અને રોતા હતા. જેઆરે સકીનાથી શાતેમા સુગરા વદાએ કરવા ગઈ તેઆરે એવીરીતે આહ વ જારી કરવા લાગી કે જોવા વાલાને તાબ જોવાની ન રહી. અને સાંભલનારને તાકત સાંભલવાની ન રહી. જેએનબ અલેહિસ્સલામે જેઆરે શાતેમા સુગરાનું આ હાલ જોયું તેઆરે કહેવા લાગી કે અય સુગરા હવે ખામોશ કરો, અરે તમારા રોવાથી અલી અસગર પણ તલમલેઆ કરેછે,. હવે બસ કરો ને સબર કરો, ખુદા તાઆલા તમને સબરની જજા આપજો. એવી રીતે ઘણીકવાર સમજાવીને એક બીજાથી બેઉને જુદાં કીધાં.

મઆશરલ એખવાનો નબીઅલ ઈમાનો, રાવી જાનસોજ લખેછે કે તે બાદ શાતેમા સુગરાએ કહીઉં કે હવે મારા ભાઈ અલી અસગરને મારી ગોદમાં આપો. જેઆરે અસગરને શાતેમા સુગરાની પાસે લઈ આવેઆ, તેઆરે તે માઆસુમ પોતાની બેન સુગરાને જોઇને ખુશીથી ઉછલવા લાગો અને ટક ટક પોતાની બેહેન સાંબે જોવા લાગો. શાતેમાસુગરાએ પણ પોતાના બેઉ હાથ લંબાવેઆ, અને અલી અસગરને ગોદમાં લઈ સીનાથી દાબી ઘણું પેઆર અને મોહબ્બત કરવા લાગી. પછી અહેલે હરમને શાતેમા સુગરાએ કહીઉં કે "બિસમિલ્લા" હવે બેલાશક તમો જાઓ, ખુદા તમને સહી અને સલામત તે આં પોહોંચાડજો, હવે હું અને મારો ભાઈ અસગર બેઉ સાથે રહીસું; હવે એને મારી પાસેજ રહેવા દો કારણકે એ નાહાનું માઆસુમ સફરના રંજ અને બલા ઓ નહીં સહી શકસે. તે વખ્તે અહેલેબએત સઘલા કહેવા લાગા કે અય સુગરા આ માઅસુમ માં વગર કેમ રહી શકસે? માટે એ અમને આપો.

મોઅમેનીનની જમાઅત, શાતમા સુગરા કહેવા લાગી કે હું માં કરતાં પણ જીઆદા એની ખીદમત કરીશ, અને આખો દાહાડો એના જુલા પાસે બેસી રહીશ, એક પલ પણ જુદી નહીં પડું, અને એને દુખ પણ બની હારમની

બઈરીઓ થકી પીવરાવીશ. અને આખી રાત એની પાસે જાગેઆ કરીશ, સાવાસતે કે હવે મારા દીલનો મુનસ ફકત એજછે.

અઈ દુખવાનો ભાઇજાનો તેવખ્તે બીબીઓનો અજબ હાલ હતો, માં સુગરાની આહો જારી કરતી હતી અને સુગરા અસગરને સીનાથી દાબતી હતી અને કોઇને પણ તે માઅસુમ અપતી ન હતી. આખરૂલ અમર, જઇનબ અલેહિસ્સલામ તથા ઉમકુલસુમ સુગરાને ઘણું સમજાવા લાગા, તેથી સુગરા લાચાર થઈ, તેઆરે કહેવા લાગી કે ભલા તમો અલી અસગરને પણ મારી પાસેથી લેઓ, પણ જબરદસ્તીથી મારી ગોદમાંથી એને ન છીનો. હવે જેની પાસે એ માઅસુમ ખુશીથી આવે તે બેલાશક એને મારી ગોદમાંથી લીએ.

અઈ આકા હુસેન અલેહિસ્સલામના અજાદારો માતમદારો, ફીકર કરો, આંખોંથી આસું વરસાવો કે બીબીઓમાંથી જે કોઈ તે નાહાના માઅસુમ અલી અસગરને લેવા જતું હતું, તેનાથી તે બચ્ચું મોંહ ફીરાવી લેતું હતું અને ફાતેમા સુગરાના ગલાથીજ વલગી રહેતું હતું. જાણે કે તે માઅસુમને ખબરજ હતી કે જો હું મારી બેહેન સુગરાથી જુદા પડઓ તો ફરી પાછા મલનાર નથી. અને અઈ દુખવાનો જાણે તેને એ પણ ખબર હતી કે હું કરબલાની જમીનમાં જઇને તીર ખાઈને શહીદ થઈ જઈસ. આખરૂલ અમર હજારો મેહેનતથી અને બાહાનાથી અલી અસગરને ફાતેમા સુગરા પાસેથી લીધું અને સઘલાઓ અસવાર થઇ રવાના થીઆ.

રાવી પુરગમ બયાન કરે છે કે અફસોસ સદ અફસોસ, તે વખતે ફાતેમા સુગરા હદથી જીઆદા રોઈ છે, યાહાં સુધી કે રોતાં રોતાં બે હોશ થઈ ગઇ. ઘણો વખત ગુજરેઆ પછી જેઆરે સુગરા હોશમાં આવી ત્યારે જોએછે શું કે નથી તે રોજ, નથી તેનો સરદાર, અકબર પણ નથી, જે અલમદાર પણ નથી, સકીના પણ નથી, અને અલી અસગર પણ નથી, વલી ફુઈ પણ નથી અને માં પણ

નથી. પછી ઉમ સલમાએ ફાતેમતસ્સુગ઼રાને જમીનથી હજાર મેહેનતે ઉઠાડી અને ઘરે પોહોંચાડી, અને દોઆ કરવા લાગી, કે અએ બારીતાઆલા અએઈલાહા ફરાકના મુસાફરોના ફીરાકમાં ફાતેમા સુગ઼રાને સબર દેજે. હએ હએ અફસોસ સદ અફસોસ, જેવારે તે ખાલી ઘર ફાતેમા સુગ઼રાએ પોતાની આંખોથી જોઇઉં તેવારે દરદ ભરેલો એક આહાનું નારો પોતાના જીગરસોજે માંથી કાહાડીઓ, અને કહેવા લાગી, કે અએ ફુફ જંઈનબ આપ કાંહાંછો? અએ ફુઇજી ઉમ કુલસુમ આપ કઈઆ ઘરમાં બેઠાછો? અએ ભાઈ અલીઅકબર આપ કએઆ દાલાનમાં બેઠાછો? આ બીમાર ફાતેમા સુગ઼રાને જવાબદો.

અએ એખવાનો ભાઈજાનો રાવી લખેછે કે તે દીનથી ફાતેમા સુગ઼રા ફરાકના મુસાફરોના ફીરાકમાં હમેશા રોતા હતા, કોઈ દીને રસુલ કરીમ સલ્લેલા અલેહે વ સલામના રોજા ઉપર જાઇને રોતા હતા, અને કોઈ દીને ફાતેમતજંહેરાના રોજા ઉપર જાઈ વીલાપ કરતા હતા. અને રાત દીવસ એજ ઇનતેજારીમાં હતા કે જેવારે મારા બાવા સહી સલામત ફરાંક પોહોંચસે તેવારે ભાઈ મારો અલી અકબર મને તેડવા આવસે.

માઆશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, રાવી જાનસોજ બયાન કરેછે કે એક દીને ફાતેમતસ્સુગ઼રા આપના અજીજોને યાદ કરીને ઘણું વીલાપ કરતા હતા, એટલામાં આપને યાદ આવીઉં કે મારા બાવાજીએ વાઈદા કીધો હતો કે હું તમને બોલાવી લઇશ, હવે ઘણાં દીન થઈ ગઈઆ તોપણ મને કોઈ તેડવા આવીઉં નહીં, તેથી કદાચ મને ભુલી ગીઆ હશે, અને મારી સાથે કીધેલો વાઈદો પણ ફરામોશ થઇ ગીઆ હશે, માટે તેને એક કાગલ લખું. પછી આપના ધુજંતા હાથોથી એક કાગલ આપના બાવા હુસેન અલેહિસ્સલામ ઉપર લખીઉં તે મધે પોતાની ઇનતેજારી અને ઈશતીઆક વીશે તથા વાઈદાની શીકાએત વીશે સરવે હકીકત તે કાગલમાં લખીને તેને બંદ કીધું. તેઆર પછી

આપે ચાદર માથા ઉપર ઓઢીને કેટલીક લૌંડીઓને સાથે લઈને મદીનાના દરવાજાં પાસે આવેઆ. તે વખ્તે એક શખસ આરાબી ઉટ ઉપર અસવાર થએલો જલદી જલદી જતો માલુમ પડીઓ, તેને ફાતેમતસ્સુગરાની લૌંડીઓએ પુછીઉં કે અય ભાઈ આરબ તમે કાંહાં જાવાનો ઈરાદો રાખોછો? તે આરાબીએ કહીઉં કે એરાક તરફ જાવાનો ઈરાદો રાખુંછું. તેઆરે ફાતેમા સુગરાએ કહીઉં કે અય શખસ આરાબી અગર તું મારા ઉપર એક એહેસાન કરે તો રસુલ ખુદા સલ્લેલા અલેહે વ સલમ તેની જજા તમને આપસે. તે આરાબીએ પુછીઉં કે તે સું એહેસાનછે? તેઆરે ફાતેમા સુગરાએ કહીઉં કે આ કાગલ મારા બાવા હુસેનનુંછે તેને પોહોંચાડી દેજો. અને અય આરાબી જેઆરે તમો ખુદાના રસુલ અલ્લાહના મકબુલના ફરજંદ પાસે પોંહોચો તેઆરે મારી તરફથી મારા બાવાના હાથ અને પગને ચુમજો. તે આરાબી કહેવા લાગો કે ખુદાના રસુલની ખુશનુદી વાસતે આ કાગલ હું આપના બાવા હુસેન અલેહિસ્સલામને પોંહોંચાડીસ. એટલું કહીને તે આરાબીએ ફાતેમા સુગરા પાસેથી કાગલ લીધું અને લઈને રવાનો થીઓ. અય મેહેરબાનો, ભાઇજાનો ફાતેમા સુગરા પણ તે લૌંડીઓની સાથે પાછી ઘરે આવી. અને દીવસ ગણવા લાગી કે હવે તો જરૂર જરૂર મારા ભાઈ અલી અકબર યા તો કાકા અબ્બાસ મને લેવાને આવસે.

માઅંશરલ એખવાનો, તબીઅલ ઈમાનો, રાવી લખેછે કે તે કાસીદ તીઆથી ચાલેઓ તે મનજલ બમનજલ તએ કરતો કરતો સાહી વ સાલમ કૈરાકમાં પોંહોંચીઓ, મગર અફસોસ સદ અફસોસ સું બયાન કરૂં અરે કઈ જબાનથી બોલું જબાન લરજેછે દીલ કાંપેછે, કે તે દીન આશુરાનો દીવસ હતો, અને આકા હુસેનના યારો યાવર સઘલા શાહીદ થઈ ચુકેઆ હતા, અલી અસગર પણ તીર ખાઇને શહાદતના જામને પી ચુકા હતા, ફકત મવલાના અલ હુસેન અલેહિસ્સલામ હજારો કાફરોમાં તને તનહા ઊભા હતા, અને આપની જબાન

મુબારકથી આ ફરીઆદ કરી રહેઆ હતા; અફસોસ છે મારી તનહાઈ ઊપર અને અફસોસ છે મારી ગૅરીબી ઊપર, અને અફસોસ સદ અફસોસ છે કે આ વખતમાં કેઇ યાર અથવા મદદગાર મારો નથી, આ સમે કોઈ એવો શખસ પણ નથી કે આ જુલમગાર દુશમનોનેં મારા સરથી ટાલે, અરે અફસોસ છે કે ખુદાના રસુલ અને અલ્લાહના મકબુલના ફરઝંદની ફતે અને નસરત કરે એવો પણ આ વખતમાં કોઈ નથી.

અફ આકાં હુસેન અલેહિસ્સલામના અઝાદારો, માતમદારો માતમની સફને બીછાવો જીગરથી આહનું નારો ભરો, વા હુસેના વા હુસેના પુકારો, તે વખતે આકાં હુસેનને કોઈ જવાબ પણ આપતું ન હતું, બલકે જવાબના બદલામાં તે મઝલુમને તલવારો અને તીરોના ઝખમ કરતા હતા, અને તેને કતલ કરવાની ઇનતેઝારીમાં સઘલા ઊભા હતા. એટલામાં તે કાસીદ આરાબી મવલાના અલ હુસેન અલેહિસ્સલામ ના નઝદીક પોહોંચીઓ, જઇને કહેવા લાગો કે "અસ્સલામો અલએકા યા ઇબને રસુલલ્લાહ" પછી ફાતેમા સુગરાના કહેઆ મોઆફીક આકાં હુસેન અલેહિસ્સલામના હાથ અને પગ ચુમવા લાગો.

અએ એખવાનો ભાઇજાનો, મવલાના હુસેન અલેહિસ્સલામ કહેવા લાગા કે આએ ભાઈ તું કોન છે જે આવા ગરીબી અને લાચારીના વખતમાં મને સલામ કરેછે? તે આરાબી રોતાં રોતાં કહેવા લાગો કે અએ મઝલુમ કરબલાના, અફ ફરઝંદ ફાતેમતઝઝહેરાના, હું આપની બેટી ફાતેમતસ્સુગરાનો કાસીદછું, અને એક કાગલ તેના હાથ મુબારકનો લાવેઓછું. પછી તે આરાબીએ સુગરાનો કાગલ આકાં હુસેન અલેહિસ્સલામને આપીઊં.

માઅશરલ મોઅમેનીન અએ ભાઇઓ અને બેહેનો તે કાગલ લઇને આપ ખફમામાં આવીઆ, આવીને બુલંદ આવાઝથી ફરમાવા લાગા કે અએ ઝએનબ, અએ કુલસુમ, અએ સકીના, અએ રૂકીઆ, અફ શેરબાનું તમો સઘલા મારી

પાસે આવો કેમકે મને એક કાગલ મલીઊં છે, હવે મુસીબત અજીમ મારા ઊપર પડી.

રાવી જાનસોજ લખેછે કે આકાં હુસેનનો આવાજ સાંભલીને અહેલે હરમ આપની પાસે આવેઆ, અને કહેવા લાગા કે આપની મુસીબતને તો અમે જાણીએ છીએ જે ત્રણ દીવસના ભુખેઆ અને પેઆસા આપ છો, આપના ભાઇ, બેટા, ભાનજા, ભતાજા, અને સઘલા અજીજ, આપની આંખોની સાંમે પુરજા પુરજા થઇ ગએઆ, પણ આ કાગલ કેવોછે તે અમો નથી જાણતા. આકાં હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે હું તમોને ખબર કરૂં છું કે આ કાગલ મારી લાડલી બેટી ફાતેમાં સુગરાનોછે.

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાનો રાવી પુરગંમ બયાન કરેછે કે પછી મવલાના હુસેન અલેહિસ્સલામ કાગલ ખોલીને પડવા લાગા તેમાં આ મજમુન લખેલું હતું.

"બિસમિલ્લાં હિર્રહામા નિર્રહીમ" મિન ફાતેમતસ્સુગરાએ બિનતિલ હુસએને બિન અલીયીન, ઈલાવાલેદેહલ હુસએન.

આ કાગલ ફાતેમતસ્સુગરા હુસેન અલેહિસ્સલામની બેટીનોછે. આપના બાવા હુસેન અલેહિસ્સલામને લખેછે કે હજારો હજાર સલામ, હજારો હજાર અરજ બંદગી મારી તરફથી રસુલ ખુદા સલ્લલ્લા અલેહે વ સલમના ફરજંદની જનાબમાં કબુલ થાએ. વલી સલામછે મારા કાકા અબ્બાસ, અમીરલ મોઆમેનીનના ફરજંદને. મગર સુગરાને ખબર ન હતી કે અબ્બાસના તો હાથ શહીદ થીઆછે. પછી સલામ છે મારા, મારી બેહેનો તથા ભાઇઓ સઘલાને. વલી સલામ પોંહોંચે મારા, મારી આંખની પુતલી એટલે મારા નહાના ભાઈ અલી અસગરને. અઈ બાવા સાહેબ કસમ છે અલ્લાહના તમને અને મારા સઘલા અજીજોને કે મારી તરફથી મારા નહાના ભાઈ અલી અસગરને ચુમીઓ દેજો અને પેઆર કરજો.

બીજું અએ બાવા સાંહેબ એક શીકવાછે મારી આપની પાસે કે આપ મને ભુલી ગીઆ. એટલુંજ નહીં પણ મને આપેલા વાએદા પણ ભુલીગીઆ, કેમકે તમને નીકલે આજે ઘણાં દીવસ થીઆ, તો પણ તમોએ મને તેડવા સારૂ કોઈને પણ મોકલેઓ નહીં, અએ બાવા આપનો દીદાર મુબારક જોવાની ઇન તેજારી અને ઇશતીઆક દીન પર દીન મને વધતું જાએછે. અએ બાવા હવે હું હલાક થાવાની નજદીક આવી પોહોંચીછું, તો પણ તમારા વાએદાની વાટ જોઇ રહીછું. સલામ હોજો મારા આપને, અને રહેમત હોજો ખુદાની આપને.

માઅશરલ મોઅમેનીન, અએ આકા હુસેન અલેહિસ્સલામના અજાદારો, માતમદારો, જેવારે આકા હુસેને તે કાગલ તમામ કીધું, તેવારે આપનો અજબ હાલ હતો, હફ હફ અફસોસ સદ અફસોસ, જાણે મુસીબતોના પાહાડ આપ ઊપર ટુટી પડેઆ હતા, અને આપના ચહેરાનો રંગ પણ ફીકો થઈ ગએઓ હતો, સાવાસતે, અરે જબાન લરજેછે બદન કાંપેછે કે જેને ફાતેમા સુગરાએ સલામ લખેઆ હતા તેતો સઘલા શહીદ થઈ ચુકા હતા, શહાદતના જામને પી ચુકા હતા, ફકત આકા અલીજએનુલઆબેદીન બીમારીના સબબથી બાકી હતા તેની પણ કએદ થાવાની તઈઆરી હતી.

રાવી પુરગમ બયાન કરેછે કે મવલાના હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અએ ફાતેમા સુગરા આપ મને અજીજ છો, અને હું પણ આપને ભુલી ગીઓ નથી, લેકીન જેને આપે સલામ લખેઆ છે તેને હું હવે આપના સલામ પોંહોંચાડીસ.

રાવી જાનસોજ લખેછે કે પછી આકા હુસેન અલેહિસ્સલામ કતલગાહની તરફ ચાલેઆ, પહેલા આપની નજર અબાસ અલી અલમદારના લાશા ઉપર પડી, હએ હએ અફસોસ સદ અફસોસ, આકા હુસેન અબાસના લાશા પાસે બેઠા, અને ફરમાવા લાગા કે અએ ભાઈ અબાસ, અએ હુસેનના બાજુ અને અલમદાર અબ્બાસ, આપની ભતીજી સુગરાએ તમને સલામ લખેઆછે, અને

એક શીકાયત કરેછે કે અએ કાકા અબ્બાસ આપ મને તેડવાને પણ ન આવેઆ. અએ બીરાદર અબ્બાસ આપના તો આ હાલ થીઓ, અને ફાતેમા સુગરા હજી સુધી તમારી ઈનતેજારીમાંછે.

રાવી જાનસોજ લખેછે કે પછી આકા હુસેન તીઆથી અલી અસગરની લાશ પાસે આવેઆ, આવીને કહેવા લાગા કે અએ આંખોને રોશની આપનાર ફરજંદ અલી અસગર, આપની બેહેન ફાતેમા સુગરાએ આપને સલામ કહેઆછે, અને અઈ ફરજંદ દીલબંદ, તમારા દીદારની હજી સુધી ઊમેદવારછે.

મઆશરલ મોઅમેનીન, અલી અસગરની લાશ ઊપર આકા હુસેન અલેહિસ્સલામના હાલ ઘણો તાબાન થીઓ, સાવાસતે કે ફાતેમા સુગરા હમેશા કહેતી હતી કે અએ બાવા સઘલા કરતા મને અલી અસગરની જુદાઇ જીઆદા મારેછે. હએ હએ અફસોસછે કે જેવારે આ કલામ સુગરાના આપને યાદ આવેઆ તેઆરે બેતઆમુલ અસગરની લાશ પાસે બેસીને આપ રોતા હતા, અને જીગર સોજમાંથી આહના નારા ભરતા હતા, એટલામાં ફાતેમા સુગરાની વસીયત આપને ઇઆદ આવી, કે સુગરાએ કસમ દઇને લખીઊંછે કે અએ બાવા મારા નાહાના ભાઈ અલી અસગરને મારી તરફથી ચુમીઓ લેજો, જેવારે આપને તે યાદ આવી તેવારે, બેતાબ થઇને આપ અલી અસગરની લાશ ઊપર પડી ગીઆ, અને ઊપરા ઉપરી અલી અસગરની લાશને ચુમીઓ દેતા હતા, અને જબાન મુબારકથી ફરમાવતા હતા કે અએ ફરજંદ, દીલબંદ અસગર, જાલીમોએ, બેરહેમોએ તમને શહીદ કીધા અને દીલ મારૂં દુખવીઊં, હએ હએ અફસોસછે કે તમારા પછી તરતજ હવે મને પણ શહીદ કરસે. અહેલે હરમે જેઆરે આપનો આ હાલ જોએઓ તેઆરે અસગરના લાશાંથી આપને જુદા કીધા.

રાવી જાનસોજ લખેછે કે તે બાદ આપ કાસમની લાશ ઉપર આવેઆ,

આવીને કહેવા લાગા કે અએ કાસમ, ભાઈ હસનના બેટા, આપની બેહેન શ તેમા સુગરાએ તમને ઘણા ઘણા સલામ લખેઆછે.

અએ આકા હુસેન અલેહિસ્સલામના અજાદારો, માતમદારો, માતમની સ ફ્ને બીછાવો, અને વા હુસેના, વા હુસેના પુકારો, રાવી પુરગમ બયાન કરેછે કે શતેમા સુગરાને તો ઈશતીઆક હતો કે મારો કાગલ જેવારે મારા બાવાને પોહોંચસે તેવારે મને જરૂર બોલાવસે, પણ અફ્સોસ સદ અફ્સોસ, અરે જે વારે કાસીદે આ ખબર પોહોંચાડી હસે કે અએ શતેમા આપના કાકા અબ્બાસ ના તો હાથ કલમ થઈ ગીઆછે, અને અકબરે તો ભાલાનો જખમ કારી ખાધું, અને અસગરની ગરદનમાં તીર લાગું, અને આપના બાવા તો ત્રણ દીવસના ભુખેઆ અને પીઆસા શહીદ થીઆ, હએ હએ, ભાઈ આપનો અલી જએ નુલઆબેદીન, તે પણ બીમાર, અને તેના ગલામાં તોક અને જનજીર નાખીને સઘલા અહેલે હરમની સાથે શામ લઈ ગીઆ, જેવારે શતેમા સુગરાએ આ હકીકત સાંભલી હસે, તેવારે આપનો સું હાલ થીઓ હશે, “કાલુ ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલેહે રાજેઊન.



# રિવાયત ૧૨ મી. એક નસારાના બાદશાહને જંગલમાં વાઘનું ઘેરવું, આકા હુસેન અલેહિસ્સલામનું કરબલાથી આવીને તેને મદદ કરવાના બયાનમાં.

---

રીવાયતમાં આવીઊંછે કે નસારાંનું એક બાદશાહ હતો, તેનું નામ શમઊંન હતું. કજાંરા ઈતેફાક આ બનીઊં કે એક રોઝ બાદશાહ પોતાનું લશકર લઈને શીકાર વાસતે નીકલેઓ, તે બાદશાહને જંગલમાં એક શીકાર નઝર આવીઓ, બાદશાહે તે શીકારની તરફ પોતાનું ઘોડો દોડાવીઓ.

રાવી લખેછે કે તે શીકાર તો જંગલ બયાબાનમાં નીકલી ગયું, બાદશાહબી તે શીકારની પાછલ પોતાનું ઘોડો ફેંકતો ચાલેઓ જતો હતો, યાંહાં સુધી કે તે શીકાર નઝરથી ગાએબ થઈ ગીઉં; અને બાદશાહ તો એકલો રહી ગએઓ. ઈતેફાક એક વાઘે આવીને બાદશાહની ઉપર હમલો કીધો; અને નઝદીક હતું કે બાદશાહ ઉપર પંજાનું વાર કરે. તે બાદશાહનો હોશ પણ ઠેકાણે રીઓ નહીં, કાંપવા લાગો, અને પુકારવા લાગો કે અએ આદમ, અએ નુહ, અએ ઈબરાહીમ, અએ મુસા, અએ ઈસા, ગુંલામની મદદ કરીએ, આ શેરના પંજાથી છુડાવીએ.

રાવી લખેછે કે જેવારે કોઈ મદદ વાસતે ન આવીઊં તેવારે તે બાદશાહ અમીરલ મોઅમેનીન સલવાતુલ્લાહ અલેહનો વસીલો લઈને પુકારવા લાગો કે ખુદાના શેર ગુંલામને આ શેરના હમલાથી બચાવીએ. તે બાદ નબી મોહમ્મદ મુસતફાને યાદ કીધા, ફાતેમતઝ્ઝેહેરાને યાદ કીધા, મવલાના અલ હસનને પુકારેઓ, કોઈ મદદ વાસતે ન આવીઊં. તે બાદશાહ નેહાયત ઘણો ઘબરાણો, અને હઈયાતીથી

નાઉમેદ થીઓ, દીલમાં ફીકર કરવા લાગો કે હવે હું કેને યાદ કરૂં, કે મારી મુશકલને આસાન કરે. ખુદા તઆલાના અંબીયા અવલીયામાં તો કોઈ બાકી રહીઉં નથી, સરવેને મેં યાદ કીધા, પણ કોઈ સાહેબ મદદ વાસતે ન આવીઆ, હવે તો એક હુસેન બાકીછે, ભલા હું હુસેનને તો યાદ કરૂં. એટલું દીલમાં સાંચીને પુકારવા લાગો કે યા હસન યા હુસેન ગુલામને આ શેરે ઘેરીઉંછે, જલદીથી તશરીફ લાવીએ અને આ શેરની ચુંગલથી ગુલામને બચાવીએ.

મઆશરલ મોઅમેનીન, રાવી જાનસોઝ લખેછે કે આકા હુસેન અલેહિસ્સલામ તને તનહા કરબલાના મએદાનમાં ઉભા હતા, આપના હાથ મુબારક ઉપર અલી અસગરની લાશ હતી, આપે ચાહીઉં કે લાશને દફન કરે, એટલામાં તે બાદશાહની નીદા આપના કાનમાં આવી; કે અએ મુસકલ કુશાના લાલ ગુલામની મુશકલને આસાન કરીએ, તેજ વખત આપે અલી અસગરની લાશને, અલી અકબરના લાશાની બરાબર લેટાવી દીધી, અને ફરમાવા લાગા કે અએ બેટા અલી અકબર, આ ભાઈ અલી અસગરના લાશાની ખબર રાખજો, નસારાના બાદશાહને શેરે ઘેરીઉંછે, તે બાદશાહને શેરથી છોડાવીને હું હમણા પાછો આવુંછું, એટલું કહીને આપ ઘોડા ઉપર સવાર થીઆ, તએઅલઅરજના મોઅજેજાને આપે જાહેર કીધું, એક આંખની મીચકારમાં હુસેન અલેહિસ્સલામ તે જંગલમાં આવીને ઉભા રીઆ. જેવો તે શેરે આપને જોયું કે પાછો હટેઓ, અને આવીને કદમ મુબારક ઉપર માથું મુકીઉં, અને જબાન ફસીહથી અરજ કરવા લાગો, કે અએ આકા હુસેન આ આપના ઉપર કોન લોકોએ આવી રીતનું જુલમ અને સીતમ કીધુંછે? તે પછી તે શેર રોતો રોતો જંગલની તરફ ચાલી નીકલેઓ.

અએ આકા હુસેન અલેહિસ્સલામના શીઆ અને ગુલામો, તે શમઉન બાદશાહે આકા હુસેનને જોયું, અને કદમ મુબારક ઉપર પડેઓ, અરજ કીધી

કે અએ મવલાના અલ હુસેન આ આપના બદન મુબારકને ચારણીની માફક કોન લોકોએ છેદી નાખીઉંછે? હએ હએ અરે આ આપની કમર સા વાસતે ઝુકી ગઇ છે? આ આપે કલેજા ઉપર હાથ કેમ મુકીઉંછે? અએ ફાતેમનઝેંહેરાના લાલ, આપને કોન લોકોએ સતાવેઆછે? અરે હોઠ કેમ સુકાછે? અએ આકાં હુસેન આપે પાણી પીધુંછે કે નહીં? અએ આકાં હુસેન બયાન કરીએ, ફરમાવીએ, આવી રીતે આપની ઉપર કોન લોકોએ જુલમ અને સીતમ કીધુંછે.

રાવી પુરગમ લખેછે કે આકાં હુસેન અલેહિસ્સલામ, બેઊ જહાનના ઇમામ, ફરમાવા લાગા કે અએ શમઉંન તમે મારા હાલને શું પુછોછો, અરે હું ત્રણ ત્રણ દીવસનો ભુખેઓ અને પીઆસો છું. અએ શમઉન મારા ભાઈ, ભતીજા, બેટા, ભાનજા સરવે મારેઆ ગએઆ, મારા અસેહાબ વફાદાર સરવે કતલ થઈ ગએઆ, કોઈ બાકી ન રહીઉં, તાકે [૬] મહીનાના બચ્ચાભી જુલમ અને સીતમના તીરથી શાહીદ થઇ ગએઆ, અએ મરદ નસેરાની, ફકત હું તને તનહા બાકી રહેઓછું, તે પણ ઘડી બે ઘડીનો મેહેમાન છું. અએ શમઉન મારા નાના રસુલ, અલ્લાહના મકબુલની ઊમ્મતે આ મારૂં હાલ બનાવીઉંછે. તે બાદશાહ અરજ કરવા લાગો કે અએ આકાં હુસેન, આ ગુલામને વાસતે આપે તકલીફ ઉઠાવી, આપના નાના નબી, યા બાવા અલી, યા માં ફાતેમા, યા ભાઈ હસન, કોઈભી મારી મદદ વાસતે ન આવેઆ, મવલાના અલ હુસેન રોવા લાગા, અને ફરમાવા લાગા કે અએ શમઉન, એ જીકર તમો મારાથી ન પુછો, અરે નાના રસુલ મારા બેટા અલી અકબરની લાશ ઉપર બેહોશ પડેઆછે. બાવા અલી ભાઈ અબ્બાસની લાશ ઉપર રોઈ રહેઆછે. ભાઈ હસન એના દીકરા કાસમની લાશ ઉપર માતમ કરી રહેઆછે. માં ફાતેમા બાલોથી મકતલની જમીન સાફ કરી રહેઆછે.

અએ હુસેનીઓ તે બાદશાહ આકાં હુસેનના આ કલામ સાંભલીને જાર જાર રોવા લાગો, માથા પર ખાંક ઉડાવવા લાગો, અને તાજને માથા ઉપરથી ફેંકી

દીધું, ગીરેબાનને ફાડી નાખીઉં, ગાલોપર તમાચા મારવા લાગો, અને તે બાદ શાહ યાંહાં સુધી રોએઓ કે રોતાં રોતાં બેહોશ થઈ ગીઓ. આકો હુસેન કરબલામાં આવેઆ, જુએછે સું કે એક શેર ખડમાની નજદીક ઉભોછે: આપ ફરમાવા લાગા કે અએ શેર તમે યાંહાં સા વાસતે ઉભાછો? સું ઇરાદાપર આવે આછો? તે શેરે અરજ કીધી કે અએ ઉમ્મતના ઇમામ, ખલકના હમામ, હું ફીરશતો છું, મારૂં નામ દાઊદ છે. ચોથા આસમાન પર મારૂં મુકામછે, ખુદા તઆલાનું હમેશા જીકર કરવું મારૂં કામછે. અએ ખુદાના ખાસાં, આલમના ખુલાસા, નબીના નવાસા, જેવારે આપ નસારાના બાદશાહ શમઉનને મદદ વાસતે તશરીફ લઈ ગએઆ, તેવારે આ મલાઈનોએ આપના ખડમાને લુટવાનો ઈરાદો કીધો. નજદીક હતું કે સઇદાનીઓને બેચાદર નંગે સર કરે, તેજ વખત ખુદા તઆલાનું મને અમર થીઉં કે અએ દાઉદ ઊઠો, જલદી જાઓ, અને નબીના અહેલે બએતને સીતમગારોના જુલમથી બચાવો, તે વાસતે અએ આકા હું શેરની સુરત લઇને અહેલે બએતની નીગાહબાની કરવાને આવેઓછું. એટલું કહીને તે ફીરશતો આસમાન ઉપર ગએઓ. હએ હએ અફસોસ સદ અફસોસ, જે ઘરની કે ફીરશતો દરબાની કરે, હએ હએ તે ઘર ઉપર મલાઈનોએ સું સું જુલમ અને સીતમ કીધા. ખુદા તઆલા એ સરવે મલાઈનોને જહનમમાં જલાવજો, આમીન.



# રિવાયત ૧૩ મી જીનોના બાદશાહ નામે જાઅફર જીનનું કરબલામાં મૌલાના હુસેન અલેહિસ્સલામની મદદે આવવું, અને આકા હુસેન અલેહિસ્સલામ તેને પોતાના વતનમા જાવાને ફરમાવવાના બયાનમાં.

માઅશરલ મોઅમેનીન, રાવી જાનસોજ લખેછે કે એક રોજ જીનોના બાદશાહ જાઅફરે ખાદીમોને અમર કીધું કે આજનું દીવસ ખુશીનું દીવસછે, હાં જલદીથી ખુશીની મજલીસ તઈઆર થાએ.

રાવી લખેછે કે બાદશાહના અમર મોઆફીક ખુશીની મજલીસ તઈઆર થઈ. મજલીસમાં એક તખત જવાહેરનું મુકાણું. તે બાદશાહ તખત ઉપર બેઠા, તમામ વજીરાઓ ઉમરાઓ હાજર થીઆ, ઓતંરફ ખુશીના વાજા વાગવા લાગા. એટલામાં બે જીન રોતા રોતા આવેછે, તાકે બેઉ મજલીસમાં હાજર થીઆ. તે બાદશાહ જાઅફર પુછવા લાગો કે અઈ જીન તમે સા વાસતે રોવો છો? તમારા રોવાની હકીકતને બયાન કરો. તે બેઉ જીન કહેવા લાગા કે અઈ બાદશાહ જાઅફર તમે સું ખુશીમાં બેઠાછો, અરે તમારા મૌલાના અમીરલ મોઅમેનીન સલવા તુલ્લાહ અલેહેના ફરજંદ, મૌલાતનો ફાતેમતજજેહેરાના દીલબંદ, મવલાના અલ હુસેન, કરબલાની જમીનમાં ભુખેઆ અને પેઆસા ઉભાછે, આપનું બદન તમામ જખમોથી ચુરછે, આપ ઘડી બે ઘડીના મહેમાનછે.

અઈ હુસેન અલેહિસ્સલામના માતમ દારો, આ સાંભલીને જાઅંફરનું તો કલેજું ફાટી ગઇઉં, ખુશીના લીબાસને દુર કીધું, માતમી લીબાસ પેહેરીઉં, અને હુકમ. કીધું કે હાં જલદીથી લશકર તઇઆર થાઓ. તે બાદ તે બાદ શાહ પોતાની માં પાસે આવેઓ, માંની રજાં લીધી, તે બાદ ઘોડા ઉપર સવાર થીઓ, ખાંક ઉડાવતો ઉડાવતો ચાલેઓ તાકે કરબલાની જમીનમાં પોંહોંચીઓ.

રાવી જાફ્સોઅંજ લખેછે કે આકાં હુસેન તને તનહા બાકી રીઆ હતા, યારો યાવર સરવે મારેઆ ગઇઆ હતા,. ભાઇ, ભતીજા, ફરજંદો, સરવે મારેઆ ગઇ આ હતા, એક વાર અંલી અકબરની લાશ તરફ જોઇને આપ ફરમાવેછેકે અઇ બેટા અંલી અકબર, તમારા શહીદ થાવાના બાદ, મારી આંખનું નુર જાતું રીઉંછે, એકવાર ભાઈ અબાંસની લાશ તરફ જોઈને ફરમાવેછે કે અઇ ભાઇ અબાંસ, આપના શહીદ થાવાથી મારી કમર ટુટી ગઈ છે, એટલામાં સાંમેથી એક ગીરદ ઉઠી, તે ગીરદ દુર થઇ, જુએછે સું કે ફોજ પર ફોજ ચાલી આવેછે, તમામ મલાઈનો ખુશી થઇઆ કે મદદ આવી. અહેલે બઇતના હોશ ઉડી ગઇઆ, કે હજી આ સું બલા આવી.

રાવી લખેછે કે તે જીન્નોનો બાદશાહ ઘોડા ઉપરથી ઉતરેઓ, નંગે સર, ખુલે પગે, ખાક ઉડાવતો ઉડાવતો મવલાના અલ હુસેન અલેહિસ્સલામના નજદીક આવેઓ, આદાબ બજાવીને ઉભો રહેઓ. મવલાના અલ હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અએ શખસ તમે કોનછો? કાંહાંથી આવેઆછો? તમારૂં સું નામછે? સું મતલબ વાસતે આવેઆછો? જાઅંફરે અરજ કીધી કે અએ ઉમ્મતના ઈમામ, ખલકતના હમામ, મારૂં જાઅંફરછે નામ, આપના બાવાજી અમીરલ મોઅમેનીન, સલવા તુલ્લાહ અલેહેના હાથ ઊપર નબીનું અમે લાવેઆ છીએ ઇસલામ, અએ આકાં હુસેન, આ કંદીમ ગુંલામ હમણા ખુશીની મજલીસમાં બેઠો હતો, એંટલામાં બે જીન સર પીટતા, ખાક ઊડાંવતા આવેઆ

અને કહેવા લાગા કે અએ બાદશાહ, તમે શું ખુશીમાં બેઠાછો, અરે જાઅંફર નબીના નવાસાં હુસેન, કરબલાની ઝંમીનમાં તને તનહા, ભુખેઆ અને પેઆસા ઝાંલીમોના નરગાંમાં ઉભાછે, અરે ઉઠો, આકાં હુસેન અલેહિસ્સલામની મદદ વાસતે ચાલો, બેઉ જહાનના ઈમામ ઘડી બે ઘડીના મહેમાનછે; પછી હુસેન કાંહાં અને આપણે કાંહાં. અએ મારા મવંલા આ વાહશતનાક ખબર સાંભલીને ગુંલામનું તો કલેજું ફાટી ગઈઉં, તેજ વખંત મજલીસથી ઉઠેઆ, આ કંદીમ ગુંલામ લશકર લઈને ખીદમતમાં આવેઓછે. અએ મવલા આ ગુંલામને રજાં આપીએ, કે આપના દુશમંનથી લડું, તાકે મારા માથાને આપનાં કંદમ મુબારક ઊપર ફીદા કરૂં. અએ આકાં ઇનસાંનમાં આપની ઊપર પેહેલો હુર ફીદા થીઓછે, હવે ગુંલામનેભી ઊમેદછે કે જીન્નોમાં પહેલો આપનું ફીદાઈ હું થાઊં. અએ સખીઅલ અસંખીઆના લાલ, ગુંલામને શહાદતનું જામ પીવરાવીએ.

મઅંઆશરલ મોઅમેનીન, આકાં હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અઈ જાઅંફર ખુદા તઆંલા તમને જઝાંએ ખએર દેનો. અંએ જાઅંફર તમે જીનછો, અને આ મલાઈંનો ઈનસાનછે, ઇનસાનની શું તાકત કે જીનનો મુકાબલો કરે. જાઅંફરે અરઝં કીધી કે અએ મારા મવલા આપનું અમર થાએ તો અમે ઇનસાનનું કાલેબ લઇને આપના દુશમનોથી લડીએ. મવલાના હુસેન ફરમાવા લાગાકે અએ જાઅંફર આ દુશમનોનું હલાકં કરવું કેના વાસતેછે, અરે મારા અસંહાબો સરવે મારેઆ ગએઆ, અરે ભાઇ, ભતીજા, બેટા, ભાનજા, સરવે શહીદ થઈ ગએઆ, અએ જાઅંફર એ સરવેના બાદ આ દુનીઆમાં જીવવું હએફછે.

અઈ એખવાનો આકાંના આ કલામ સાંભલીને જાઅંફર ઝાંર ઝાંર રોવા લાગો, અને અરઝં કરવા લાગો કે અઈ મારા આકાં, અને મવલા, આપ ગુંલામ

ને લડવાની રજાં નથી આપતા તો ખએર, પણ અએ મારા મવલા આપના સરવે અહેલે બએતને મારી સાથે કરી દીજીએ, તાકે સરવેને હું મદીને પોંહોં આકું, જેથી સરવેનો પરદા રહે. મવલાના હુસેન ફરમાવા લાગા કે અએ જાઅંફર મુકદ્દરમાં લખાઈ ચુકું છે, ખુદાનું અમર જારી થઇ ચુકું છે, કે હુસેન શહીદ થાએ, માથું ભાલાની નોક ઉપર ચડે, અને હુસેનના અહેલેબએત, નંગે સર, ખુલી પીઠના ઊંટોપર બેસીને દર બદર ફરે.

રાવી લખેછે કે આકૂા હુસેનની. જંબાન મુબારકથી જાઅંફરે આ બયાન સાંભલીઉં, સીનું ફાટી ગઈઉં, ગાલોપર તમાચ્યા મારવા લાગો, વા હુસેના પુકારવા લાગો, સરવે જીન્નોમાં માતમ બરપા થીઊં, જાઅંફર યાંહાં સુદી રોએઓકે રોતાં રાતાં જંમીન ઊપર ગંશ ખાઈ ને પડી ગીઓ, જેવારે કે જાઅંફર ગંશથી હુશીયાર થીઓ તેવારે મવલાના અલ્લ હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અઈ જાઅંફર, હવે, તમે તમારા વતંનની તંરફ જાઓ, મારી શાહાદતનું વખંત નઝંદીક છે, અઈ જાઅંફર જેવારે કે તમે જમો, યા પાણી પીઓ, તેઆરે અમારી ભુખ અને પેંઆસને યાદ કરજો. અઈ જાઅંફર જેવારે કે મોહર્રમના દસ દાહાડા આવે, તેવારેં અમારી અને અમારા અહેલેબએતની મુસીબત યાદ કરીને રોજો, અમારા માતમની મજલીસ કરજો, અમારા નામપર શરબત પીવરાવજો, પાણી પીવરાજો, તાકે નાના નબી, બાવા અંલી, માં ફાતેમા, ભાઇહસન, તમારાથી ખુશ થાએ, અરે ખુદા ખુશ થાએ; અને શાહીદા ના જુમલામા તમારૂં નામ લખે. જાઅંફરે અરઝં કીધી કે અઈ આકૂા ગુંલામની કોઈભી અરઝં કબુલ ન થઈ, ભલા અઈ મારા મવલા, ગુંલામની એક બીજી અરઝં છે તે કબુલ કરીએ. મવલાના હુસેન ફરમાવા લાગા કે અઈ જાઅંફર સું અરઝં છે બયાંન કરો. જાઅંફરે અરઝં કીધીકે અઈ મારા મવલા આ ખઈમામાં બીબીઓ અને બચ્ચાંઓ પેઆસના મારે તલમલી રહેઆ છે, અએ આકૂા આપનેભી પેઆંસની શીદ્દંત ઘણીછે, ગુંલામને રજાં આપીએ કે

ફીરાત નદીમાંથી એક મીશક પાણીની ભરી લાવું, આપભી પાણી પીઓ, અને અહેલે બએતનેભી પીવરાવો, તાકે ગુલામના દીલમાં ખીદમતની હોશ બાકી ન રહે. મવલાના હુસેન ફરમાવા લાગાકે અઈ જાઅંફર હું તો હરગીજ પાણી પીનાર નથી, સાવાસતે કે મારૂં સઘળું લશકર હોજે કુંવસર ઊપર પેઆસો ગીઓ. અને હું પાણી પીઊં, ના, ના, અએ જાઅંફર હું હરગીજ પાણી નહીં પીઉ. અએ જાઅંફર તમે મારી સાથે ખએમામાં ચાલો, અગર અહેલે બએત પાણી પીએ તો તેઓના વાસતે પાણી લાવી આપો. તેબાદ મવલાના અલ હુસેન અલેહિસ્સલામ જાઅંફરના સાથે ખએમામાં આવેઆ, આપ ફરમાવા લાગા કે અઈ મારા અહેલે બએત, આ જીન્નોના બાદશાહ જાઅંફર પોતાનું લશકર લઈને મારી ખીદમત વાસતે આવેઆછે, મારાથી લડાઈની રજા માંગી, મેં રજા ન આપી, તે વખત જાઅંફરે અરજ કીધી કે મારા મવલા આપ રજા નથી આપતા તો ખએર, પણ અએ આકા ગુલામને અમર થાએ તો ફીરાતમાંથી એક પાણીની મીશક ભરી લાવું, આપભી પાણી પીઓ અને અહેલે બએતનેભી પીવરાવો. તે વાસતે અએ મારા અહેલે બએત હુસેનને આ ફીરાતનું પાણી હરામછે, તમારે પીવું હોએ તો આ જાઅંફર ફીરાતમાંથી પાણીની મીશક ભરી લાવેછે.

રાવી જાનસોજ લખેછે, કે જેઈનલ અલેહિસસ્લામ મવલાના હુસેનના આ કલામ સાંભલીને જોર જોર રોવા લાગા, અને અરજ કરવા લાગા કે અઈ મારા માં જાઈઆ ભાઈ હુસેન, આપ આ સું ફરમાવોછો, અએ ભાઈ હુસેન આપતો પેઆસા રહો અને અહેલે બએત પાણી પીએ? ના, ના, અએ ભાઈ એ હરગીજ બનનાર નથી. એટલામાં સકીના ખઈમાના દરવાજા ઊપર આવી અને અરજ કરવા લાગી કે અએ બાવાજી સાહેબ હુસેન અલેહિસ્સલામ, પાણીની મીશકી લઈને કોણ આવીઊ છે? મવલાના અલ હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અએ બેટી સકીના જીન્નોના બાદશાહ પાણીની મીશક લાવેઆછે.

સકીના અરજ઼ કરવા લાગી કે અએ બાવા હુસેન પાણીનું નામ ન લો, અગર મારી કીસમતમાં પાણી હતે તો કાકા અબ્બાસ દરીઆ કીનારે શું કરવા મારેઆ જાતે. તે બાદ મવલાના અલહુસેન જાફરને ફરમાવા લાગા કે અએ જાફર યાંહાં કોઈ પાણી પીનાર નથી, હવે તમે તમારા વતનની તરફ જાઓ, મારી શાહદતમાં દેર થાએછે.

અએ હુસેન અલેહિસ્સલામના શીઆ અને ગુલામો, તે જીન્નોના બાદશા રોતા અને પીટતા ચાલેઆ. આકા હુસેન અલેહિસ્સલામ મએદાનમાં આવેઆ, ચોતરફ તલવારો અને તીરોનો વરસાદ વરસવા લાગો, જ઼ખમોના સબબ આપ ઘણા જ઼ઇફ થઇ ગીઆ, પગથી રીકાબ છુટીગઈ, જેવારે ઘોડાએ જાણીઉં કે મારા સવાર, અલીના લાલ, હવે મારી પીઠ ઉપર થોબી નહીં સકે, તેવારે ઘોડા બેઉ ગુઠણ ટેકીને બેસી ગીઓ, અને મવલાના અલહુસેન અલેહિસ્સલામને આહીસતા જ઼મીન ઉપર ઉતારેઆ; અને ઘોડા જોર જોર રોવા લાગો., માથા ઉપર ખાક ઉડાવવા લાગો. એટલામાં લઈન સીમર હાથમાં ખંજર ચમકાવતો ચમકાવતો આવેઓ, આકા હુસેનના સીના મુબાક ઉપર સવાર થીઓ, આપના ગલા મુબારક ઊપર ખંજરના રગડા દેવા લાગો.

રાવી લખેછે કે લઈનનું ખંજર બુઠું હતું, ભારી રગડામાં આપનું સર બદન અકદસથી જુદું થીઉં, લઈન ખુશી થાતો થાતો લશકરમાં આવેઓ, મલાઈનો ખુશીના ઢોલ વગાડવા લાગા. અહેલે બએતમાં માતમ બપા થીઓ. ખુદા તાઆલા એ મલાઈનોને હમેશા જહન્નમમાં જલાવનો. આમીન યા રબલ આલમીન.

# રિવાયત ૧૪ મી. નસંરાનીના એક કાફેલાનું કરબલાના મએદાનમાં રાત રેવુ, અને તીઆં શહીદોના લાશા નજર આવવા, અને અલી અસગરની લાશ માંથી નીદા આવી તેના બયાનમાં.

મઅંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત, અંબદુલ્લા બીન અસંવદલ આવરદીથી રિવાયત છે. તે અંબદુલ્લા કહેછે કે કેટલાક મુસાફરોનું કાફેલો શામની તંરફ જાતું હતું. તે કાફેલામાં એક બઇરી નસંરાનીઆની હતી, યા એમે ઈસા નબીના દીન ઉપર હતી. તે બઈરી કાફેલાની સરદાર હતી અને તે બઈરી બુઢી હતી, અને તે મુસલ શેહેરની તંરફ જાવાનો ઈરાદો રાખતી હતી, અને તે બઈરીની એક બાંદી ઘણી નેક બખત હતી. ઈતેફાક આ બનીઉં કે તે બઈરીએ મનઝંલો તંએ કરતી કરતી તારીખ ૧૨ મી મોહર્રમ અલ હરામના કરબલાની ઝંમીનમાં પોંહોંચી. કાફેલાની સરદાર બઈરીએ હુકમ કીધો કે તંબુ મારો. તે બઈરીના હુકમ મોઆફીક તંબુ ઉભો થીઓ. તેની અંદર તે બઇરી અને તેની બાંદી પણ આવેઆ.

રાવી જાનસોઝં લખેછે કે તે બઇરી બાંદીને કહેવા લાગી કે અએ બાંદી આ કઈ ઝંમીનછે? અને આ ઝંમીનનું શું નામછે? બાંદી કહેવા લાગી કે અએ મારી બીબી આ ઝંમીનનું નામ કરબલાછે. તે બઇરી કહેવા લાગી કે અએ બાંદી આ તંબુમાં મારૂં જીવ લાગતું નથી, નેહાયત ઉદાસછે, દીલ ઉપર હમ અને

ગ઼મની અંધેરી છાઈ ગઈછે. બાંદી કહેવા લગી કે અએ મારી બીબી મનેબી નેહાયત ગ઼મછે, તમામ જંગલ વાહાશતદાર લાગેછે, વલ્લાહુઆંલમ સું સબબ હસે. તે બઈરી કહેવા લાગી કે અએ બાંદી ચાલો આપણે આ ફીરાતના કાંઠા ઊપર જઈએ અને સએર કરીએ, તાકે આપણા દીલ ઉપરથી ઊદાસી અને ફીકર દુર થાએ. તે બાંદી કહેવા લાગી કે અએ મારી બીબી ઘણું સારૂં, ચાલીએ.

રાવી જાનસોઝ઼ લખેછે કે તે બઈરી અને તેની બાંદી બેઉ ફીરાત નદી તંરફ ચાલેઆ, એટલામાં જુએછે સું કે કેટલાક જાનવરો આસમાનમાં ઉડી રહેઆછે, શોરશાર મચાવી રહેઆછે, ઝ઼મીન ઉપર પડેછે, અને પાછા ઉડેછે, ચાંચોથી પરોને નોચેછે. તે બઈરી આ હાલ જોઇને પોતાની બાંદીને કહેવા લાગી કે અઈ બાંદી આ જાનવરો પોતાના પરોને ચાંચોથી સાવાસતે નોચેછે? આવી રીતે શોર શાર સા વાસતે મચાવેછે? ચાલો આપણે જોઇએ. અલગ઼રઝ઼ તે બઈરી અને બાંદી જાનવરોની તંરફ ચાલેઆ, અને બેઉ જાનવરોથી નઝ઼દીક થીઆ, જુએછે સું કે તીઆં કેટલાક લાશાઓ પડેઆછે, લોહીમાં ગ઼લતાનછે, ઝ઼ખમોથી ચુરછે લોહી જારીછે. તે લાશાઓના બદન ઉપર માથાઓ નથી. આ હાલ જોઈને બેઉને વધારે ગ઼મ થીઊં, ફીકર કરવા લાગા કે હએ હએ આ લાશાઓ કેના હશે, ચાલો આપણે તેહકીક઼ કરીએ, કે આ કેના લાશાઓછે, કોન લોકોએ એને કંતલ કીધાછે.

રાવી લખેછે કે તે બઈરીઓ રડતી રડતી આગલ ચાલી, જુએછે સું કે તમામ જાનવરો રોએછે, આહ વ ફુગ઼ાન કરેછે, પોતાના પરોને તોડેછે, અને તે લાશાઓને પોતાનાં પરોથી છાંએડા કરેછે, જેથી સુરજની ગ઼રમી તે લાશાઓને ન પોંહોંચે. અએ મેહેરબાનો ભાઈ જાનો તે નસંરાનીઆ બઈરી અને તેની બાંદી હજી આગલ ચાલેઆ, જુએછે સું કે એક લાશ પડીછે, તેના બદન

ઉપર માથું નથી, સીનામાં ભાલાનું જંખમછે, તે લાશ મુબારક ઉપર હજાંરો જાનવર ફીદા થઇ રહેઆછે, પોતાના પરોથી છાંએડ કીધોછે, અને કેટલાક પરંદા પોતાના પરોથી તે લાશની નીચેની જંમીન સાફ કરી રહેઆછે, કેટલાકો હવામાં સંફ બાંધીને માતમ કરેછે અને જંમીન ઉપર પટકાએછે. આ હાલ જોઈને તે નસંરાનીઆ બઇરીનું કલેજું ફાટી ગઇઉં, હોશ ઉડી ગએઆ, પોતાની બાંદીને કહેવા લાગી કે અઈ બાંદી, અરે આ મુલકમાં આ લોકોનું કોઈ વાલી વારસ નહીં હોએ? કે હજી સુધી આ લાશા ઓને કફન દફન મલીઉં નથી? અરે કોઈ ગંરીબ પરદેસી મરી જાએછે તેનું પણ મૈયત પડીઉં નથો રહેતું અને આ લોકોને હજી સુધી દફન નથી કીધા, અરે એનું સું ગુનાહ હસે, અને એવી સું ખતા થઈ હસે.

રાવી લખેછે કે તે બઈરી અને તેની બાંદી રડતી રડતી આગલ ચાલી, જુએછે, સું કે એક લાશ પડીછે, લાશ મુબારકમાં સીતેર [ ૭૦ ] જંખમછે, તેમાં ચાલીસ જંખમ તલવારનાછે, અને તીસ જંખમ ભાલાના છે. તે લાશ મુબારક ઉપર હજાંર જાનવર માતમ કરી રહેઆછે. આહના નારા ભરી રહેઆછે, ગોએઆ તે જાનવરોના સુલેમાન નબી મારેઆ ગએઆછે. આવી રીતે પોતાના દીલમાં સોચીને તે લાશની નજંદીક થીઆ, તે સઘલા જાનવરો પોતાના પરોથી તે બઇરીઓને મારવા લાગા. તે નસંરાનીઆ બઈરી પોતાની બાંદીને કહેવા લાગી કે અએ બાંદી આ લાશાઓના માજરાની ફીંકર કેને પુછીએ કે આ કોન લોકોછે ? અને એઓનાથી સું ખતા થઇછે.

રાવી લખેછે કે એટલામાં તે બઇરીઓને એક નહાના બચાંની લાશ નજંર આવી, તે બઈરીઓ તે બચાંની લાશના નજંદીક ગઇ, જુએછે સું કે તે બચાંનું હલકું તીરથી છેદેલું છે, મોહોડામા દુધ ભરેલુંછે, ગોયા ચંદરમાં જંમીન ઉપર આવી પડીઉંછે. તે બઈરીઓ જનાબે કીબરીઆમાં દોઆ કરવા લાગી કે અઈ

પરવરદીગાર આ કેના ચમનનું નવ નીહાલછે, અરે આ બચ્ચાંને કહેઆ બેરહેમે તીર મારીઉંછે? અને ગુલામાંથી કએઆ મલઊંને એને પાડી નાખીઊંછે? હએ હએ આ બચ્ચાંની માંનું સું હાલ હસે ? અરે જે માંએ આ બચ્ચાને દુધ પીવરાવીઉં હસે તેના જાન ઊપર આવી બની હસે! હએ હએ અફસોસ સદ અફસોસ.

રાવી લખેછે કે તે બાદ તે બઈરીએ તે બચ્ચાંની લાશને ગોદમાં લીધી, અને કહેવા લાગી કે અઈ દીકરા તમને હું ખુદાના કસમ દઉંછું કે તમે બોલો, તમારી આંખોને ખોલો, અઈ મારા લાલ, તમને કોણે કીધાછે ખુનમાં લાલ, અઈ બેટા તમારૂં સું નામછે? તમારા બાવા કોણછે? તમારી માંનું સું નામછે? તમારૂં વતંન કઈઉં છે? અઈ બેટા મને એવું માલમ પડેછે કે તમારી માનું દીલ પથર કરતાં સખત હસે કે તમને આ ધગધગતી જંમીન ઉપર મુકીને ચાલી ગઈ, અઈ દીકરા, અઈ મારા કલેજાના ટુકડા, તમારાથી એવી સું ખતા થઈ કે તમારી ઉપર આ નૌબત ગુજંરી?

રાવી જાનસોજં લખેછે કે તે લાશથીં અવાજ આવીઉં કે અઈ નસંરાનીઆ બઈરી, તમે એમ ન કહો કે તમારી માંનું દીલ પથર કરતાં સખંત હસે, ના, ના, અઈ બઈરી, મારી માંનું દાલ મીણ કરતાં વધારે નરમછે, અઈ બઈરી મારી માંને કુફાના લોકો કંએદ કરીને લઈ ગએઆછે, મારૂં નામ અંલીઅલ અસંગંર છે, મારા બાવા નબી મોહમ્મંદ મુસંતંફાના નવાસા હુસેન ઇબને અંલીછે, મારી નાની ફાતેમતજંજંહેરા છે, મારા નાના અંલીઅલ મુરતંજાં છે, મારા કાકા હસન અલ મુજતબાછે. અઈ બઈરી મારા નાના નબી મોહમ્મંદ મુસંતંફાની ઉમ્મંતે મારૂં આ હાલ કીધું છે. અઈ બઈરી અમને કુફાના લોકોએ મેહેમાન કરીને બોલાવેઆ, અને મેહેમાનની મેહેમાન દારી એવી કીધીકે કોઈ નબીની ઉમ્મંતે ન કીધીછે, ન હવે કરસે:

અઈ હુસેન અલહિસ્સંલામના શીઆં અને ગુલામો, તે નસંરાનીઆ બઈરી

અલી અસગરના આ કલામ સાંભલીને જાર જાર રોવા લાગી, જમીન ઉપર માથું પટકવા લાગી, એટલી રોઈ, કે રોતાં રોતાં ગશ ખાઇને જમીન ઉપર પડી ગઇ. જેઆરે તે બઈરી હુશીઆર થઈ તીઆરે માથા ઉપરથી ચાદર ઉતારીને જમીન ઉપર બીછાવી, અને અલી અસગરની લાશ તેના ઉપર લેટાવી, અલી અસગરની લાશ કાંપવા લાગી, નીદા આવીકે અઈ બઈરી મારી લાશને ચાદર ઉપર નહીં લેટાવ, મારા બાવા હુસેન અલેહિસ્સલામની લાશ મુબારક ધગધગતી જમીન ઉપર પડીછે.

રાવી લખેછે કે અલી અસગરકી લાશ જમીન ઉપર આવી ગઈ. તે નસરાનીઆ બઈરીએ જોયું કે મગરબનું વખત નજદીક થીઉં છે, બાંદીને કહેવા લાગી કે અઈ બાંદી ચાલો આપણે તંબુમાં જાઈએ. તેબાદ તે બઈરી અને બાંદી રડતાં રડતાં પોતાના તંબુની તરફ આવીઆં, અને તે બચ્ચાંની લાશને યાદ કરીને રોવા લાગાં. તે બાંદી સુઇ ગઈ, પાણી અને જમણ પાસે મુકેલુંછે, તે નસરાનીઆ બઈરીને ન ભુખછે ન ઉંઘ છે, ફકત તે લાશની તરફ ધેઆનછે.

અઈ એખવાનો એટલામાં તે બઈરીના કાંનમાં રોવાનું અવાજ આવીઉં. તે બઈરી રોવાનું અવાજ સાંભલીને ઉઠી, તે બાંદીને પણ જગાડી, અને કહેવા લાગી કે અઈ બાંદી, મારા કાનમાં રોવાનું અવાજ આવેછે, શાહેદ આ લાશાઓના વાલી વારસ આવેઆ છે,ચાલો આપણે તેને પુછીએ, કે તે કોણ છે, અને એઓને કોન લોકોએ કતલ કીધીછે.

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો, તે નસરાનીઆ બઈરી અને તેની બાંદી બેઉ તંબુથી બાહેર નીકલેઆ, અને કતલગાહમાં પોહોંચીઆ. જુએછે સું કે કતલગાહમાં તમામ મરદો અને બઈરીઓનું અજદહામ છે, તે સઘલાઓનાં કપડાં કાલાંછે, દરેકના હાથમાં નુરની શમાઅદાનછે, તે સઘલા એક લાશને ઘેરીને રોએછે, પીટેછે, કોઈ કહેછે કે વા હુસેન, કોઈ કહેછેકે

ફાતેમતઝંઝેહેરાના નુરલ અંઈન, કોઈ કહેછેકે અઈ ભાઈ હુસેન, કોઈ કહેછે કે અઈ અંલીના દીલના ચઈન, કોઇ કહેછે કે અઈ બેટા હુસેન, આ ઉમ્મંતે તમારા ઉપર સું સુ જુંલમ અને સીતમ કીધાછે. આ મલાઈંનોએ તમારી કંદર ન પીછાની.

રાવી લખેછે કે આ હાલ જોઇને તે બઈરીઓ કાંપી ગઇ અને ઈનજીલ પડવા લાગી, એટલામાં એક સફેદ વાદળ નજંર આવાંઉં. તે વાદળમાંહેથી ચાર બઈરીઓ ઉતરી, તે સરવેના માથાં ખુલાંછે, કપડાં કાલાં છે, તે ચારે બઈરીઓ રોતી પીટતી કંતલગાહમાં આવી, અને લાશાના નજંદીક આવીને માતમ કરવા લાગી, અને કહેવા લાગી કે અઈ બાવા રસુલ, આપ યાંહાં તશરીફ લાવીએ, આ આપની ઉમ્મંતે મારા દીકરાનું આ હાલ બનાવીઉંછે,

અંઈ મહેરબાનો ભાઇજાનો, તે ચારે બઈરીઓ કોણહતી ? હવાં હતી, મરીયમ હતી, ખંદીજા હતી, અને ફાતેમતઝંઝેહેરા અલેહિસ્સલામ હતી. અઈ હુસેન અલેહિસ્સલામના માતમદારો, તે નસંરાનીઆ બઈરીભી આ ચારે બઈરીઓની સાથે માતમ કરવા લાગી, એટલા સુધી માતમ કીધું કે રોતાં રોતાં બેહોશ થઈને જંમીન ઉપર પડી ગઈ. અને તે ચારે બઈરીઓ પણ આસમાનની તંરફ ચડી ગઇ. જેવારે તે નસંરાનીઆ બાઈરી હુશીઆર થઈ તીઆરે જુએછે સું કે તે કંતલગાહમાં કોઈ નથી, ફકત સઘલી લાશો પડી છે. તે નસંરાનીઆ બઈરી અને તેની બાંદી રોતી પીટતી પોતાના તંબુમાં આવી.

અઈ હુસેન આલેહિસ્સલામના શીઆં અને ગુંલામો, અઈ હુસેન અલેહિસ્સલામના અજાંદારો, અને માતમદારો, આ દીવસો કએઆ દીવસો છે, અરે આ દીવસોમાં તમારા દીલથી ખુશીને દુર કરો, વા હુસેના, વા હુસેના કહીને પુકારો, તમારા ગીરેબાનોને ફાડો, જેથીકે મવલાના અલહુસેન તમારાથી ખુશી થાએ. આમીન યા રબ્બિલ આંલમીન.

# રિવાયત ૧૫ મી એક શખસ નામે અબદુલ્લાહનું પરણીને કરબલાની તરફ આવવું, ને. મૌલાના અલ હુસેનને મદદ કરવી, તથા અબદુલ્લાહની માંને આકા હુસેને જીવતી કીધી તેના બયાનમાં.



મઅાશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, રીવાયતમાં આવીઊછેકે અબદુલ્લાહ કરીને એક શખસ હતો, તે અબદુલ્લાહ પરણવા સારૂ નીકલેઓ, પોતાની માંને પણ સાથે લીધી. શામની સરહદમાં એક શેહેર હતું, તીઆં આવેઆ મોહોટી ધુમ ધામથી શાદી કીધી. તેબાદ અબદુલ્લાહ પોતાના વતનની તરફ બઈરીને લઈને ચાલેઓ. તે અબદુલ્લાહના માં ઘણી નેક હતી. એકરોઝ અબદુલ્લાહની માંને સપનું થીઊં, જુએછે સું કે ફીરાતના કાંઠા ઉપર બે ખફમાઓછે, એક ખએમામાં કેટલાક માણસો બેઠાછે, તે માણસોના મોહોડા કાલાંછે અને તલવારોને તેઝ કરી રહેઆછે. અબદુલ્લાહની માં બીજા ખએમામાં સું જુએછે કે. તે ખએમો નુરથી ભરપુરછે, તમામ નેઅમતો, અને તરેહ તરેહની વાણીઓના થાલ મુકેલાછે અને કેટલાક માણસો પણછે, તે સઘલા ખુદાતઆલાની ઈબાદતમાં મશગુલછે. તે બાદ અબદુલ્લાહની માં સું જુએછે કે કેટલાક ફીરશતા મેવાના થાલ લઈને આસમાનથી ઉતરેઆ, અને તે ખએમામાં આવેઆ. તે પછે અબદુલ્લાહની માં કહેછે કે એક મરદ તે ખએમાંથી નીકલેઓ, તે મરદનું મોહોડું કાલુંછે, અને તે મરદ મારૂં હાથ પકડીને કહેવા લાગો કે અએ બુઢી તું મારી સાથે જહન્નમમાં સાવાસતે નથી આવતી ? આગમાં તું મારી સાથે કેમ

બલતી નથી ? અને ખુદા તઆલાના ગંજબમાં તું કેમ શામેલ થાતીનથી? અબદુલ્લાહની માં કહેછેકે હું ઘબરાઈને ઊઠી, મારૂં સઘલું અંગ કાંપવા લાગું, આ ખોઆબની વાત મેં મારા દીકરા, અબદુલ્લાહને કહી. અબદુલ્લાહ કહેવા લાગો, કે અએ માં કોઈ આલીમ મલસે તો તેને આ ખોઆબની તાબીર પુછશું. તે બાદ અબદુલ્લાહ તીઆંથી ચાલેઆ તે મોહર્રમ અલહરામની દસમી તારીખે કરબલામાં આવી પોંહોંચેઆ. તે વખત કઈઉ વખત હતું કે આકા હુસેન આપ એકલા મએદાનમાં ઉભા હતા, તમામ બદન મુબારક આપનું જખમોથી ચુર હતું, શહાદતનું વખત નજદીક હતું. જેવારે કે અબદુલ્લાહ અને એની માં કરબલામાં આવેઆ, જુએછે શું કે કેટલાક ખએમા નાખેલાછે અને હજારો ફોજ ઊભીછે, ચોતરફ તલવારો ચમકી રહીછે. તેઆરે અબદુલ્લાહને એની માં કહેવા લાગી કે અએ બેટા ચાલો આપણે પુછીએ કે આ લશકર કોનુંછે, અને કેના ઉપર આ લશકરની ચડાઈછે.

રાવી લખેછે કે અબદુલ્લાહ અને એની માં અને એની બઈરી લશકરના નજદીક આવેઆ, અને પુછવા લાગા કે અએ લોકો આ કેનું લશકરછે અને કેના ઊપર લશકરની ચડાઈછે. તે સઘલા કહેવા લાગા કે આ યજીદનું લશકરછે, અને હુસેન ઊપર ચડાઈછે. અબદુલ્લાહ પુછવા લાગો કે હુસેન કોનછે, સઘલા કહેવા લાગા કે નબીની દીકરીના દીકરા હુસેનછે. અબદુલ્લાહ કહેવા લાગો કે અએ લોકો હાલાંકે તમો નબીનું કલમો પડોછો અને એની દીકરીના દીકરાને કતલ કરોછો ? ખુદાતઆલા તમને જહન્નમમાં જલાવજો. તે બાદ અબદુલ્લાએ પુછીઉ કે હુસેન કાંહાં છે. સઘલાઓએ કહીઉકે સાંમે હુસેનનો ખએમોછે.

રાવી લખેછે કે અબદુલ્લાહ અને એની માં અને બઈરી હુસેન અલેહિસ્સલામના ખએમાના નજદીક આવેઆ, જુએછે શું કે આકા હુસેન એકલા ઉભા છે,

બદન મુબારક જંખમોથી ચુરછે, લોહીના ફુવારા ઉછલી રહેઆંછે, ખફમામાં બીબીઓ માતમ કરી રહેઆંછે, હજી અંબદુલ્લાંહ જુએછે સું કે તે મએદાનમાં કેટલાક લાશાઓ પડેઆછે, કોઈ જુવાનછે તો કોઈ બચાંછે, સઘલાના ચહેરાઓ ચંદરમાની માફક રોશન છે.

અઈ હુસેન અલેહિસ્સલામના અઝાંદારો, માતમદારો, આ હાલ જોઈને અંબદુલ્લાંહના હોશ જાતારીઓ, એની માંનું કલેજું ફાટી ગઈઉં, કહેવા લાગી, કે અઈ બેટા મેં જે સપનું જોયું હતું તે સપનું યાંહાં મલતો આવેછે. તે બાદ અંબદુલ્લાંહ મૌલાના હુસેનના નઝંદીક આવેઓ, અને પુછવા લાગો કે અઈ મરદ તમે કોન છો? સું નામ છે? અને પુછવા લાગો કે અઈ મરદ, હુસેન કાંહાં છે? આપ ફરમાવા લાગા કે અઈ અંબદુલ્લાંહ હું હુસેન છું, નબીનો નવાસો છું. અઈ અંબદુલ્લાંહ આ સરવે લાશા, મારા ભાઈ, બેટાનાંછે, મારા અસંહાબોના લાશાઓછે. આ કલામ સાંભલીને અંબદુલ્લાંહ જોંર જોંર રોવા લાગો, ગાલોપર તમાચા મારવા લાગો, અને રોતાં રોતાં પોતાની માંના નઝંદીક આવેઓ, અને કહેવા લાગો કે આ સવાર મૌલાના હુસેનછે. અંબદુલ્લાંહની માંએ જેવું હુસેનનું નામ સાંભલીઉ, તેવીજ પીટવા લાગી, અને કહેવા લાગી કે અઈ બેટા હુસેનને યારી દેવી આપણાં ઉપર વાજેબ અને ફરઝં છે, અને આ દીવસને માટે મેં તમોંને જનમ આપીઓ છે, અઈ બેટા જલદી જાઓ, હુસેનના કંદમ મુબારક ઉપર માથાને નીસાર કરો, અંલીઅલ અંાલા તમને કોસરનો પાંણી પીવરાવસે, હુરલ અંઈન તમને ગલે લગાડસે, રસુલિલ્લાં, અંલીઅલ અંાલા, ફાતેમતઝંઝંહેરા, હસનઅલ મુજતબા, સરવે તમારૂં માતમ કરસે, અઈ અંબદુલ્લાંહ હું મારો દુધ હરગીઝં નાહીં બખશું, જેઆરે તમો આકાં હુસેન ઉપર તુમારા જાન ફીદા કરસો, અને હું એમ સાંભલીસ કે અંબદુલ્લાંહ મારેઓ ગએઓ તેઆરે હું મારો દુધ બખશીસ. અઈ બેટા અંબદુલ્લાંહ આ તમારી દુલહનને અહેલે હરમને

સોંપો, અને વસીયત કરો કે બાબીઓની સાથે ખીદમતમાં રહે. અઇ બેટા આ તમારી દુલહનને જંઇનબ અલેહિસ્સલામ રંડસાલો પહેરાવસે, શતેમતજંજંહેર તાઑજીઆત દેવાને આવસે, આ કલામ સાંભલીને અંબદુલ્લાહને જોશ આવીઉં, અંબદુલ્લાહ ઉઠેઓ, માંને કહેવા લાગો અઇમાં મારા હથીઆર લાવો, ખુદાના કસમ, આજ હું મારી જાનને હુસેન અલેહિસ્સલામ ઉપર ફીદા કરીસ, શાહાદતના મરતબાને હાસલ કરીસ, આકાં હુસેનના દુશમનોને કંતલ કરીસ.

રાવી લખેછે કે અંબદુલ્લાહની માંએ અંબદુલ્લાહને હથીઆર લાવી આપીઆ, અંબદુલ્લાહ એ હથીઆર પેહેરેઆ, તે બાદ પોતાની દુલહનને કહેવા લાગો કે અઇ મારી દુલહન હું તમને વસીયત કરૂંછું કે તમે મારા ઉપર વીલાપ ન કરસો, અને અહેલે હરમની સાથે ખીદમતમાં રેહેજો, જે દુખ પડે તેને સોહેજો, ગભરાવસોના, કાલા વાલા ન કરસો. તે બાદ અંબદુલ્લાહ મૌલાના હુસેનની ખીદમતમાં આવેઓ હાથ જોડીને અરજં કરવા લાગો કે અઇ આકાં હુસેન, અઇ ઇમામ હુસેન, આ ગુંલામને મઇદાનની રજાં આપીએ, શાહાદતના જામને પીવારાવીએ, આ ગુંલામ આપના દુશમનોથી લડે અને શાહાદતના મરતબાને હાસલ કરે. મવલાના અલ હુસેન ફરમાવા લાગા કે અઇ અંબદુલ્લાહ તમે જુવાનછો, તાજાં નવશાછો, યાને હમણાંજ પરણેલાછો, તમારા માં ઘરડાછે, અને હજી સુધી તમોએ દુનીઆની કોઇ ખુશી જોઇ નથી, અઇ અંબદુલ્લાહ હું તમારાથી ઘણું ખુશી થએઓ છું, તમે તમારાં વતનની તંરફ જાઓ, ખુદાતાઓલા તમને જજાંએ ખઇર દેજો, અને જનંતમાં અમારી સાથે વસાવજો.

રાવી લખેછે કે મવલાના અલ હુસેન અલેહિસ્સલામના આ કલામ સાંભલીને અંબદુલ્લાહ જાંર જાંર રોવા લાગો, અને રડતો રડતો પોતાની માં પાસે આવેઓ, અને કહેવા લાગો કે અઇ માં આકાં હુસેન રજાં નથી આપતા, તે વાસતે અઇ માં તમો ચાલી ને રજાં અપાંવીએ. તે અંબદુલ્લાહની માં મૌલાનાં હુસેનના નજંદીક

આવી અરજ કીધીકે અય આકા આપના ગુલામને રજા કેમ નથી આપતા, અય મારા મવલા રજા આપીએ. મવલાના અલ હુસેન ફરમાવા લાગા કે અય બુઢી તમો ઘરડાછો, તમારી ખીદમત કોન કરસે? અબદુલ્લાહની માં અરજ કરવા લાગી કે મારા મવલા મારી ખીદમત અબદુલ્લાહની બઇરી કરસે. આપ અબદુલ્લાહને રજા આપીએ.

અય મહેરબાનો ભાઇજાનો મવલાના અલ હુસેને જોયું કે અબદુલ્લાહ મરવા ઉપર તઇઆરછે, આપે અબદુલ્લાહને છાતીથી લગાડી પેશાની ચુમીને આપ ઘણાં રોએઆ તે બાદ આપે અબદુલ્લાહને વદાએ કીધો, તે બાદ અબદુલ્લાહ પોતાની માંની નજદીક આવેઆ. માંએ ફરજંદને સીનાથી લગાડોઉ અને વસીયત કીધી કે અએ બેટા મએદાનથી પગ પાછો ન હટાવસો અને તે જાનફશાની કરજો કે પંજતન પાક તમારાથી ખુશી થાએ.

રાવી લખેછે કે તે બાદ અબદુલ્લાહ મએદાનમાં આવેઓ, અને તે કોમ સીતમ ગર ઉપર પોતાનું દીલ સખત કરીને એક મકતલ અજુમને કતલ કીધી, તાકે મલાઇનો એકદમ હમલો કરીને ઝુકી આવેઆ, અને અબદુલ્લાહને ચોતરફથી ઘેરી લીધું, અને તલવારો અને તીરોનો વરસાદ વરસાવી દીધું. એટલામાં એક લઇને એવો ભાલો મારેઓ કે અબદુલ્લાહ ઘોડા ઉપરથી નીચે પડેઓ, પડતાંજ નીદા કીધી કે અય આકા હુસેન ગુલામની ખબર લઈએ અને આપનું આખરી દીદાર દેખાડીએ. મવલાના અલ હુસેન રોતાં રોતાં મએદાનમાં આવેઆ, અબદુલ્લાહના માથાને ગોદમાં લીધું, અને ફરમાવા લાગા કે અય અબદુલ્લાહ સું ખબર છે? અબદુલ્લાહએ અરજ કીધી કે અય આકા હુસેન, આ મુહમ્મદલ મુસતફા, આ અલી અલ મુરતજા, આ ફાતેમતજ્જહેરા, આ હસનલ મુજતબા, સરવે તશરીફ લાવેઆછે, અને ગુલામને જન્નતની વધામણી દઈ રહેઆછે, અને ફરમાવેછે કે અય અબદુલ્લાહ અમારી સાથે જન્નતમાં ચાલો, હોજ કવસરના

પાણીથી સએરાબ થાઓ. અએ મારા મવલા અને આકા આ ગુંલામતો જીતી ગએઓ, આપના સદકામાં જન્નૈત મલી, આ ગુંલામનું આપના ઉપર આખરી સલામછે. એટલું કહીને અંબદુલ્લાહ વફાત થીઓ. ખુદાની રહેમત એ અંબદુલ્લાહ ઉપર. મવલાના અલ હુસેન અંબદુલાહની લાશ ઉપર ઘણાં રોએઆ, તે બાદ અંબદુલ્લાહની લાશને ખએમામાં લઈ આવેઆ, અંબદુલ્લાહની માં અંબદુલ્લાહની લાશ ઊપર આવી, અને કહેવા લાગી કે અએ બેટા તમે તો જીતી ગએઆ, અએ બેટા આ માંને જલદીથી બોલાવી લેનો. એટલામાં એક લઇન શામીએ તીર મારીઉં, તે તીર અંબદુલ્લાહની માંને લાગીઉં, નેથી અંબદુલ્લાહની માં પણ ગુંજરી ગઇ. મવલાના હુસેને બેઉ લાશાઓને ઉપાડીને શોહદાઓના લાશાઓની નંજદીક લેટાવી દીધા.

રાવી લખેછે કે મલાઇનોએ તાંઆનું મારીઉં કે હુસેન આઅંજાજંથી આંજીજંછે કે આ બીચારી જંઈફ મરી ગઈ, એને કોન જીવતી કરે. જેવારે મવલાના અલ હુસેને મલાઇનોના આ કલામ સાંભલેઆ તેવારે આપ કીબલાની તરફ ઉભારીઆ અને બેઉ હાથ ઊંચા કરીને ખુદા તઆલાની જનાબમાં દોઆ કીધી કે અએ પરવર દીગાર, તું ફાતેમતજંજંહેરાના નુરલ અંએન ઉપર રહેમત કર, આ મલાઇનો હસે છે, અને કહેછે કે હુસેન આઅંજાજંથી આંજીજંછે. અએ પરવરદીગાર તું હર શએ ઊપર કાંદરછે, તારી કુદરતને જાંહેર કર.

અએ એખવાનો મવલાના હુસેનની દોઆ તમામ ન થઇ કે અંબદુલ્લાહની માં ઊઠી અને અંરજં કરવા લાગી કે અએ મારા મવલા, આ વખંત મને ફાતેમતજંજંહેરા પેઆર કરીને ફરમાવતા હતા કે અએ અંબદુલ્લાહની માં ઉઠો અમારી સાથે જન્નૈતમાં ચાલો. તે બાદ મવલાના અલ હુસેન ફરમાવા લાગા કે અએ અંબદુલ્લાહની માં મારી શહાદતમાં હવે દેર થાએછે, હું હવે જાઊંછું. એટલું કહાને આપ મએદાનમાં આવેઆ, અને તે કોમે જફાકાર ઉપર દીલ સખત કરીને

એક મકંતલ અંજૂમને કંતલ કીધી. મલાઈંનો એકદમ આપ ઉપર ઝુકી આવેઆ તલવારો અને તીરોનો વરસાદ વરસાવી દીધું, આપનું બદન મુબારક જંખમોંથી ચુર થઈ ગઈઊં, તાકે આપ એવા જંઈફ થઇગીઆ કે ઘોડા ઊપર બેસવાની તાકત ન રહી, આપ ઝંમીન ઊપર પડેઆ, એટલે લઈંન શીમર આવીને આપના સીના મુબારક ઊપર સવાર થીએઆ, તે વખંત ઝંમીન લરઝંવા લાગી, સુરજને ગ્રહણ લાગું, આસમાનથી લોહીનો વરસાદ વરસવા લાગો, ખુદાતઆલાનું અરશ હીલવા લાગું, અમીરલ મોઅમેનીન સલવા તુલ્લાહે અલેહની કબરને લરઝો પએદા થીઆ, ફાતેમતઝંઝંહેરાએ બાલ ખોલી દીધા, હએ હએ અફસોસ સદ અફસોસ, લઈંન શીમરે આપની ગરદન ઉપર ખંજર ફેરવીઊં, માથા મુબારકને બદન અકંદસથી જુદું કીધું, અને ભાલાની નોક ઉપર ઉંચું કીધું. અએ હુસેનં અલેહિસ્સલામના અઝાંદારો, માતમ દારો, ગંમખોઆરો, તમારા ગીરેબાન ફાડો વા હુસેના વા હુસેના પુકારો.

રાવી લખેછે કે જેવારે અંબદુલ્લાહની માંએ જોઇઊં કે આકા હુસેન નઝંર આવતા નથી, તેવારે અંબદુલ્લાહની માં રોતી પીટતી માથા ઊપર ખાક ઉડાવતી જીઆં મવલાના હુસેન ઘોડા ઊપરથી પડી ગીઆ હતા તીઆં આવી, જુએછે સું કે આકા હુસેનનું માથું મુબારક ભાલાની નોક ઊપર છે, આપનું લાશો ઝંમીન ઊપર પડીએઆછે. આ હાલ જોઇને અંબદુલ્લાહની માં રોવા લાગી અને પુકારવા લાગી કે અએ મારા મવલા, અએ મારા આકા, આ સું થઈ ગયું, અરે બાંદીને તો જીવતી કીધી અને આપ શહીદ થઇ ગએઆ. હએ હએ અફ મારા ઈમામ હમણાં, તો આપ આ બાંદી સાથે વાતો કરતા હતા, હએ હએ એટલી વારમાં ઝંબાહ થઈ ગએઆ. તે બાદ અંબદુલ્લાહની માંએ એક આહનું નારો મારેઆ કે તે નાઅરાની સાથે અંબદુલ્લાહની માં પાછા વફાત થઈ ગીઆ.

જેઆરે મવલાના અલ હુસેન અલેહિસ્સલામની શહાદતની ખબર અહેલે અએતમાં પોંહોંચી, તેઆરે નેહાયત માતમ થીઊં. જિન્‍હોએ ચાદર ફેંકી દીધી, ઝેંએનબ અલેહિસ્સલામે બાલ ખોલી દીધા, સરવે બીબીઓ હલકોં બાંધીને પીટવા લાગીં, તે અબદુલ્લાહની બઈરી કહેવા લાગી કે અએ બીબીઓ તમે કેમ યા હુસેન યા હુસેન કંહીને પીટોછો? અને હુસેનની મસનંદ સા વાસતે ઉઠાઓછો? અરે ખએરીઅત તો છે? અરે બાનુંને રંડસાલો સા વાસતે પેહેરાઓછો? તે વખંત શાહરબાનું કહેવા લાગી કે અએ અબદુલ્લાહની બઈરી તમારૂં ધીઆન કાંહાંછે? અરે કઈ ઊંઘમાં છો? અરે મારા માથાના તાજ અને તમારા નવશા બેઊ મારેઆ ગએઆ, શાહીદ થઈ ગએઆ. અએ અબદુલ્લાહની બઈરી સું જુઓછો? અરે તમારા ઘરેણાંને ઊતારો, નાકની નથ ઊતારો, ચુડીઓને તોડી નાખો, અને કાલાં કપડાં પેહેરો. તમે ફીકર ન કરો, તમને મારી પાસે રાખીસ. અબદુલ્લાહની બઈરી અરજ઼ કરવા લાગી કે અએ મારી બીબી હવે આપનું પરદો કેમ રહેસે, જે વખંત આ મલાઈનો ખએમાને લુટવા વાસંતે આવસે તે વખંત તેને કોન રોકસે? અએ મારી ફુંઝદી આપના માથા ઊપર કોઈ ન રહીઊં કે તેનાથી મલાઈનો ડરસે, આવી રીતે અબદુલ્લાહની બઈરી અને શાહરબાનુના દરમેઆન તકરાર થાતી હતી, કે એકદમ મલાઈનો ખએમામાં ધશી આવેઆ, સરવે બીબીઓના માથા ઉપરથી ચાદરો છીની લીધી, ખએમામાં આગ લગાવી દીધી, હઈ હએ અફસોસ સદ અફસોસ, તમામ બીબીઓ ખએમાંથી બાહેર નીકલી આવી; મવલાના અલી ઝેંએનુલઆબેદીન આપ ઘણાં બીમાર હતા, આપબી લાકડીનો ટેકો દઈને ઊઠેઆ, અને ખએમાના બાહેર આવેઆ.

રાવી લખેછે કે એક લઈન અબદુલ્લાહની બઈરીની પાછલ દોડયો, અબદુલ્લાહની બઈરી ભાગી, તાકે મવલાના અલી ઝેંએનુલઆબેદીનની નઝ઼દીક

આવી, આપની દામનને પકડીને અરજ કીધીકે અએ મારા મવલા મને મારા વતનની તરફ પોંહોંચાવી દો, આ બાંદીથી જુલમ અને સીતમ દેખાતુ નથી. મવલાના અલી જએનુલઆબેદીન ફરમાવા લાગાકે અએ અબદુલ્લાહની બઈરી સા વાસતે ઘભરાઓછો, ખુદાતઆલા ચાહાસે તો હમણા તમો તમારા ઘરે પોંહોચી જાસો. અએ અબદુલ્લાહની બઈરી તમો તમારી આંખોને બંદ કરો; અબદુલ્લાહની બઈરીએ આંખો બંદ કીધી, તે બાદ આંખો ઊઘાડી તો જુએછે સું કે પોતાના માં બાપના ઘરમાં બેઠીછે, હોશ ઊડી ગએઆછે. આ કીસ્સાની ખબર તમામ શેહેરમાં ફએલી અને તમામ એના સગાઓ એકઠા થીઆ, મરદો અને બઈરીઓથી ઘર ભરાઈ ગીઉ, સરવે પુછવા લાગા કે અએ દુલહન તું કાંહાંથી આવી ? અરે તારા દુલાં કાંહાં ગએઆ ? તારી સાસુ કાંહાં ગઇ ? તારૂં માથું સાવાસતે ઉરીઆંનછે.

રાવી લખેછે કે તે દુલહન કંઈ બોલતી નથી, આંખોંથી આંસુ જારીછે જેઆરે અબદુલ્લાહની બઈરી હોશમાં આવી, તેઆરે એક આહનું નારો મારીને કહેવા લાગી કે અએ લોકો તમે મારા હાલને સું પુછોછો? અરે મારી માફક તમે પણ રોવો અને માતમ કરો, વા હુસેના વા હુસેના પુકારો. અએ લોકો તમે જોતા નથી કે જમીન કાંપેછે, આસમાનથી લોહી વરસેછે, અરે લોકો આ વખત મુશકીલ કુશાના લાલ, ફાતેમતજજહેરાની જાન વ માલ, કરબલાની જમીનમાં ભુખેઆ અને પીઆસા જબાહ થઈ ગએઆ. સઘલા લોકો કહેવા લાગાકે અએ દુલહન આ સું બોલેછે? અરે સાફ સાફ વાત કર. તે દુલહન કહેવા લાગી કે અએ લોકો આકા હુસેનનું માથું મુબારક બદન અકદસથી જુદું થીઉં અરે ફાતેમતજજહેરાનું બાગ તબાહ થઈ ગીઉં, અરે આકા હુસેનના ફરજંદ કે જેની ઉમર અઢાર વરસની હતી, અને હમશીકલ પયમબર હતા, તેને છાતીમાં ભાલું લાગું તેથી આપ શહીદ થીઆ. અરે આકા હુસેનના ભાઈ, બેટા, યારો યાવર

સરવે મારેઆ ગએઆ, ફકત મવલાના અલી જંએનુલઆબેદીન બાંકીછે, તે આપ બીમારછે, ઉઠવાની તાકત નથી, તેને મલાંઈનોએ ગલામાં તૌક અને પગમાં બેડી પેહેરાવીને કએદ કીધાછે. જંએનબ. અલેહિસ્સલામના બેઉ હાથને મલાંઈનોએ બાંધેઆછે. અએ લોકો હુશીઆર થાઓ, માતમ કરો, વા હુસેના વા હુસેના પુકારો. સરવે લોકો અબદુલ્લાહની બઈરીને પુછવા લાગાકે તમારા મરદ કાંહાં ગએઆ? કહીઉં કે આકા હુસેન ઉપર શીદા થઈ ગીઆ. સઘલા પુછવા લાગા કે તમે કેવી રીતે છુટી આવેઆ? તે અબદુલ્લાહની બઈરી કહેવા લાગી કે અએ લોકો જેઆરે દુશમનોએ મવલાના અલ હુસેનના ખઈમાને આગ લગાવી દીધી, અને સરવે અહેલે બએતને બંદીવાન કરી લીધા તેઆરે એક લઈન શામી મને પકડવાને દોડયો, હું ભાગીને મવલાના અલી જંએનુલઆબેદીન ના નજદીક આવી, અને અરજ કીધી કે અએ મારા મવલા, મને મારા ઘરે પોંહાંચાડી દો. તેઆરે મવલાના અલી જંએનુલઆબેદીને મને મારી આંખો બંદ કરવાનું હુકમ કીધું. મેં મારી આંખો બંદ કીધી, તે બાદ આપે ખોલવાનું અમર કીધું, મેં મારી આંખોં ખોલી અને જોઉંછું સું કે યાંહાં બેઠીછું. સરવે લોકો આ બયાન સાંભલીને જાર જાર રોવા લાગાં, અને કહેવા લાગા કે અએ કમબખત તું સરવે બીબીઓની સાથે સા વાસતે ન રહી? અરે સકીનાને ગોદમાં ઉઠાવી લેતે અને સઘલા બચ્ચાઓને દીલાસો આપતે, અને તેની ખાતરદારી કરતે તો તારાથી નબી મોહમ્મદ મુસતફા ખુશ થાતે અને અહેલેબએતની સાથે તને જનંતમાં દાખલ કરતે.

રાવી લખેછે કે જેઆરે અબદુલ્લાહની દુલહને ઘરના માણસોથી આવી રીતનાં કલામ સાંભલેઆ, તાઆરે માથા ઉપર ખાક ઊડાવતી બાહેર નીકલી, અને ચાલતાં ચાલતાં પાછી કરબલામાં આવી, અને મવલાના અલ હુસેન અલે હિસ્સલામની લાશ મુબારક ઉપર બેસીને માતમ કરવા લાગી. જેઆરે મવલાના

અલી જએનુલઆબેદીન અલેહિસ્સલામ કએદથી છુટીને પાછા કરબલામાં આવેઆ, જુએછે સું કે અબદુલ્લાહની બઇરી મવલાના અલ હુસેનની લાશ ઉપર બેઠીછે, તેઆરે આપ ફરમાવા લાગા કે અએ અબદુલ્લાહની બઇરી તમે તમારા વતંન ગએઆ હતા અને પાછા કાંહાંથી આવેઆ? તે અબદુલ્લાહની બઇરીએ સઘલી હકીકત કહી સંભલાવી. આપ ફરમાવા લાગા કે ખુદાનું શુકર કે તમારો પરદો રહી ગએઓ, અને રસતાની મેહેનતથી બચી ગીઆ.

રાવી લખેછે કે તે અબદુલ્લાહની બઇરીએ મવલાના અલી જએનુલઆબેદીનના આ કલામ સાંભલેઆ, અને મવલાના અલ હુસેનની લાશ ઉપર માથું મુકીને એક આહનું નારો ખેંચેઓ કે તેજ નારા સાથે અબદુલ્લાહની બઇરી વફાત થીઆ.

અએ હુસેન અલેહિસ્સલામના શીઆ અને ગુંલામો આપણે પણ હુસેન અલેહિસ્સલામ ઉપર તે માતમ કરીએ કે રોતાં રોતાં આપણી જાન નીકલી જાએ, તાકે આકા હુસેન અલેહિસ્સલામ આપણાથી ખુશ થાએ, અને બે હીસાબ જનતમાં દાખીલ કરે, આમીન.

---

# રિવાયત ૧૯ મી. મવલાના અલ હુસેન અલેહિસ્સલામના જનમના બયાનમાં.

માઅશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, અએ બેખવાનો અબદુલ્લાહ બીન અબ્બાસથી રીવાયતછે, અબદુલ્લાહ કહેછે કે જેઆરે ખુદા તાઆલાએ એમ ચાહીઊં કે ફાતેમતજ્જેહેરાના પેટથી હુસેન પએદા થાએ તેઆરે ફાતેમતજ્જેહેરાના પેટમાં હમલ રહીઊં, અએ બેખવાનો જેવારે કે હુસેનના તવલ્લુદ થાવાનું

વખ્તત થીઊં તેવારે ખુદા તાઆંલાએ લઆંયાની તંરફ વહી કીધી. તે લઆંયા જન્નતની સઘલી હુરલઆંઈનમાંથી એક હુરલઆંએન હતી.

માઆંશરલ એખવાનો, નબીઅલ ઇમાનો, જેવારે જન્નતના લોકો સારી નસીબ શએની તંરફ જોવાનું ઈરાદો કરતા તેવારે તે સઘલાઓ તે લઆંયા હુરની તંરફ જોતા, અને તે લઆંયા હુરની ખીદમતમાં ખુદા તઆંલાએ સીતેર હજાર હુરો આપી હતી. અને તે સીતેર હજાર હુરો માટે ખુદાતઆંલાએ જન્નતમાં હવેલીઓ તઈઆર કીધી હતી. તે લઆંયા હુરની હવેલી સઘલી હવેલીઓ કરતાં મોહોટી હતી. તે હવેલીના જરૂખાયાને ગોખલા જવાહેરથી જડેલા હતા. તે લઆંયાની હવેલી એટલી બુલંદ હતી કે તે હવેલી ઉપરથી તમામ જન્નતની સએર થાએ, અને જન્નતમાં જેટલી ચીંજોછે તે સઘલી તે હવેલી ઉપરથી નજર આવતી. અને તે લઆંયા હુરની પેશાનીની રોશનીથી તમામ જન્નત રોશન હતી.

અએ એખવાનો ભાઈ જાનો મહેરબાનો, બારી તઆંલાએ તે લઆંયા હુરની તંરફ વહી કીધી, અને ફરમાવીઉં કે અએ લઆંયા, તમો દુનીઆનાં ઘરની તંરફ ઉતરો, અને મારા હબીબ યાને દોસ્ત મુહમંદની દીકરી ફાતેમતજ્જંહેરાના ઘરમાં જાઓ, સા વાસ્તે કે ફાતેમાને જણવાની પીડ થાએછે, તે વાસતે તમે એના અસરના વાલી થાઓ, અને એને દીલાસો આપો. એની મા ખંદીજા હતે તો હું તમને તકલીફ ન આપતે, તે વાસતે અએ લઆંયા તમે જલદી થી જાઓ. તે પછી ખુદા તઆલા તમામ જન્નતની રીઝ્વાનોની તંરફ જોયું અને અમર ફરમાવીઉં કે અએ જન્નતના રીઝ્વાનો તમો સઘલા જન્નતને સણગારો, એક ફરજંદની કરામત વાસ્તે કે જે ફરજંદનું નામ હુસેનછે, એ ફરજંદ અરજમંદનું આજે જનમછે, વાસ્તે જલદીથી જન્નતને સંણગારો તે પછી ખુદા તઆંલાએ સઘલા મલાએકોની તંરફ વહી કીધી. અને અમર

ફરમાવીઉં કે અએ મારા સઘલા મલાએકો તમો આજદીને સંફ બાંધીને ઊભા રહો, અને તસબીહ અને તકદીસ અને તેહલીલ અને સના ખુદાની બોલો. તે પછે ખુદાતઆંલાએ જીબરઈલ, અને મેકાઈલ, અને ઈસરાફીલની તરફ વહી કીધી, અને ફરમાવીઉં કે અએ જીબરઈલ, તમે તમારી સાથે હજાર મલાએકો લઈને જમીન તરફ ઉતરો, અને અએ મેકાઈલ તમે પણ હજાર મલાએકોને લઈને ઉતરો, અને અએ ઈસરાફીલ તમે પણ તમારી સાથે હજાર મલાએકોને લઈને જમીનની તરફ ઉતરો.

અએ એખવાનો બારી તાઆંલાના અમર મોઆફીક જીબરઈલ, અને મેકાઈલ અને ઈસરાફીલ, હજાર હજાર મલાએકો લઈને આસમાનથી ઉતરેઆ, તાકે ચોથા આસમાને આવેઆ, જુએછે સું કે ચોથા આસમાને એક ફીરશતો ઉભોછે, તે ફીરશતાનું નામ સલસાઈલછે, તે ફીરશતાના સીતેર હજાર પાંખછે, તે ફીરશતાએ પોતાની પાંખને મશરકથી મગરબ સુધી ફેલાવીછે, તે ફીરશતો પોતાના દીલમાં ફીકર કરી કહેવા લાગો કે આ દરીઆમાં કોઈ ચીજ હસે, યા આંધારી રાતમાં યા દીવસમાં કોઈ ચીજ મખફી હોએ, તેને ખુદા તાઆલા જાણતા હસે, તે વાત બધી ખીલાફ એટલે ખોટીછે. ખુદા તાઆલાએ ફીરશતાની આ વાત જાણી, તે વખત બારી તાઆલાએ તે સલસાઈલ ફીરશતાની તરફ વહી કીધી, અને ફરમાવીઉં કે અએ સલસાઈલ, તમે તમારી જગા ઉપર ઉભા રહો અને રૂકુ ન દેસો તેમજ સીજદો પણ ન કરસો, તમે તમારા નફસમાં સું ફીકર કીધી? આ રૂકુ અને સીજદો ન દેસો, તમારા વાસતે અજાબ છે. તે ફીરશતો સલસાઈલ બારી તાઆલાના અમર મોઆફીક ઉભો રીઓ.

અબદુલ્લાહ બીન અબાસ કહેછે કે તે લઆયા હુર ફાતેમતજજેહેરાના ઘરમાં આવી, અને ફાતેમા ઉપર સલામ પડી, અને કહેવા લાગી કે અજબ ખુશી તમારાં વાસતે અએ મુહમ્મદ મુસતફાની દીકરી, સું તમારી ખબરછે?

શાતેમતઝ્ઝહેરા ફરમાવા લાગા કે અએ લઅ઼ાયા ખફરીઅતછે.

અએ એખવાનો, શાતેમતઝ્ઝહેરાને તે લઅ઼ાયા હુરથી શરમીંદગી હાસલ થઈ, અને આપ આપના દીલમાં ફીકર કરવા લાગા કે ઘરમાં કોઇ શએ નથી અને લઅ઼ાયા હુર ઊભીછે, એના વાસતે શું બીછાવું, અને લઅ઼ાયાને ઇઝ્ઝતથી બીછાના ઊપર બેસાડું.

રાવી બયાન કરેછે કે મવલાતના શાતેમતઝ્ઝહેરા બીછાનાના ફીકરમાં છે કે એકાએક જન્નતથી એક હુરલઅ઼ફન ઉતરી, તેની સાથે જન્નતના બીછાનામાંથી એક બીછાનુંછે. તે હુરલ અ઼ફને તે બીછાનું બીછાવીઊં અને અ઼રઝ કરવા લાગી કે અએ લઅ઼ાયા તમે બીછાના ઊપર બેસો. તે લઅ઼ાયા બીછાના ઉપર બેઠી.

અએ એખવાનો ભાઈ જાનો, તે પછી મવલાતના શાતેમતઝ્ઝહેરાના પેટથી હુસેન પએદા થીઆ.

મઅ઼ાશરલ એખવાનો, નબી અલ ઈમાનો, તે લઅ઼ાયા હુરે હુસેનને પોતાના હાથમાં જીલી લીધા, અને હુસેનની નાડ વધારી, અને હુસેનને જનેતના રૂમાલમાં લપેટી અને પેશાની ઉપર બોશા દઈને તે લઅ઼ાયા હુરે કહેવા લાગી, કે ખુદાતઅ઼ાલા તમારા જનમથી બરકત બોલજો, અને તમારી માંને વાસ્તે પણ બરકત બોલજો. તે બાદ તે લઅ઼ાયા હુરે જીબરઇલને વધામણી દીધી, અને જીબરઈલે રસુલિલ્લાહને વધામણી દીધી, અને મલાએકોમાં સાત દીવસ અને સાતરાત તહેનીયતં યાને વધામણીની ખુશી રહી.

રાવી રીવાયત કરેછેકે જેઆરે સાતમું દીવસ આવીઉં, તેઆરે જીબરઈલે અ઼રઝ કીધી અને ફરમાવા લાગાકે અએ મુહમ્મદલમુસ્તફા, તમે તમારી દીકરીના દીકરાને લઈ આવો, તાકે અમો ચહેરા મુબારકને જોઈએ અને બરકત બોલીએ.

માઅ઼શરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅ઼ત, રસુલિલ્લાહ સલ્લલ્લાહ અ઼લયહે વ આલેહી શાતેમતઝ્ઝહેરાની તરફ આવેઆ, અને પોતાની ગોદમાં

હુસનને લીધા, અને જીબરઈલની તરફ લઈ આવેઆ. જીબરઈલે હુસેનને પોતાના હાથમાં લીધા. અને પેશાની ઉપર ચુમીઓ દીધી; તેબાદ દોઆ કરવા લાગો અને કહેવા લાગો કે તમારા ઉપર ખુદા તાઆલા બરકત બોલજો, અને તમારા માં બાપના વાસતે પણ બરકત બોલજો અય કરબલાના મકતુલ. તે બાદ જીબરઈલ હુસેનના ચહેરા મુબારકની તરફ જોઇને રોવા લાગા, અને મુહમ્મદલ મુસતફા, પણ રોવા લાગા, અને સઘલા મલાએકો પણ રોવા લાગા. તેબાદ જીબ રઈલે અરજ કીધી કે અય મુહમ્મદલ મુસતફા તમે તમારી દીકરીને મારી તરફથી સલામ પોંહોંચાડો, અને કહો કે આ ફરજંદનું નામ હુસેન રાખજો.

અએ એખવાનો રસુલિલ્લાહ ફરમાવા લાગાકે અએ ભાઇ જીબરઈલ, તમે મને તહેનીયત યાઅને વધામણી આપોછો અને પાછા રડોછો તેનું સું સબબછે? જીબરઈલ અરજ કરવા લાગા કે અએ મુહમ્મદ ખુદાતઆલા તમારી અરજને આ ફરજંદમાં જીઆદા કરજો, પણ અએ નબી મુહમ્મદ આ ફરજંદ ઊપર બલા, અને મહેનત, અને મુસીબત એટલી ઊતરસે કે એવી બલા અને મુસીબત કોઈ નબીના ફરજંદ ઊપર ઉતરી નહસે.

માઆશરલ એખવાનો નબીઅલ ઇમાનો, રસુલિલ્લાહ સલ્લલા અલેહે વ આલેહી ફરમાવા લાગા કે અએ ભાઈ જીબરઇલ, આ ફરજંદ ઉપર મુસીબત ઊતરસે તે વખત હું હાજર હોઇસ યા નહીં? અને એના ઊપર સું સું મુસીબત ઉતરસે તે બયાન કરો. જીબરઇલ અરજ કરવા લાગા કે અએ નબી મોહમ્મદ આ ફરજંદ ઊપર જે વખત મુસીબત ઊતરસે તે વખત ન તમે હસો, ન એના બાવા અલી અલ મુરતજા હસે, ન એની માં ફાતેમતજજેહેરા હસે, ન એના ભાઈ હસન હસે, અએ રસુલિલ્લાહ આ ફરજંદને કુફાના લોકો મહેમાન કરીને બોલા વસે, અને એના ઊપર જુલમનો વરસાદ વરસાવસે, તાકે આ ફરજંદ અને એના બચ્ચાંઓને અને એના ભાઇઓને અને એના ભાણજાને અને એના

ભતીજાને અને સઘલા અસ્હાબ વરશાદારને કરબલાની જમીન માંહે ત્રણ દીવસના ભુખેઆ અને પેઆસા, સઘલાને જબાહ કરસે. તે સઘલાઓ પાણીની તલબ કરસે પણ મલાઈનો, કુફીઓ, તેને પાણીની એક બુંદલી નહીં પીવરાવસે, અને વલી મલાઈનો તમારી શફાઅત તલબ કરસે, ખુદા તાઆલા એ મલાઈનોને તમારી શફાઅતથી દુર રાખનો, અને અજાબલ અકબરમાં દાખલ કરનો. તે બાદ નબી મોહમ્મદ મુસતફા ફાતેમતજ્જહેરાની તરફ આવેઆ, અને ખુદા તાઆલાના અને જીબરઈલના સલામ પોંહોંચાડેઆ, અને ફરમાવા લાગા કે અએ બેટી તમેં આ ફરજંદનું નામ હુસેન રાખનો, સાંવાસતે કે ખુદા તઆલાએ પણ એનુ નામ હુસેન રાખીઊં છે, તે પછી રસુલિલ્લા સલ્લાહ અલેહે વ આલેહી એ ફાતેમતજ્જહેરાને તહેનીયત દીધી અને આપ રોવાલાગા.

રાવી પુરગમ બયાન કરેછે કે મવલાના ફાતેમતજ્જહેરા અરજ કરવા લાગા કે અએ બાવા સાહેબ આપ મને તહેનીયત યાઆને વધામણી આપોછો અને પાછાં રોવોછો તેનું શું સબબછે? રસુલિલ્લા ફરમાવા લાગા કે અએ દીકરી આ ફરજંદને મારા અને તમારા બાદ કુફાના લોકો મહેમાન કરીને બોલાવસે, અને એના ફરજંદો ઊપર તલવારો અને તીરોનો વરસાદ વરસાવસે, તાકે સઘલાઓને ભુખેઆ અને પેઆસા કતલ કરસે, અને એના ખએમાને બાલસે, અને એના અહેલે બએતને કએદ કરસે, અને ઊંટોની ખુલી પીઠો ઊપર સવાર કરસે, અને શામની તરફ લઈ જાસે.

માઆશરલ એખવાનો નબીઅલ ઈમાનો, જેવારે મવલાતના ફાતેમતજ્જહેરાએ, નબી મોહમ્મદ મુસતફાની જબાન મુબારકથી આ કલામ સાંભલેઆ, તેવારે આપે એક આહનું નારો મારેઓ, અને રોવા લાગા આપના રોવાથી તે લઆયા હુર પણ રોવા લાગી. તાકે આપને રોતાં રોતાં ગશ આવી ગઈઊં. રસુલિલ્લાહ સલ્લાલા અલેહે વ આલેહી ફરમાવા લાગા કે અએ દીકરી સબર કરો, સબર કરો,

ખુદા તાઆલા તમારા અજરથી આ ફરઝંદને અઝીમ કરજો.

રાવી રીવાયત કરેછે કે મવલાતના ફાતેમતઝ્ઝેહેરા, ગશથી હુશીઆર થીઆ. આપ રસુલિલ્લાહ સલ્લલ્લા અલેહે વ આલેહીને અરઝ કરવા લાગા કે અએ બાવા આ ફરઝંદને કોણ કતલ કરસે? રસુલિલ્લાહ ફરમાવા લાગા કે અએ દીકરી આ મારી ઉમ્મત માંથી તે યઝીદ બીન મઆવીઆ, ખુદાની લાઆનત એ યઝીદ બીન માઆવીઆ ઊપર, તે આ ફરઝંદને કતલ કરસે.

અએ એખવાનો ભાઇજાનો મહેરબાનો રસુલલ્લાહના આ કલામ સાંભલીને મવલાતના ફાતેમતઝ્ઝેહેરાએ અને તે લઆયા હુરે અને સઘલા મલાએકોએ, યઝીદ બીન માઆવીઆ ઉપર અને શીમર ઉપર લાઅનત મલામત કીધી.

અએ હુસેનના શીઆ અને ગુલામો, જેવારે હુસેનના કતલનું નામ તમારી ઝબાન ઉપર આવે તેવારે તમે પણ લાઅનત બોલજો, જેથી તમને જન્નત નસીબ થાએ. તે બાદ અએ એખવાનો જીબરઈલ અને સઘલા મલાએકો અને તે લઆયા હુર સઘલા આસમાન તરફ ચડેઆ. ચોથા આસમાનમાં તે સલસાઈલ ફીરશતો એ સઘલાઓને મલેઓ. તે ફીરશતો સલસાઈલ જીબરઈલ ને અરઝ કરવા લાગો કે અએ ભાઈ જીબરઈલ, તમે આ સઘલા મલાએકોને લઈને ઝમીનની તરફ સું કામ વાસતે ગયા હતા? અએ ભાઈ જીબરઈલ સું કયામત આવીછે ? જીબરઈલ કહેવા લાગો કે અએ સલસાઈલ હજી કયામતને તો ઘણી વારછે, વલેકીન અએ સલસાઈલ આજદીને મુહમ્મદલ મુસતફાની દીકરી ફાતેમતઝ્ઝેહેરાના ઘરમાં એક ફરઝંદનું જનમ થીઉંછે, તેનું નામ હુસેનછે. અમે સઘલા તે ફરઝંદની તહેનીયત વાસતે ગયા હતા. તે ફીરશતો સલસાઈલ અરઝ કરવા લાગો કે અએ ભાઈ જીબરઈલ અગર તમે મારા હાલ ઊપર રહેમ ફરમાવીને ઝમીનની તરફ જાઓ, અને મુહમ્મદ મુસતફાની જનાબમાં મારી તરફથી અરઝ ફરમાવો, અને રસુલિલ્લાહ બારી તઆલાની જનાબ

માં મારી તરફથી તે ફરજંદ અરજમંદ હુસેનનું વસીલો લઇને શફાઅત કરસે તો અલબતા યકીન છે કે બારી તાઆલા મારી ખતા ઊપર પોતાની મોઆફની પછેડી ઓઢાડસે.

અએ એખવાનો, જીબરઇલ રસુલિલ્લાહની તરફ આવેઆ, અને અરજ કીધી કે યા મોહમદલ મુસતફા, ચોથા આસમાન ઊપર એક ફીરશતોછે, તે ફીરશતાનું નામ સલસાઇલછે, તે ફીરશતાથી ખતા થઇછે અને તે ફીરશતા ઊપર ખુદા તાઆલાનો ગુસ્સો થીઓછે અને આજનું દીવસ હુસેનના જનમનું દીવસ છે, વાસતે આપ જનાબ કીબરીઆમાં હુસેનનું વસીલો લઇને તે ફીરશતાના શફી બનીએ, જેથી તે ફીરશતાથી બારી તાઆલા ખુશ થાએ.

અએ એખવાનો, જેવારે રસુલિલ્લાહે જીબરઇલથી આ કલામ સાંભલેઆ, તેવારે આપ ફેરન ઊઠેઆ, અને આપે આપના બેઉ હાથ આસમાનની તરફ ઊંચા કીધા, અને જનાબે કીબરીઆમાં આવી રીતે દોઆ કરવા લાગા." અએ પરવરદગાર આજનું દીવસ ખુસીનું દીવસછે, અએ બારી તાઆલા આજનું દીવસ હુસેનની વીલાદતનું દીવસછે, તે વાસતે આ મારા ફરજંદ, ફાતેમતજેહેરાના અરજમંદ, અલીઅલ આલાના દીલબંદની હુરમતથી તે ફીરશતા સલસાઇલની ખતા મોઆફ કરો.

અએ હુસેનના શીઆ અને ગુલામો જાહાં નબી સાહેબની દોઆ તમામ ન થઈ, કે ફીલફોર અરશથી નીદા આવી કે અએ મારા હબીબ મુહમંદલ મુસતફા, અમે હુસેનની હુરમતથી તે ફીરશતા સલસાઇલની ખતા મોઆફ કીધી.

અબદુલ્લાહ બીન અબાસ રીવાયત કરેછે કે જે વખતે બારી તઆલાએ તે ફીરશતા સલસાઇલની ખતા મોઆફ કીધી, તે વખત તે ફીરશતો સલસાઇલ સઘલા મલાએકો ઉપર ફખર ખાવા લાગો, અને કહેવા લાગો કે અએ સઘલા

મલાએકો હું હુસેનનું અંતીકછું યાઅંને હુસેનનું આજાંદ કરેલો છું. અને તે લઅંાયા હુર સઘલી હુરલઅંએન ઊપર ૹખંર ખાવા લાગી, અને કહેવા લાગી કે અએ સઘલી હુરલઅંએન હું હુસેનની દાઈછું, યાઅંને હુસેનનું જનમ મારા હાથ ઉપર થીઉછે.

અએ હુસેનના અજાંદારો અને ગંમખોઆરો, માતમદારો તમે સઘલા ફીકર કરો કે ફીકરનું મકાનછે, ગૌર કરો ગૌરની જગાછે, કે બેઉ જહાનના ઈમામ, ખલકંના હમામ ઉપર આ દીનોમાં મુસીબતોના ગઢ ફરી ગએઆ.

અએ એખવાનો આ દીવસો તે દીવસોછે કે આ દીવસોમાં રસુલિલ્લાહની આલ દરબદર ફરીછે. આ દીવસો તે દીવસોછે કે આ દીવસોમાં નબીના નવાસા, અલ્લાહના ખાસાં, અંાલમના ખુલાસાંને ત્રણ દીવસ સુધી. પાણી મલીઉં નથી, મલાઈનો, કુફીઓએ એવો જુંલમ અને સીતમ કીધોછે કે કોઈ નબીની ઉમ્મતે નબીના નવાસા યા ફરજંદ ઉપર આવું જુંલમ અને સીતમ કીધું નથી.

અએ એખવાનો ભાઈજાનો, અગર ખુદા તઅંાલા આપણને તે જંમાનામાં પએદા કરતા, તો આપણે આકાં હુસેનના કંદમ ઉપર આપણાં માથાઓ નીસાર કરતા. અએ એખવાનો તે અમર તો આપણાથી ફૌત થીઓ, ભલા હવે આપણે રોવાથી કેમ બખીલ થાઈએ ? ના, ના, આપણને લાયક નથી કે હુસેનની મજલીસમાં ચુપચાપ થઈને બેસી રહીએ.

અફ એખવાનો આકાં હુસેન ઉપર જે મુસીબત પડીછે, અને જે મુસીબતને આપે ઉપાડીછે, અગર તે મુસીબત પાહાડ ઉપર પડે તો પાહાડની મકદુર નથી કે ઉપાડી સકે, પાહાડના પુરજાં પુરજાં થઈ જાએ. અફ હુસેનના શીઅંા અને ગુંલામો બાઅંને રિવાયત માંહે આવીઉછે કે હુસેનની દાહાડી કાલી હતી, જે વારે આપના: ભાઈઓ, બેટા, અને ભાનજા, અને સઘલા અસહાબ વફાદાર

શહીદ થઈ ગીઆ, તેવારે આપની દાહાડી તેજ વખ઼ંત સુફેદ થઇ ગઈ. અઈ મારા ભાઈઓ અને બેહેનો, તમે તે મુસીબતને યાદ કરીને આંખોથી આંસુનો વરસાદ વરસાવો, તમારા સીના ઉપર હાથ મારો, વા હુસેન વા હુસેન પુકારો, જેથી આકા઼ હુસેન તમારાથી ખુશ થાએ, અને તમને જન્નતમાં દાખલ કરે આમાન યા રબિલ અાલમીન.



## રિવાયત ૧૭ મી. ઇમામ હુસેન અલેહિસ્સલામના શહાદતની ખ઼બર પંખીઓએ મુલકો મુલક પોંહોંચાડી, અને યહુદીની દીકરીને બીમા રીથી શફા થઇ તેના બયાનમાં.



માઅ઼ંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅ઼ત, અઈ એખવાનો ભાઈ જાંનો, મહેરબાનો, રીવાયત માંહે આવીઉછેકે જેવારે મૌલાના અલ હુસેન શહીદ થીઆ, તેવારે કેટલાક પરંદા આવેઆ, અને આપના ખુંનમાં પોતાનાં પરોને રંગેઆ તે બાદ હરેક પરંદા એક એક જઝીરાની તરફ ચાલેઓ. તે સઘલા પરંદા માંથી એક પરંદા મદીના મુનવ્વરની તરફ ચાલેઓ, તાકે રસુલીલ્લાહ સલ્લલ્લા અલેહે વ આલેહીનાં હરમ શરીફની તરફ આવેઓ, અને રોજા મુબારક ઉપર ઉડવા લાગો, અને નુહો યાઅ઼ંને વીલાપ કરવા લાગો. તે પરંદા એક વખ઼ંત આસમાનની તરફ ઊંચો થાએછે, અને પાછો રસુલિલ્લાહના રોજા મુબારક ઊપર પડેછે.

રાવી પુરગંમ બયાન કરેછે કે તે પરંદાના અવાજ અને વીલાપ કરવાની મંબર મદીના મુન્નવ્વરમાંહે જાંહેર થઈ. સઘલા લોકો ચોતેરફથી એકઠા થવા લાગા તાકે એક ખલકંત અંઝુંમ. એકઠી થઈ ગઈ. સઘલા લોકો પોત પોતામાં વાતું કરવા લાગા અને કહેવા લાગા કે આ પરંદા રોએછે, અને વીલાપ કરેછે તેનું સું સબબ હસે ? એજ હાલછે કે ખંબરના કરનારે ફાતેમતસ્સુંગંરાને ખંબર દીધી કે અએ ફાતેમતસ્સુંગંરા સું .ગંફલતમાં બેઠાછો ? ઉઠો અરે એક પરંદા આવેઓછે, રસુલિલ્લા સલ્લેલા, અલેહે વ આલેહીના રોજાં મુબારક ઉપર ઉડી રહેઓ છે અને તે પરંદા વીલાપ કરી રહેઓછે, આસમાનની તંરફ ઊંચો થાએછે, અને પાછો રોજાં મુબારક ઉપર પડી જાએછે. અને તેના પરોમાંથી લોહી ટપકી રહીઊંછે. વલ્લાહુઆંલમ એ સું સબબંછે.

રાવી જાનસોર્જાં બયાન કરેછે કે ફાતેમતસ્સુંગંરા બીમાર હતા, આપ સુઈ રહેઆ હતા, ઊઠવાની તાકંત ન હતી, જેવારે કે ખબરના કરનારથી આવી રીતના કલામ સાંભ લેઆ તેવારે આપ ફોલફોર ઉઠીને ઊભાં થીઆ, અને નાની ઉમસલમાને ફરમાવા લાગા કે અએ નાની ઉમસલમા તમો મારી સાથે રંસુલિલ્લાહ સલ્લલા અલેહે વ આલેહીના રોજાં મુબારકની તંરફ ચાલો, તીઆં એક પરંદા આવેઓછે, તે પરંદાના બાલ વ પરથી લોહી ટપકી રહેઓછે, તે પરંદા રોએછે અને વીલાપ કરેછે. ઉમસલમા ફરમાવા લાગી કે અએ બેટી ફાતેમતસ્સુંગંરા તમે બીમારછો, તમને ચાલવાની તાકંત નથી તે વાસતે હું જાઊ છું, અને તે પરંદાની ખબર લાવુંછું. ફાતેમતસ્સુંગંરા ફરમાવા લાગા કે આએ નાની ઉમસલમા જે વખંતથી મેં મુખબેંરની જંબાની સાંભલીછે તે વખંતથી મને ચેન નથી, અને દીલ ઉડેઆ ને ઉડેઆ જાએછે, તે વાસતે હું પણ આપની સાથે આવીસ.

રાવી પુરગંમ બયાન કરેછે કે આખરૂલઅમર ઉમસલમા અને ફાતેમતસ્સુંગંરા

બેઊ જણ ઘરથી નીકલેઆ, તાકે રસુલિલ્લાહ સલ્લલા અલેહે વ આલેહીના રોજાં મુબારકની તંરફ આવેઆ, જુએછે શું કે તે પરંદા ઊડી રહુએછે, અને રોઈ રહેએછે અને વીલાપ કરી રહુએછે, અને તેના બાલ વ પરથી લોહી ટપકી રહીઊંછે.

અએ એખબાનો ફાતેમતસ્સુંગરા આ હાલ જોઈને આપ નેહાયત ઘભરાણાં અને આપ ઊમસલમાને ફરમાવા લાગા કે અએ નાની ઉમસલમા, આ અમરમાં ખએરીઅત નથી, બાવાજી સાંહેબ સફરમાં છે, એટલું કહીને આપ જંમીન ઊપર પડી ગીઆ, અને તે પરંદાની તંરફ મુખાંતીબ થઈને ફરમાવા લાગા કે અએ પરંદા તમે કોનછો ? અને કાંહાંથી આવેઆછો ? અને તમારા પરોમાં કેનું ખુન ભરેલુંછે ? અને તમે રોવોછો, અને વીલાપ કરોછો, અએ પરંદા હું તમને આ કંબરના સાંહેબ યાઅંને રસુલિલ્લાહ સલ્લલા અલેહે વ આલેહીના કસમ દઊંછું, અને અંલી અલ અંલાના પણ કસમ દઊંછું તમે જવાબદો.

રાવી પુરગંમ બયાંન કરેછે કે બારી તઓાલાએ તે પરંદાને જંબાન આપી, તે પરંદા ફસીહી જંબાનથી કહેવા લાગો કે અએ નેક બખંત બીબી, કેટલાક પરંદાઓનું કરબલામાં ગુર્જર થીઊં હતું, તે પરંદામાં હું પણ શામીલ હતો, અમને આસમાનથી નીદા આવી કે અએ પરંદા, તમે સઘલા કાંહાં જાઓછો ? અરે તમને ખબરછે કે નથી, કુફાના લોકોએ નબી મુહમ્મદલ મુસંતફાની દીકરી ફાતેમતજંર્જંહેરાના દીકરા હુસેનને મહેમાન કરીને બોલાવેઆ, અને આ કરબલાની જંમીનમાં ભુખેઆ અને પેઆસા તલવારોથી ખપાવેઆ. તે વાસતે અએ પરંદાઓ, તમે સઘલા એના લોહીમાં તમારા પરને રંગો અને તમામ જજીરામાં હુસેનના શહાદતની ખંબર પોંહોંચાડો. અએ નેક બખંત બીબી અમે સઘલા પરંદાઓએ તે નીદા સાંભલીને અમારા પરો બાલમે તે લોહીમાં

રંગેઆ, તે બાદ હરેક પરંદા હરેક જઝીરાની તરફ ગએઓ, અને હું મદીના મુનવ્વરમાં રસુલિલ્લાહ સલ્લલા અલેહે વ આલેહીના રોજા મુબાકની તરફ આવેઓ. અએ મારા ભાઈ અને બેહેનો જેવારે કે શતેમતસ્સુગરાએ તે પરંદાની જબાની સાંભલી, તે વખત આપને હોશ ન રહીઉ જમીન ઉપર પડી ગએઆ, માથાને કુટવા લાગા રોવા લાગા, અને પુકારવા લાગા કે અઈ બાવાજી હુસેન, અએ મારા દાલના ચએન, અએ મારી આંખોના નુરલઅઈન, સાહેબ આ સુગરાને મુકીને આપ જન્નતલશીરદાસમાં પધારી ગએઆ, અરે આ સુગરા હવે કેના સહારાથી જીવસે.

અઈ એખવાનો શતેમતસ્સુગરાએ તે માતમ બરપા કીધું કે તમામ મદીનાની બઈરીઓ એકઠી થઈ ગઈ, સઘલી બઈરીઓ પણ માતમ કરવા લાગી અને રોવા લાગી, તાકે મગરીબનું વખત થીઉ. તે પરંદા ત્યાંથી ઉડેઓ, અને મદીના મુનવ્વરની બાહાર એક બાગ હતું, તે બાગ યહુદીનું હતું, તે બાગ માંહે એક ઝાડ હતું, તે ઝાડના ઊપર તે પરંદા આવીને બેઠો.

રાવી રીવાયત કરેછે કે મદીના મુનવ્વર માંહે એક યહુદી હતો, તે યહુદીની એક દીકરી હતી, તે દીકરી બેઊ આંખોથી આંધલી હતી, માઅજુર હતી, પાઅને બેઊ હાથ પણ લુલા હતા, અને રગતપીતની બીમારી પણ હતી. તે યહુદીએ તે દીકરીને બાગમાં રાખી હતી, અને તે યહુદી પણ તે બાગમાં રહેતો હતો? કજારા ઇતેફાક આ બનીઊ કે તે દીવસે યહુદીને કોઈ કામ પડીઊ, તે કામના વાસતે તે યહુદી મદીના મુનવ્વર માંહે આવીઓ, અને પોતાના કામમાં મશગુલ થીઓ, તાકે રાત પડી ગઈ. તે યહુદીને પોતાના બાગમાં જાવું ઈમકાન ન થીઊ, તે યહુદીની દીકરીએ જાણીઊ કે મારા બાવાજી હજી સુધી કેમ આવેઆ નહીં, તે છોકરી ફીકરમાં પડી.

અએ એખવાનો જેવારે રાત ઘણી ગઈ, અને તે છોકરીને પણ યકીન થીઉ

કે હવે મારા બાવા નહીં આવે, તેવારે તે છોકરીને ખૌફ આવીઉં, સા વાસતે કે તે છોકરી એકલી હતી, એનું બાપ એની સાથે વાતો કરતો તેથી તે છોકરીને ગમતું અને સુઈ જાતી હતી.

અએ એખવાનો જેવારે તે છોકરીને ઊંઘ ન આવી, અને રાત પણ ઘણી ગઈ તેવારે તે છોકરી પોતાના મકાન માંહેથી ઊઠી અને બાગમાં ફરવા લાગી, તાકે તે છોકરીનુ ગુજંર તે ઝાડની નીચે થીઊં કે જે ઝાડ ઉપર તે પરંદા બેઠો હતો, તે પરંદા માતમ કરી રહુઓ હતો; તે છોકરી તે પરંદાનું અવાજ સાંભળીને નેહાયત ઘબરાણી, અને પોતાના નફસમાં ફીકર કરવા લાગી, અને કહેવા લાગી કે આ ઝાડ ઉપર રાતને સમે કોણ રોઇ રહીઉંછે? અને વીલાપ કરી રહીઊંછે; એટ કહીને પોતાના માથાને તે ઝાડની તરફ ઊંચું કીધું, અને તે પરંદાના બાલ વ પર માંહેથી લોહી ટપકતું હતું તે માંહેથી એક ટીપું લોહીનું તે છોકરીની આંખ ઉપર પડીઉં કે તે છોકરીની આંખમાં ફીલફોર નુર આવી ગીઊં, અને તે છોકરીએ આંખ ખોલી દીધી, અને પાછું બીજી આંખ ઊપર બીજું ટીપું લોહીનું પડીઊં કે તે છોક રીની બીજી આંખ પણ રોશન થઈ ગઈ. તે બાદ પાછું બીજું ટીપું લોહીનું, તે છોકરીના બેઉ હાથ ઉપર પડીઊં, તે વખંત તે બેઉ હાથ લુલા હતા તે સારા થઈ ગીઆ, તે બાદ પાછું લોહીનું ટીપું ચોથી વખંત પડીઊં કે તે છોકરીએ તે લોહી ના ટીપાને પોતાના બદન ઊપર લગાડી દીધું, જેથી તે છોકરીનું બદન રગતપીતનું હતું તે ફાર થઇ ગીઉં. તે છોકરી તે બાગમાં તે ઝાડની નીચે બેસી રહી અને આખી રાત તમામ કીધી.

અઠ હુસેનના અઝાદારો, જેવારે ફજરનું વખંત થીઆ, તેવારે છોકરીનું બાપ યહુદી આવીઆ, જુએછે સું કે તે છોકરી તે બાગમાં ફરી રહીછે, અને તે બાગની સએર કરી રહીછે. યહુદીએ સવાલ કીધું કે અઠ છોકરી તું કોનછે? કાંહાંથી આવીછે? અને આ બાગમાં એક મારી દીકરી હતી, તે છોકરીના બેઉ

હાથ ભુલા હતા, અને આખા બદનમાં રઅતપાતના બીમારી હતી તે છોકરી કાંહાં ગઈ.

અઈ એબવાનો ભાઈ જાનો, તે, છોકરી કહેવા લાગી અએ યહુદી ખુદાના કસમ હું તારી દીકરીછું. તે યહુદી કહેવા લાગો કે અઈ છોકરી તું તો સંહી સલા મતછે, અને મારી છોકરી તો બીમાર હતી. તે છોકરી કહેવા લાગી કે અઈ બાવા જેવારે તમો મને મુકીને ગઈઆ, અને તમો પાછા ન આવેઆ તેવારે મને ખોફ આવેઓ. હું મારા મકાન ઉપરથી ઉઠી અને એક ઝાડની નીચે આવીને ઉભી રહી. હું સાંભલુંછું કે તે ઝાડ ઉપરથી એક રોવાનું અવાજ આવી રહે ઓછે. મેં મારા માથાને તે ઝાડની તરફ ઉંચો કીધો. તે ઝાડમાંથી એક કંતરો ખુનનો મારી આંખ ઉપર પડેઓ, કે તેજ વખત આંખ રોશન થઈ ગઈ. અઈ બાવા તે પછી પાછું મેં મારા માથાને બીજી વખત ઉંચું કીધું. વલી એક ખુનનો કંતરો મારી બીજી આંખ ઉપર પડેઓ, કે પાછી બીજી આંખ પણ રોશન થઈ ગઈ. અઈ બાવા એજ મીસલ ખુનના કંતરા પડતા જાએ અને મારા બદન માંહે શફા થાતી જાએ, તાકે સઘલું જીસમ ખુનની બરકતથી સાફ થઇ અઈઉં.

અએ હુસેનના શીઆં અને ગુંલામો, જેવારે તે યહુદીએ છોકરીના આ કલામ સાંભલેઆ, તેવારે ઘણું તાઅંજુબ થીઓ અને કહેવા લાગો કે અએ છોકરી તું આ સું વાત કરેછે? છોકરી કહેવા લાગીકે બાવા તમે મારી વાત સાચી ન માનો તો ચાલો હજી તે પરંદો ઝાડ ઉપર બેસેલોછે.

રાવી બયાન કરેછે કે તે યહુદી અને તે છોકરી બેઉ જણાં તે ઝાડની નીચે આવેઆ, યહુદી જુએછે સુંકે તે પરંદા બેસેલો છે અને વીલાપ કરી રહેઓછે. તે યહુદી આ અમરને જોઈને ઘણો તાઅંજુબ થીઓ, અને પોતાંના દીલમાં ફીકર કરવા લાગો કે આ પરંદાના બાલ વ પર લોહીથી ભરેલાછે, આ સું સબબ હસે? તે બાદ તે યહુદી તે પરંદાની તરફ મુખાતીબ થઈને કહેવા લાગોકે અએ પરંદા, હું

તમને ખુદા તાઅઁાલાના કસમ દઉં છું કે તમે મારી સાથે વાત કરો. તમે કાંહાંથી આવેઆ છો? અને તમારા બાલ વ પરમાં કેનું ખુન ભરેલું છે? અઈ પરંદા આ અમરની હકીકત બયાન કરો.

રાવી પુરઅઁમ બયાન કરેછે કે ખુદા તઅઁાલાએ તે પરંદાને જબાન આપી. તે પરંદા ફસીહ જબાનથી કહેવા લાગો કે અઈ યહુદી ગઈ કાલે કેટલાક પરંદાઓ એક ઝાડ ઉપર બેઠા હતા, અને હું પણ તે પરંદાઓમાં શામીલ હતો, અમો સઘલા દાણા પાણીની ફીકર કરી રહેઆ હતા, અને લુ પણ ઘણી સખત લાગતી હતી, એટલામાં એક પરંદા ઉડતો ઉડતો આવેઓ, અને અમારી સામે તે ઝાડ પર આવીને બેઠો, અને અમારી તરફ મુખાતીબ થઇને કહેવા લાગો કે અઈ પરંદાઓની જમાઅત, તમે સું દાણા પાણીની ફીકર કરી રહેઆછો, અરે મુહમદલ મુસતફાની દીકરીના દીકરા હુસેન, અલી અલ આલાના નુરલઅઈન ફાતેમતજજેહેરાના દીલના ચએન, કરબલાની જમીન માંહે બલતી રેતી ઉપર પડેઆછે, કાતલ સીના ઉપર સવારછે, આકા પાણી પાણી પુકારી રહેઆછે, કાતલ સુખા ગલા ઉપર ખંજર ફેરવી રહેઓછે. અઈ યહુદી અમો સઘલા પરંદાઓ તે પરંદાના આ કલામ સાંભલીને તેજ વખત તે ઝાડ ઉપરથી ઉડેઆ, કે અમે સઘલા કરબલાની જમીન માંહે પોહોંચેઆ. અઈ યહુદી જે વખત અમો કરબલા માંહે પોહોંચેઆ તે વખત આકા હુસેન શહીદ થઈ ચુકા હતા, આપનું માથું મુબારક ભાલાની નોક ઉપર હતું, આપનું જીસમ અકદસ જમીન ઉપર પડીઉં હતું, અને આપનું ખએમો બલી રહેઓ હતો, આપના અહેલે બએતને મલાઇનો કુફીઓએ કએદ કીધા હતા. અઈ યહુદી તે બાદ અમે સઘલા પરદા આકા હુસેનના ખુનમાં બાલ વ પરને રંગેઆ, અને હું મદીના મુનવ્વર માંહે રસુલિલ્લાહને ખબર કરવા વાસતે આવેઓ.

અઈ એખવાનો ભાઇજાનો મહેરબાનો, ખુદાતાઅઁાલા તમારી બંડાવે શાનો,

અર્ફ એખવાનો જેવારે તે યહુદીએ તે પરંદાની જબાનથી આ કલામ સાંભલેઆ, તેવારે તે યહુદીએ પોતાના દીલમાં ફીકર કીધી કે આ હુસેન હકના ઈમામ ન હતે તો એના ખુનમાં શશ ન હતે, તે વાસતે આ હુસેન હકના ઇમામછે, ખુદા તાઆલાના નજદીક એના વાસતે મુકામછે. તે બાદ તે યહુદી ઈસલામ લાવેઓ, અને તે યહુદીની કોમમાંથી પાંચસો (૫૦૦) માણસો ઈસલામ લાવેઆ. આમીન યા રબિલ આલમીન.

## રિવાયત ૧૮ મી. મૌલાના અલ હુસેન અલેહિસ્સલામ ઉપર એક પહેલવાનનું ચડી આવવું, તેને આપે ગએબની ખબર કહેવાના બયાનમા.

માઆશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅત રિવાયત માંહે આવીઉછે કે જેવારે મવલાના હુસેન અલેહિસ્સલામના ભાઈઓ અને ભાનજા અને ફરજંદો અને સઘલા અસહાબ શહીદ થઈ ગીઆ, આપ એકલા બાકી રહી ગીઆ, ઉમર બીન સાઅદના લશકરથી "હલમિન મુબારેઝુન" ની નીદા આવી કે કોઈ નીકલનાર હોએતો નીકલે, તેવારે મૌલાના હુસેન અલેહિસ્સલામ ખેમાંથી બાહાર નીકલેઆ, આપે ચાહીઉ કે ઘોડા ઉપર સવાર થાએ. આપ ઘોડાની રીકાબ પકડીને ઉભા રીઆ, આપ જમણી તરફ અને ડાબી તરફ જોવા લાગા, અને ફર માવા લાગાકે અર્ફ બેટા અલી અકબર સું રણના મએદાનમાં સુતેલાછો, અરે ઉઠો, બાવાજીની રીકાબ પકડીને ઘોડા ઉપર સવાર કરો. એવીરીતે આપ ફરમાવીને ઘણાં રોએઆ.

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાનો, રાવી પુરગંમ બયાન કરેછેકે આકૉ હુસેનની બેહેન જંએનબ અલેહિસ્સલામે આ કલામ સાંભલેઆ, આપ ખએમાંથી બાહાર આવેઆ અને ફરમાવા લાગાંકે, અઈ મામ્રુ માં જાએઆ ભાઈ હુસેન અલેહિસ્સલામ, આ બેહેન જંએનબને અને સઘલી બીબીઓને અને બચ્ચાંઓને આ જંગલ વએરાનમાં કેના ભરોસે મુકીને પધારોછો, અરે પેહેલાં મને કંતલ કરો તે બાદ આપ પધારો. તે બાદ જંએનબ ઘણાં રોએઆ, તાકે આપને ગંશ આવી ગઈઉં. મૌલાના હુસેને જંએનબને ઉઠાડેઆ, અને સીનાથી લગાડીને ફરમાવા લાગા કે અઈ બેહેન જંએનબ હમણુંથી કેમ ઘભરાઓ છો? અરે હજીતો મુસીબત ઘણી ઉપાડવી છે, અઈ બેહેન મારા બાદ આ મલાઈંનો, કુફીઓ, ખઈમાને બાલસે, તમારા માથાની ચાદરો છીની લેસે, તમારી બાજુંને રસીથી બાંધસે, તમને ઉંટની ખુલી પીઠ ઉપર સવાર કરસે, અને ધમેંશકે માંહે યજીદ પલીદની દરબાર માંહે તમને ઉભા કરસે, તે પછી તમારી રેહાઈ થાસે, તે વાસતે અઈ બેહેન સબર કરજો, સબર કરજો, કાલાવાલા ન કરજો, નાના નબીની ઉમ્મતના હકંમાં બદ દોઆ ન કરજો, જે મુસીબત આવે તેને ખુશી થઈને ઉપાડી લેજો, અને આ મારી દીકરી સકીનાને મારી મારફક પેઆર કરજો, છાતી ઉપર સુવડાવજો, તાકે સકીના એમ જાણે કે મારા બાવા હુસેન જીવતા છે.

માઅંશરલ એખવાનો, નબીઅલ ઈમાનો, રાવી પુરગંમ બયાન કરેછે કે આ વસીયત મૌલાના હુસેન અલેહિસ્સલામની જંએનબે સાંભલી તે વખંત આપ ઘણાં રોએઆ, અને ફરમાવા લાગાકે આજ દીને બાવા અંલી કંતલ કરવાણાં, અને માં ફાતેમતજંજંહેરા વફાત કરવાણા, અને ભાઈ હસનને જેંહેર મલઉ, અઈ બારી અંલ બરાયા, આ જંએનબનું મૌત કાંહાં ગઈઉં? અરે આ જંઈનબને મૌત કેમ નથી આવતું? અઈ એખવાનો તે બાદ જંએનબે આકૉ હુસેન અલેહિસ્સલામની રીકાબ પકડીને ઘોડા ઉપર આપને સવાર કીધા.

માઅ્શરલ મોઅમેનાન, મોઅમેનીનની જમાઅત, અરે જમાનાનું શું ઈનકેલાબછે કે બેહેન ભાઈને ઘોડા ઉપર સવાર કરે, અજબ પસતાવોછે કે તે વખત આસમાન કેમ ન ટુટી પડીઉં.

રાવી જાનસોઝ લખેછે કે તે બાદ મોલાના અલ હુસેન એલેહિસ્સલામ રણના મએદાનમાં આવેઆ, તે કૌમ ઉપર સખત થીઆ, એક મકતલ ઝુમને કતલ કીધી. જેવારે મલાઈનો કુફીઓએ જોયું કે એ હુસેન આલેહિસ્સલામનું મુકાબલો કોઈ કરી શકે એવું માલમ પડતું નથી, તેવારે મલાઈનો કુફીઓએ ઉમર બીન સાઅદને, ખુદાની લાઅનત એ ઉમર બીન સાઅદ ઉપર, કહેવા લાગાકે અએ ઉમર બીન સાઅદ, કોઇની મકદુર નથીકે હુસેન અલેહિસ્સલામનું મુકાબલો કરે, હાં અગર મુકાબલો કરે તો એના લશકરમાં એક પહેલવાનછે જેને પઝીદ પલીદ મોકલીઉંછે, તે પહેલવાન મુકાબલો કરે.

રાવી બયાન કરેછે કે ઉમર બીન સાઅદ, ખુદાની લાઅનત એ ઉમર બીન સાઅદ ઉપર, મલઉને હુકમ કીધો કે હાં જલદીથી તે પહેલવાનને હાજર કરો. લઈનના હુકમ મોઆફીક તે પહેલવાન તમામ હથીઆર પેહેરીને હાજર થીઓ, અને અરજ કીધી કે અએ ઉમર બીન સાઅદ, શું હુકમછે? લઈન કહેવા લાગો કે અએ પહેલવાન આ મએદાનમાં એક સવાર ઉભોછે, એનું માથું જલદીથી લાવ. તે પહેલવાન કહેવા લાગો કે ઘણું સારૂં, અમીરનું હુકમ આંખ અને માથા ઉપરછે. એવી રીતે કહીને તે પહેલવાન તીઆંથી ચાલેઓ, અને મએદાનમાં આવેઓ, પોતાના ઘોડાને જોલાન આપવા લાગો, અને કહુવા લાગો કે અએ સવાર તમે શું ફીકરમાં ઉભાછો? તમારી અજલ આવી પોંહોંચી. અરે આ તલવાર તે તલવારછે કે અગર પાહાડ ઉપર પડે તો પાહાડનાબી ટુકડા થઈ જાએ. અને આ ભાલો તે ભાલો છે કે અગર આસમાંનમાં ફેકું તો આસમાના તારા પાડી નાખે.

રાવી લખેછેકે તે પહેલવાનના કલામ સાંભલીને આકા હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગાકે અઇ પહેલવાન મને કોઈ શએની ફીકર નથી, અને ફીકરછે તો ફકત તારી દીકરીની ફીકરછે. તે પહેલવાને અરજ કીધીકે અઇ સવાર તમને મારી દીકરીની શું ફીકરછે? મોલાના અલ હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અઇ પહેલવાન જે વખત તમને યજીદપલીદનું હુકમ થીઉં કે અઇ પહેલવાન તું કુફા માંહે જા, અને અબદુલ્લાહ બીન જીઆદ, ખુદાની લાઅનત એ અબદુલ્લાહ બીન જીઆદ ઊપર, તને જે લડાઈ ઉપર મોકલે તે લડાઈ ફતે કર. લઈને યજીદ પલીદના હુકમને તેં માથે ચડાવીઉં અને તું તઈઆર થઇને તારા ઘરથી નીકલવા લાગો, તે વખત તને તારી દીકરીએ શું કહીઉં અને કઈ ચીજની વસીયત કીધી? તે વસીયતને તું યાદ કર. પહેલવાને અરજ કીધી કે અઇ સવાર મારી દીકરીએ શું વસીયત કીધી છે? મને કંઈ ખબર નથી. આપ ફરમાવા લાગા કે અઇ પહેલવાન કેમ ભુલી જાએ છે તને તારી દીકરીએ નહીં કહીઉં કે અઇ બાવાં તમે જાઓછો, તે અગર ખુદા તાઆલા તમારા હાથ ઉપર લડાઈ ફતે કરે, અને જે વખત તમે સહી સલામતથી પાછા વલો તે વખત મારા વાસતે યાકુતની એક અંગુઠી લેતા આવજો. અઇ પહેલવાન હું એજ ફીકરમાં છું, કે અગર હું તને કતલ કરીસ તો તારી દીકરીનો ઉમેદ એના દીલમાંહે રહી જાસે.

અઇ એખવાનો ભાઇજાનો મહેરબાનો, જે વખત કે તે પહેલવાને આકા હુસેનની જબાન મુબારકથી આ કલામ સાંભલેઆ તે વખત પોતાના હથીઆરને જમીન ઉપર નાખી દીધા, અને ઘોડા ઉપરથી જમીન ઉપર ઉતરી પડેઓ, અને હાથ જોડીને અરજ કરવા લાગો કે અઇ સવાર તમે કોનછો? કાંહાંથી આવેઆછો? અને શું તમારૂં નામછે? અરે અઇ સવાર તમે ફીરશતાછો, યા જીબરઇલછો, કોનછો? તમારા નામને અને તમારા ગામને જાહેર કરો. અરે અઇ સવાર

હું ખુદાના કસમ ખાઇને કહુંછું કે મારી દીકરીએ મને અંગુઠીનું કહીઉં તે વખંત મારા ઘરમાં હું અને મારી દીકરીના સીવાએ બીજું કોઈ શખંસ નહોતું, અને તમારી પાસે તે અંગુઠીની વાત કોણે કીધી? અએ સવાર તમે તમારા નામને અને ગામને જંલદીથી જાંહેર કરો. સું તમારૂં નામછે, અને કઇઉં તમારૂં મુલકછે, અને તમે સું સબબ વાસતે અહીઆં આવેઆ હતા તાકે આ મહેનત અને બલા અને આફત માંહે ફસી ગએઆ છો.

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાનો, રાવી પુરગંમ બયાન કરેછે કે આકાં હુસેન અલેહિસંલામ ફરમાવા લાગા કે અએ પહેલવાન, મને રસુલિલાંહ સલંલા અલઇહે વ આલેહી ફરમાવી ગઇઆ છે કે અએ મારા પેઆરા હુસેન, જેવારે તમારૂં કુફે જાવું થાએ, અને તમને કુફાના લોકો કરબલાની જંમીનો માંહે ઘેરી લીએ, અને તમારા ફરજંદો અને ભાઇઓ અને ભતીજા, અને ભાનજા, અને સઘલા અસંહાબ વફાદાર, મલાઈંના કુફીઓ, કંતલ કરી નાખે, અને તમે ફકંત એકલા બાકી રહો, તમે રણનાં મએદાન માંહે આવો, અને તમારા મુકાબલા ઉપર દેલમના પહેલવાન આવે, તેવારે તમે એ પહેલવાનને અંગુઠી યાકુતની આપનો, તે વાસતે અએ પહેલવાન તમે આ અંગુઠીને લઈ જાઓ અને તમારી દીકરીને આપો.

અએ હુસેન અલેહિસંલામના અંજાદારો અને માતમદારો, અને ગંમખોઆરો જે વખંત આકાં હુસેન અલેહિસંલામના કલામને પહેલવાને સાંભલેઆ, તે વખંત કહેવા લાગો કે અએ હુસેન, રસુલિલાંહને અને તમને સું કંરાબત છે? આકાં હુસેન કહેવા લાગાકે અએ પહેલવાન, હું રસુલિલાંહ સલંલા અલઇહે વ આલેહીની દીકરી ફાતેમતજંજંહેરાનો દીકરોછું, અંલી અલ મુરતંજાંનો દીલબંદછું. મલાઈંના કુફીઓએ મને કાગલ લખીઉ, ને મહેમાન કરી બોલાંવીઓ અને મહેમાનીને બદલે આ મુસીબત અને બલાનું દીવસ દેખાડેઓ.

અએ એખવાનો જેવારે તે પહેલવાને આકાં હુસેન અલેહિસ્સલામની ઝબાન મુબારકથી આ કલામ સાંભલેઆ, તેવારે તે પહેલવાને માથા ઊપરથી પાઘડી ફેંકી દીધી; પોતાનાં ગીરેબાનને ફાડી નાખીઉં, માથા ઊપર ખાક ઊડાવવા લાગો, અને રોવા લાગો, પીટવા લાગો, અને કહેવા લાગો કે અએ મારા ઇમામ અએ ખંલકના હમામ, ગુંલામ જનાબના મુકાબલા ઉપર આવેઓ અને મોહોડા થી વધારે સુખન બોલેઓ તે મારી ખંતા અંઝીમ થઈ, તે આપ મોઆંફ કરીદ, અને ગુંલામને રજાં આપીએ તાકે આ મલાઈંનો કુફીઓને કંતલ કરૂં. મવલાના હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અએ પહેલવાન તમારી મુકદ્દરમાં શહાદત લખી નથી, અએ પહેલવાન આ અંગુઠી લઈ જાઓ અને તમારી દીકરીને આપો.

અએ એખવાનો તે પહેલવાન અંરજં કરવા લાગો કે અએ રસુલિલ્લાહના નવાસા, ત્રણ દીવસના ભુખેઆ અને પેઆસા, સાંહેબ મને ફરમાવોછો કે તું જા અને તારી દીકરીને અંગુઠી આપ, તે મવલા આપ સંહી ફરમાવોછો, વલેકીન જેવારે કયામતનું દીવસ આવસે અને આપના નાના રસુલ, અલ્લાહના મકંબુલ, મને સવાલ કરસેકે અએ પહેલવાન તુંએ મારા દીકરા હુસેનને કેમ યારી ન દીધી ? તેવારે ગુંલામ સું જવાબ દેસે. મવલાના અલ હુસેન ફરમાવા લાગાકે અએ પહેલવાન તે વખંત હું તમારી તંરફથી જવાબ દઈસ, કે અએ નાના રસુલલ્લિાહ, સાંહેબ આ પહેલવાન મારી યારી વાસતે આવેઓ હતો, તે વખંત રસુલિલ્લાહ તમારાથી ખુશ થાસે, અને તમને જનંતમાં દાખીલ કરસે. મગર અએ પહેલવાન હું તમને વસીયત કરૂંછું કે જે વખંત તમારા નજંદીક થંડુ પાણી આવે, યા જમણ આવે, તે વખંત મારી ભુખ અને પેઆસને યાદ કરજો.

રાવી લખેછે કે તે બાદ પહેલવાને અંગુઠી લીધી, અને રોતાં રોતો પોતાનાં શેહેરની તંરફ ચાલેઓ, તાકે મનઝંલો તંએ કરતો કરતો પોતાના ઘરમાં આવી

પોંહોંચેઓ. તે પહેલવાનની દીકરીએ ખઁઓરે આફીયતની ખબર પુછી, તે બાદ તે છોકરીએ સવાલ કીધું કે અએ બાવા તમે અંગુઠી લાવેઆ?

રાવી બયાન કરેછે કે તે છોકરીએ અંગુઠી નું સવાલ કીધું કે તે પહેલવાને એક આહનું નારો મારેઓ, અને રોવા લાગો. તે છોકરી કહેવા લાગીકે અએ બાવા મેં અંગુઠીનું સવાલ કીધું તેમાં તમે રોવોછો તેનું શું સબબછે ? તે પહેલવાન કહેવા લાગો કે અએ મારી દીકરી હું અંગુઠી લાવેઓછું લેકીન એ અંગુઠી વાસતે કીસ્સો અજીબછે. છોકરી કહેવા લાગી કે અએ બાવા એ કીસ્સાને બયાન કરો.

અઙ એખવાનો ભાઈજાનો રાવી બયાન કરેછેકે તે પહેલવાન કહેવા લાગો કે અઙ મારી દીકરી જેવારે હું તારાથી વદાએ થઇને ચાલેઓ તાકે કુફામાં આવેઓ. મને અઁબદુલ્લાહ બીન જીઆદનું, ખુદાની લાઅઁનત એ અઁબદુલ્લાહ બીન જીઆદ ઉપર, હુકમ થીઓ કે અઙ પહેલવાન, તમે કરબલામાં જાઓ અને તમને ઉઁમર બીન સાઅઁદ કહે તેનું માથું કાપી લાવજો. અઙ દીકરી હું લઈંનના હુકમ મોઆફીક કરબલામાં આવેઓ, મલઉંન ઊઁમર બીન સાઅઁદે હુકમ કીધો કે અએ પહેલવાન આ મએદાનમાં એક સવાર ઊભોછે તેનું માથું કાપી લાવ. અઙ દીકરી હું મએદાનમાં આવેઓ, જોઉંછું શું કે એક સવાર ઉભોછે, તેનું બદન જેંખમોથી ચુરછે. મેં તે સવારને સવાલ કીધું કે અઙ સવાર તમે કેવી ફીકરમાં ઉભાછો તમારી અજલ આવી પોંહોંચી. અઙ દીકરી તે સવારે મને શું જવાબ દીધો કે મને કોઈ ચીજંની ફીકર નથી વલેકીન ફીકરછે તો ફકંત તમારી દીકરીની ફીકરછે. અઙ દીકરી મેં સવાલ કીધો કે અએ સવાર તમને મારી દીકરીની શું ફીકરછે, હું તો તમારા કંતલ વાસ્તે આવેઓછું. અએ બેટા તે સવાર કહેવા લાગો કે અએ પહેલવાન તારી મકદુર નથી કે તું મને કંતલ કરે અને તું મારો કાંતલ પણ નથી, અને હું ચાઊંછુંકે તમંને કંતલ કરૂં મગર મને રહેમ

આવેછે કે જો હું તમને કતલ કરીસ, તો તમારી દીકરીએ તમને યાકુતની અંગુઠી ની વસીયત કીધીછે કે અઈ બાવા જેવારે તમે લડાઈ ફતે કરીને પાછા ફરો તેવારે મારા વાસતે યાકુતની અંગુઠી લેતા આવજો. વાસતે અઈ પહેલવાન તમારી દીકરીનો ઉમેદ એના દીલમાં રહી જાસે, વ ઇલ્લાં નહીં તો તમારૂં કતલ કરવું આસાનછે. અઈ દીકરી તે સવારની ઞઅબની વાત સાંભલીને હું હએરતઝદા થીઓ, અને પુછવા લાગો કે અઈ સવાર, તમે કોનછો, કાંહાંથી આવેઆછો, તમારૂં નામ સુંછે. તે સવાર રોવા લાગા અને કહેવા લાગા કે અઈ પહેલવાન હું નબી મોહમદલ મુસતફાની બેટી ફાતેમતઝ્ઝહેરાનો દીકરોછું, મારૂં નામ હુસેનછે, હું મદીના મુનવ્વરનું રહેનારછું અઈ પહેલવાન આ મલાઇનો કુફીઓએ મને મહેમાન કરી બોલાવેઓ તાકે આ મહેનત અને આ બલાના દીવસો દેખાડેઆ, અઈ પહેલવાન મારા ભાઈઓ, અને ભતીજા, અને બેટા, અને ભાનજા, અને સઘલા અસહાબ વફદારને આ મલાઇનોએ કતલ કીધા, હવે ફકત હું એકલો બાકી રહેઓછું, તે ઘડી બે ઘડીનો મહેમાન છું. અએ બેટા જે વખત મેં હુસેનના કલામ સાંભલેઆ તે વખત મેં મારા હથીઆરને ફેંકી દીધા, અને રોવા લાગો અને બેઉ હાથ જોડીને અરજ કીધી કે અએ આકા હુસેન અએ રસુલલ્લાહના નુરલઅએન, અએ ફાતેમતઝ્ઝહેરાના દીલના ચએન, ગુલામથી ખતા અઝીમ થઇછે, આ સઘલા શોહદાઓની હુરમતથકી વ દુવાથકી મોઆફ કરીએ અને રજા આપીએ તાકે ગુલામ આ મલાઇનો કુફીઓને કતલ કરે. અએ મારી દીકરી મેં ઘણાં કાલાવાલા કીધા પણ આપે રજા ન આપી, અને ફરમાવા લાગાકે અએ પહેલવાન તમારી મુકદ્દરમાં શહાદત લખી નથી વાસતે તમે અંગુઠી લઈ જાઓ, અને તમારી દીકરીને આપો અએ બેટા મેં તે અંગુઠી લીધી અને રોતાના હાલમાંહે વદાએ થીઓ. અએ બેટા હું જે વખત વદાએ થીઓ તે વખત આપ ફરમાવા લાગાકે અએ પહેલવાન તમારા નજદીક જમણ આવે યા પાણી આવે તો તમે મારી અને મારા અહેલે બએતની ભુખ અને પેઆસને

યાદ કરજો, તે પછે જમણ જમજો અને પાણી પીજો, એટલી આપે વસીયત કીધી તે બાદ મને વીદાએ કીધો. હું તયાંથી આવ્યો તાકે મનજંલો તંએ કરતો કરતો યાંહાં આવી પોંહોંચીઓ.'

અય એખવાનો ભાઇ જાનો જે વખંત તે પહેલવાનની દીકરીએ પોતાના બાપના મોહોડાથી આ જીકર સાંભલેઓ, તે વખંત નેહાયત માતમ કીધો, અને કહેવા લાગી કે અય આકા હુસેન અલેહિસ્સલામ આ આપની બાંદી આ અંગુઠી ઉપર આપનું ઈમાન લાંઉછું.

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાનો, તે બાદ તે પહેલવાનની દીકરી હમેશા મોલાના અલ હુસેન અલેહિસ્સલામનું માતમ કરતી, તે બાદ જમણ જમતી અને પાણી પીતી. અય મારા ભાઈઓ અને બેહેનો તમારા નજંદીક જમણ ઇયા પાણી આવે તો ભલા હુસેન અલેહિસ્સલામની ભુખ અને પેઆસને યાદ કરજો તે બાદ જમણને જમજો અને પાણીને પીજો. તે પછી યજીદ, અને અંબદુલ્લાહ જીઆદ, અને ઉંમર બીન સાઅંદ, અને શીમ્ર, અને સઘલા મલાઈનો કુફીઓ ઉપર લાઅંનત બોલજો, તાકે જન્નત નસીબ થાએ. જેમ ઉલમાઓ માંથી બાઅંજે પોતાની નસીહતમાં ફરમાવેછે.

પાંણી તું પીને બોલજે લાઅંનત યજીદપર,
જન્નત નસીબ થાસે એ લાઅંનતને વાસતે.

આમીન યા રબીલ આંલમીન.

# રિવાયત ૧૯ મી. મૌલાના હુસેન અલેહિસ્સલામે મોઅજેજાંથી શીમર લઈનને પાણીનો ચશમો દેખાડેઓ તેના બયાનમાં.

માઅેશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅેત રાવી પુરગંમ બયાન કરે છેકે જેવારે તે પહેલવાનને મૌલાના અલ હુસેને વદાએ કીધા, અને તે પહેલુવાન તીઆંથી ચાલેઓ, તેવારે મલાઈનો, કુફીઓ આપના ઉપર એકદમ હુમલો કરીને ઝુકી આવેઆ, કોઈએ તલવાર મારી તો કોઈએ ભાલો મારેઓ, કોઇએ તીર મારેઓ તો કોઈએ પથર મારેઓ, તાકે આપનું જીસમ અકંદસ જંખમોથી ચુર થઇ ગઈઉં. આપને જંઈફી ઘણી થઈ ગઈ, પગથી રીકાબ છુટી ગઈ, ઘોડાએ જોઈઉં કે મારો સવાર પડી જાસે, તેજ વખંત ઘોડો જંમીન ઉપર બેસી ગએઓ અને આપને આહીસતાથી ઉતારી દીધા.

અફ એખવાનો ઘોડો જંમીન ઉપર બેસીને આપને આહીસતાથી કેમ ન ઉતારે, અરે ઘોડાને રસુલિલ્લાહની વસીયત હતી કે અફ ઘોડા તમે કરબલામાં જાઓ તો તમારા સવાર હુસેન અલેહિસ્સલામને પડવાં ન દેસો, તેજ વાસ્તે ઘોડાએ આપને આસતેથી જંમીન ઉપર ઉતારેઆ. આપ કીબલાની તરફ ઝુકેઆ, આપને ગંશ આવી ગઈઉં, તે વખંત આપની બહેરી ઓંતેકા ખઈમાના દરવાજાં ઉપર ઊભી હતી, તેણે જોયું કે મારા શોહર ઓંલી જવહર ઘોડા ઉપરથી જંમીન ઉપર પડેઆછે, તે ઓંતેકા બહેરી ખઈમાથી ચાલી, તે આપના નજંદીક આવી, અને આપને જંમીન ઉપરથી ઉઠાડેઆ, અને આપના મોંહ ઉપરથી લોહી લુછી નાખીઉં, અને આપને બેસાડેઆ, અને તે ઓંતેકા બહેરી

પણ પાસે બેઠી. એટલામાં મલઉન ઉમર બીન સાઅદે હુકમ કીધો કે અઈ સવાર સું જોઈ રહેઆછો? જાઓ હુસેનનું માથું કાપી લાવો, અને હુસેનના ખઈમાને બાલો, અને એના અહેલે બએતની ઓડનીઓ છીનીલેઓ, અને સઘલો અસબાબ લુટીલીઓ.

અઈ એખવાનો મલઉનનું હુકમ સાંભલીને મલાઈનો કુશીઓ ખએમાની તરફ દોડઆ, અને શીમર, ખુદાની લાઅનત એ શીમર ઉપર, મૌલાના અલ હુસેનની તરફ આવીઓ, લઈન છેટે ઉભો રીઓ, જાણતો હતો કે હુસેન અલેહિસ્સલામનુ માથું બદન અંતહરથી જુદુ કરવું કંઈ સહેલ નથી, અને આપને હએબત પણ ઘણી હતી તે વાસતે લઈન સીઓનનો ટુકડો, છેટે ઉભો રીઓ. તે બાદ લઈને પુકારીઉં કે અઈ હુસેન સું જમીન ઉપર પડી રહેઆછો, ઉઠો તમારો ખઈમો બલી ગીઓ, અને તમારા અહેલે બએતની ઓડનીઓ છીની લીધી.

રાવી લખેછે કે શીમર લઈનનું અવાજ આપના કાનમાં આવીઉં, આપને જોશ આવીઊં, ઊઠીને ઉભા થીઆ, તલવાર હાથમાં લીધી, અને થોડુંક ચાલેઆ કે આપને પાંછું ગશ આવી ગઈઊં અને જમીન ઊપર પડી ગીઆ, આપ ઘણા જઈફ થઈ ગીઆ હતા.

અએ એખવાનો જેવારે શીમર લઈને જોયું કે હવે હુસેન અલેહિસ્સલામમાં બીલકુલ તાકત નથી તેવારે કમ્મરથી ખંજર કાહાડેઓ અને આગલ ચાલેઓ, તાકે આપ પડેઆ હતા ત્યાં આવેઓ, આવતાંજ પહેલાં પગથી ઠોકર મારી, ખુદાતાઆલા એ લઈનના પગને કતા કરજો, તે પછી આપના સીના અકદસ ઊપર સવાર થીઓ અને ચાહીઉં કે આપની ગરદન ઉપર ખંજર ફીરાવે.

રાવી પુરઅમ બયાન કરેછેકે આકા હુસેને આંખ ખોલી અને ફરમાવા લાગા કે તું કોનછે? લઈન કહેવા લાગો હું શીમરછું. આકા હુસેન ફરમાવા લાગાકે અઈ શીમર સું ઇરાદોછે? લઈન કહેવા લાગો કે તમારા માથાને બદન અંતહરથી

જુદા કરવાનું ઈરાદોછે. આપ ફરમાવા લાગા કે અએ શીમર અગર તું એજ ઈરાદા ઊપર આવેઓ હોએ તો મને આ વખત પેઆસની શીદ્દત ઘણીછે તે વાસ્તે પાણી. પીવરાવીને જબાહ કર. અએ શીમર તું જાણેછે કે જખમોને પેઆસની શીદ્દત ઘણી હોએછે. લઈન કહેવા લાગો કે અએ હુસેન તમે પાણીનું નામ ન લેસો, હું તમને એક કતરો પાણીનો પીવરાવનાર નથી, સા વાસ્તે કે તમે ફખર ખાઓછો કે અમે મોઅમેનેજાંના સાહેબ છીએ, અને હજી તમે કહોછો કે અમારા બાવા અલીઅલ મુરતજા હોજે કોસરના માલેકછે, તે આ વખતમાં તમારા મોઅમેનેજાં કાંહાં ગીઆ, અને તમારા બાવા અલીઅલ મુરતજા કાંહાંછે ? તેને બોલાવો તો તમને હોજે કોસરનો પાણી પીવરાવસે.

રાવી પુરગમ બયાન કરેછેકે લઈન શીમરનું તાનાનું સાંભલીને આકા હુસેન ને જોશ આવીઉં, આપે જમીન ઉપર પગની એડી રગડી, કે તેજ વખત પાણીનો ચશમો જારી થીઓ. આપ ફરમાવા લાગા કે અએ શીમર નો પાણીનો ચશમો મોજુદછે, વલેકીન હું તારા ઉપર હુજ્જત કાયમ કરૂંછું કે તું કયામતને દાહાડે ઉજર મુકદ્દમ ન કરે કે હુસેન પાણીની તલબ કરતા તો હું પાણી પીવડાવતે. અએ શીમર આ વખતમાં ન પાણીની મતલબ છે ન કોઈ શએનું ધીઆનછે, ધીઆનછે તો ફકત મારી બેહેન જએનબનું ધીઆનછે કે જએનબ ખએમાના દરવાજા ઉપર ઉભાછે, અને તુંએ ગરદન ઊપર ખંજર મુકીઊં છે, અએ શીમર જરા ઠએરી જા અને મારી બેહેનને ખએમાના અંદર જાવાદે, તે પછી ખંજરને ગરદન ઉપર ફીરાવજે.

અએ એખવાનો ભાઈ જાનો, લઈન શીમર, સીજ્જીનનું બનેસો, આકા હુસેનનું ફરમાન ધેઆન ન લાવેઓ, અને ગરદન ઊપર ખંજરના રગડા દેવા લાગો તાકે બાર રગડામાં આપનું માથું મુબારક બદન અતહરથી જુદું કીધું, અને ભાલાની નોક ઉપર ઉંચું કીધું, અને હુકમ કીધો કે હાં ખુશીના નકારા વાગે. તમામ

લશકરમાં ખુશીના નકારા વાગવા લાગા.

માઅંશરલ એખવાનો નબીઅલ ઈમાનો રાવી લખેછેકે મલાઈનો, કુફીઓ, ત્રણ દીવસ કરબલામાં રહેઆ, તે પછી સઘલી બીબીઓને ઊંટોની ખુલી પીઠો ઉપર સવાર કીધા, મવલાના અલી જંએનુલઆબેદીનના હાથમાં ઊંટોની મેહાર આપી, અને મલાઈનો કુફીઓ ચાલેઆ, તાકે સઘલા અહેલે બએતનો કાફેલો કુફામાંહે આવેઓ. લઈન અબદુલ્લાહ બીન જીઆદે કુફામાં ખુશીનો હુકમ કીધો, કે સઘ લાઓ આજ દીને ખુશી જાહેર કરે. મલાઈનો કુફીઓએ બજાર સંણગારી અને તરેહે તરેહેની વાણીઓ પકાવી, અને મેવા ખરીદ કીધા અને ઈદની મીસલ ખુશી કીધી.

અએ એખવાનો, લઈન શીમર હુસેનનું માથું મુબારક લઈને પોતાના ઘરમાં આવેઓ, અને માથાને તનુર માંહે મુકીઉં. તનુરથી નુર નીકલવા લાગું, શીમર, ખુદાની લાઅંનત એ શીમર ઉપર, એ લઈનની બઈરી મોમીના હતી, તે બઈરી જુંએછે સું કે તનુરથી નુર સાનું નીકલે છે. તે બઈરી તનુર પાસે આવી જુએ છે સું કે તનુરમાં એક માથું મુકેલું છે, તે માથા માંહેથી નુર નીકલે છે. તે બઈરી આ માજરો જોઈને નેહાયત હએરતજદા થઈ, અને પોતાના દીલમાં ફીકર કરવા લાગી કે આ માથું કોનું હસે, હું શીમરને પુછું કે આ માથું કોનું છે અને કાંહાંથી લાવેઓછે. એવી રીતે પોતાના દીલમાંહે વીચાર કરીને શીમર લઈનને પુછવા લાગી કે અએ શીમર આ કેનું માથુંછે અને કાંહાંથી લાવેઓછે? લઈન શીમર કહેવા લાગો કે અએ બઈરી આ માથું નબી મુહમંદલ મુસતંફાની દીકરી ફાતેમતજંજંહેરાના દીકરા હુસેનનું માથુંછે.

અએ એખવાનો લઈન શીમરના કલામ સાંભલીને તે બઈરી કાંપવા લાગી, દીલથી આહનો નારો મારવા લાગી, અને કહેવા લાગીકે અએ શીમર, આપણે નબી મુહમંદલ મુસતંફાનું કલમું પડીએ અને ખુદાતાઅંલાએ એઓની ઈતાઅં

તમાં અને મોહબ્બતમાં આપણાં વાસતે નજાત કીધીછે, અને તું એની દીકરીનાં દીકરાને કતલ કરે, હાલાં કે તારા વાસતે અને તને ખુદા તાઆલા જહન્નમમાં દાખીલ કરજો. એટલું કહીને તે બઈરી ઘરથી બાર નીકલી ગઈ. લઈન શીમર પુકારવા લાગો કે અએ બઈરી તમે કાંહાં જાઓછો? મારા ઘરને કેમ બરબાદ કરોછો? તે બઈરી કહેવા લાગી કે ખુદાની લાઅનત તારા ઊપર, તું એમ કહેછે કે મારા ઘરને કેમ બરબાદ કરોછો, અરે ,અએ લઈન તુંએ નબી મુહમ્મદલ મુસતફાના ઘરને બરબાદ કીધું, ખુદા તઆલા તારા ઘરને બરબાદ કરજો, અને તને પણ ખુદા તઆલા બરબાદ કરજો. એટલું કહીને તે બઈરી હુસેનનાં લુટેલા કાફેલામાં આવીને શામીલ થઈ ગઈ, તાકે તે બઈરી પણ અહેલે બએતની ખીદમત માંહે રહી અને અહેલે બએતની સાથે ખીદમત કરતી ધમ્મશક માંહે આવી

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો જેવારે અહેલે બએતને મલાઈનો કફીઓ ધમ્મશક માંહે લઇ આવેઆ, તેવારે યઝીદ પલીદે હુકમ કીધો કે શેહેરની બજાર સંણગારો અને તમામ લોકો આજ દીને ઈદની માફક ખુશી કરો. લઈન યઝીદ પલીદના હુકમ મોઆફીક તમામ લોકોએ ઈદની મોઆફીક ખુશી કીધી.

રાવી પુરઅમ બયાન કરેછેકે અહેલેબએતનું કાફેલો યઝીદ પલીદના દરવાજા ઉપર આવેઓ. લઈન યઝીદ પલીદે હુકમ કીધોકે અરબના સરદારોના માથાઓને અને અરબના કૈએદીઓને મજલીસમાં હાજર કરો.

અફ એખવાનો મૌલાના અલી જેઅનુલઆબેદીન ફરમાવેછે કે અમે સઘલા યઝીદ પલીદની મજલીસમાં હાજર થીઆ. લઈન તખ્ત ઉપર સવાર થીઓ. અને મારા બાવા હુસેનનું માથું સોનાના તશત યાઅને સોનાના થાલમાં મુકેલું હતું, અને લઈનના હાથમાં સોનાની લાકડી હતી, તે લાકડી મારા બાવા હુસેનનાં દાંત ઉપર મારી રહેઓ હતો. ખુદા તાઆલા એ લઈનનાં હાથજે કતા

કરજો. અને લઇન મજલીસને પણ સારી રીતે સંણગારી હતી. અને લઈન યજીદે મજલીસની અંદર એક હોજં બનાવીઉં હતું, અને તે હોજંમાં અંતર ભરેલું હતું, અને એક બાજંને સીખાવીને તઈઆર કીધું હતું કે જેવારે ખુશીની મજલીસ તઈઆર થાએ તેવારે તે બાજં અંતરના હોજંમા પડે, અને મજલીસના લોકોના માથા ઉપર ઉડે, તાકે સઘલા લોકો ઉપર અંતરના કંતરા પડે અને સઘલી મજલીસ અંતરથી મહેકારે.

અએ એખવાનો ભાઈ જાનો રાવી જાનસોજં બયાન કરેછે કે જેવારે મવલાના અલ હુસેનનું માથું મુબારક યજીદ પલીદની મજલીસમાં આવીઉં, અને સોનાના થાલમાં મુકીઉં, તેવારે લઈને હુકમ કીધોકે સુંકરાને યાઅંને બાજંને લાવો. તે લઈનના હુકંમ મોઆફીક સુંકરાને લાવેઆ, અને છુટો મુકેઓ. હવે તે સુંકરા પોતાની આદત મોઆફીક તે અંતરના હોજમાં પડેઓ, અને હોજંમાંથી પાછો નીકલેઓ, અને આકાં હુસેન, નબી મોહમંદલ મુસંતફાના નુરલઅંએન, ફાતેમતજજંહેરાના દીલના ચએનના માથા ઊપર ઉડવા લાગો, અને અંતરના કંતરાને પોતાના બાલ વ પરથી તે માથા ઉપર પાડવા લાગો. તે વખંત મલાઈના ચો તરફથી પુકારવા લાગા કે સુંકરા યાઅંન બાજં પણ ભુલી ગએઓ, વલી પાછો તે બાજં હોજંમાં પડેઓ અને વલી હોજંમાંથી નીસેઓ, અને, આકાં હુસેનના માથા ઊપર ઊડવા લાગો એવી રીત તે બાજં કેટલાક વખંત હોજંમાં પડેઓ, અને આકાં હુસેનના માથા ઊપર ઊડેઓ. આખરૂલઅમર તે બાજંને મલાઈનાએ કંતલ કીધો ખુદાતઆલા તે મલાઈનાને અજાબે અકબરમાં દાખલ કરજો.

અએ હુસેન અલેહિસ્સલામના અજાદારો અને માતમદારો, રાવી પુરગંમ બયાન કરેછે કે તે બાદ લઈન યજીદ પલીદ હુકમ કીધો કે નબીના અહેલે બએ તને કુંએદ ખાનામાં લઈ જાઓ.

નાઅંશરલ એખવાનો નબીઅલ ઇમાનો બાઅંજે રીવાયતમાં આવીઊંછે કે

કુંએદ ખાનાની ઊપર છાપરૂં નહોતું, ફકત ચોતંરફ દીવારો હતી તેમાં અહેલેબએતને દાખીલ કીધા. જેવારે અંશાના જમણનો વખંત થીઓ તેવારે યજીદ પલીદ હુકમ કીધો કે જમણ હાજંર થાએ. લઈંનના હુકમ મોઆફીકે જમણ હાજંર થયું. લઈંન યજીદ પલીદ અને એની બઇરા હીંદ એના જમણ વાસતે થાલ ઉપર બેઠા. યજીદ પલીદ લુકંમો લીધો તે બાદ હીંદએ પણ લુકમો લીધો, અને મોંહમા નાખેઓ કે તે લુકમો હીંદના મોહમાં અટકી ગીઓ. હીંદે સવાલ કીધો કે અએ યજીદ લુકમો કેમ હલકંમાં અટકી ગીઓ શું સબબ હસે? યજીદ પલીદ કહેવા લાગોકે અએ હીંદ તમે શું કરવા ફીકર કરોછો, અએ હીંદ હું તમારા માથા ઉપર બેઠો છું હવે તમને શું ફીકરછે. હીંદ કહેવા લાગીકે અએ યજીદ સઘલી વાત સંહી કહોછો વલેકીન જમણ કેમ ગલામા અટકી ગીઓ? અએ યજીદ શાએદ એવું માલમ પડેછેકે અપણાં પડોસના કુંએદ ખાનામાં જે કુંએદીઓ આજદીને આવે આછે તે ભુખેઆ હસે. તે સબબથી આ જમણનો લુકંમો ગલામાં ફસી ગએઓ. લઈંન યજીદ કહેવા લાગો કે અએ હીંદ જે કુંએદીઓના જમણનું કાનુન છે દસતુરછે તે મોઆફીક એઓને પણ પોંહોચી ગીઉ.

અએ એખવાનો ભાઇજાનો હીંદના હલકંમાં જમણનો લુકમો નહીં ઉતરેઓ, આખરૂલઆમર હીંદ ઉઠી ગઈ જમણ ન જમી. અએ મેહેરબાનો કેમ જમણ હલકંમાં ઉતરે, અરે નબીના અહેલે બએત ભુખેઆ હોએ પેઆસા હોએ, અને આપના મોહીબના હલકંમાં જમણ ઉતરે? ના, ના, હરગીજં ન ઉતરે.

અએ મેહેરબાનો ભાઈઓ અને બેહેનો તેબાદ હીંદે અંરજં કીધીકે અએ યજીદ મારૂં દીલ ઘણું ઘભરાએછે, બીલકુલ ચેન પડતું નથી, તે વાસતે મને અગર રજાં આપો તો હું કુંએદ ખાનામાં જાઉં, અને સઘલા કુંએદીઓને પુછું કે એ સઘલા કએઆ મુલકના રહેનારછે, અને કાંહાંથી આવેઆછે, અને એ

કોન લોકોછે, અને એઓનાથી સું ખતા થઈ છે, કે તે ખતાથી સઘલા પકડાઈ ગએઆછે. લઈન ચઝુદ પલીદ કહેવા લાગો કે અઈ હીંદ તમને એ કુંએદખાનાથી સું નીસબતછે કે તમે કુંએદખાનાંમાં જાઓછો? અગર તમારો જીવ ઘભરાએછે તો બાગમાં જાઓ અને બાગની સએર કરો, તાકે દીલને ફરહત થાએ. હીંદ કહેવા લાગી કે અઈ ચઝુદ, ના, આજના રાતે કુંએદ ખાનામાં જાવાની મારી ખુશી છે, અને મને એ કએદીઓથી વાકેફ થાવુંછે.

અઈ એખવાનો જેવારે હીંદ ઘણી લાગ વલગ કીધી તેવારે ચઝુદ કહેવા લાગો કે અઈ હીંદ તમે કુંએદખાનામાં જાઓ વલેકીન બાંદાઓને સાથે લઈને જાજો અને તમે તમારા જાનની જલીલ ન કરસો, અને સઘલા કુંએદીઓને તાઅઝુમ અને તકરીમ ન દેસો. હીંદ અરજ કીધી કે ઘણું સારૂં, તમે કહેસો તે મોઆફીક કરીસ.

અએ એખવાનો ભાઇજાનો મહેરબાનો, યાંહાં હીંદે કુંએદખાનામાં જાવાની તઈઆરી કીધી, અને પોતાની સાથે કેટલીએક બાંદીઓને લીધી અને પોતાના મેહેલ માંથી નીકલી.

અઈ એખવાનો હીંદની કુંએદખાનામાં આવવાની ખબર જએનબ અલેહિસ્સલામને થઈ કે હીંદ આ કુંએદખાનામાં કુંએદીઓની તપાસના વાસતે આવેછે. યાંહાં જએનબનું દીલ થરથરવા લાગું, આપ સઘલા અહેલેબએતને ફરમાવા લાગા કે અઈ મુહમ્મદલ મુસતફાના અહેલેબએત, હીંદ આપણી તપાસ વાસતે આવેછે, વાસતે તમે તમારા માથાઓને નીચા કરી દેઓ, અગર હીંદ તમને સવાલ કરે તો તમે જવાબ ન દેસો, અને હજી આપ સકીનાને ફરમાવા લાગાકે અઈ બેટી સકીના હીંદ આવેછે, તમને સવાલ કરે તો તમે તમારા નામને જાહેર ન કરસો, અને હીંદના આગલ શીકવા ન કરસો, અઈ દીકરી તમે મોંહથી કોઈ શએનું સવાલ ન કરસો, અગર હીંદ

તમને કોઈ ચીજે ખાવાને આપે યા કપડા આપેતો હરગીજે નહીં લેસો. એવી રીતે જેંનબ સકીનાને કહી રહેઆછે કે હીંદ કુંએદખાનાના દરવાજા ઉપર આવી પોંહોંચી, સજ્જીને કુંએદખાનાખું દરવાંજો ખોલી નાખેઓ, અને હીંદ કુંએદખાનામાંહે આવી, આવતાંજ પેહેલા સલામ બજાવી લાવી અને બાદ પુછવા લાગીકે તમે કોન છો? કાંહાંથી આવેઆછો? તમારૂં નામ સુંછે? કએઆ મુલકના રહેનારછો, અને તમારાથી સું ખંતા થઇ છે કે જેના સબબથી તમે પકડાઇ ગઇઆછો? જવાબ દો? અને તમે તમારા માથાને કેમ નીચા કીધાછે? તમે તમારા માથાઓને ઉંચા કરો, અઇ કુંએદીઓ મારી સાથે કોઈ પણ મરદ નથી, અમે સઘલી બઈરીઓજ છીએ.

અઇ એખવાનો હીંદે ઘણી લાગ વલગ કીધી વલેકીન કોઇએ જવાબ ન દીધો, તેવારે હીંદે કહીઉં કે અઇ સઘલા કુંએદીઓ તમને હું નબી મુહમ્મદલ મુસંતફા અને અલી અલ મુરતંજાના કસમ દઉંછું કે તમે તમારા નામને અને ગામને જાહેર કરો.

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાનો જેવારે હીંદે કસમ દીધા તેવારે જેંએનબે જવાબ દીધો કે અઇ હીંદ અમે મદાનાના રહેનાર છીએ. અઇ હુસેન અલેહિસ્સલામના અજાદારો અને માતમદારો, જેઆરે હીંદે મદીનાનું નામ સાંભલીઉં તેઆરે કહેવા લાગી કે અઇ કુંએદીઓ મદીનાં મુનવ્વરમાંહે નબીનાં નુરલ અંઇન, અને શતેમાના દીલના ચઇન, મૌલાના અલહુસેન, અને એની બેહેન જેંએનબની સું ખબર છે?

અઇ એખવાનો ભાઇજાનો જેવખંત જેંએનબે હીંદના મોહડાથી હુસેનના ખંએરો આફીઅતની ખબર સાંભલી, તે વખંત આપે એક આહુનો નારો મારેઓ અને રોવા લાંગા, અને ફરમાવા લાગા કે અઇ હીંદ, સું હુસેનની અને એની બેહેનની ખંઇરો આફીઅતની ખબર પુછેછે? અરે અઇ હીંદ, હુસેન તો પેતાના

ભાઇઓ, અને બેહેનો, અને ફરજંદો, અને ભાનજા, અને ભતીજા અને સઘલા અસેહાબ વફાદારને આ ગરમીની મોસમમાંહે લઇને મદીનાથી નીકલેઆ હતા, અને કુફા તરફ જાવાનો ઇરાદો હતો, તે કરબલામાં યજીદ પાઅને તારા મરદના લશકરીઓએ ઘેરીને ભુખેઆ અને પેઆસા સઘલાને કતલ કીધા, અને એની બઇરી અને બેહેનોને કેદ કીધા.

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો, જેઆરે હીંદ જએનબ અલે હિસલામની જબાન મુબારકથી આ જીકર સાંભલી તેઆરે માથા ઉપરથી ઓઢણી ફેંકી દીધી અને જમીન ઉપર પડી ગઈ, અને કહેવા લાગી કે તમે હુસેનની બેહેન જએનબ છો? જએનબ ફરમાવા લાગાકે હા હું જએનબછું. હીંદ પોતાનું માથું જએનબના કદમ મુબારક ઉપર મુકયું, અને રોવા લાગી અને કહેવા લાગીકે અએ મારી બીબી જએનબ આ બાંદીને બીલકુલ ખબર નહતી. તે પછી હીંદ નેહાયત માતમ કીધું અને અરજ કીધી કે અએ મારી બીબી જએનબ આ બાંદીને રજા થાએ તાકે આ બાંદી આપને છોડાવાની તદબીર કરે.

અએ હુસેનના અજાદારો અને માતમદારો મવલાતના જએનબે હીંદને રજા આપી, અને હીંદ પોતાના મકાનમાં રોતાના હાલે આવી. તે પછી હીંદ અહેલે બએતને છોડાવવાની રાત અને દીન કોશેશ કરતી હતી, તાકે યજીદ પલીદ અહેલે બએતની કેદખાનાથી રેહાઇ કીધી. આમીન યા રબ્બિલ આલમીન

---

# રિવાયત ૨૦મી. મૌલાના અલ હુસૈન અલેહિસ્સલામના હાથ મુબારકને એક લઇને શહીદ કીધા, તે લઇનને સજા મલવાના બયાનમાં.

માઅંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત, અય એખવાનો ભાઈજાનો મહેરબાનો સઈદ બીન અલ મુસીબથી રીવાયતછે. સઈદ કહેછે કે જેવારે મારા સરદાર મૌલાના અલ હુસેન અલેહિસ્સલામ શહીદ કરવાણા, તે પછે આપના શહીદ થીઆની બાદ હજની મોસમ આવી તેઆરે હું મારા મૌલાના જંએનુલ આંબેદીનના નજદીક આવેઓ અને અંરજ કીધી કે અય મારા મૌલાના સાહેબ હજની મોસમ નજદીક છે, આપ સું ફરમાવોછો.

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાંનો મૌલાના અંલી જંએનુલ આંબેદીન ફરમાવા લાગા કે અય સઈદ તમે જાઓ હજ કરો. સઈદ કહેછે કે હું મારા મૌલાના હુકમ મોઆફીક હજ વાસતે નીકલેઓ તાકે મક્કા શરીફમાં આવેઓ, હજની સઘલી શરતો અદા કીધી. તે બાદ બએતુલ્લાહના ચોતરફ તવાફ દેવા લાગો, જોઉંછું સું કે એક શખસ બએતુલ્લાહના પરદાને પકડીને ઉભોછે, તે શખસના બેઉ હાથ કાપેલાછે. મોહું કાલુંછે, અને તે શખસ આવી રીતે દુઆ કરછે, કે અય પરવર દાગાર અય બફતુલ્લાહ અલ હરામના રબ, મારો ગુનાહ મોઆફ કર, અય બારી તાઆંલા મારો ગુનાહ તે ગુનાહ છેકે અગર તારા સઘલા અંબીઆ અને અવસીઆ, અને અવલીઆ મારા વાસતે શફાઅંતકરે તોબી તું મારા ગુનાહને મોઆફ નહીં કરે.

અય એખવાનો તે સઈદ કહેછે કે જેઆરે મેંઆ સખસના કલામે સાંભલેઆ

તેઆરે હું ઘણો હયરાન થીઓ, અને તવાર દેવા મુકી દીધું, અને મારી સાથે બીજા લોકો હતા, તેઓએભી તવાર દેવા મુકી દીધા, અને અમે સઘલાઓએ તે શખસને પુછીઉં કે અએ શખસ તું કોનછે? આવીરીતે દુઆં કરેછે. અએ શખસ અગર તું ઇબલીસ હોએ તોભી તને લાયક નથી કે આવી રીતે દુઆં કરે અને ખુદા તાઆંલાની રહેમતથી નાઉમદ થાએ. અએ શખસ તારૂં એવું સું ગુનાહ છે તે બયાન કર.

રાવી લખેછે કે તે શખસ પેહેલાં તો ઘણું રોએઓ તે બાદ કહેવા લાગો કે અએ લોકો હું મારા ગુનાહને જાણુંછું, ખુદાના કસમ મારી માફક કોઇએ ગુનાહ કીધા નહીં હોએ, ન હવે કરસે. અએ લોકો હું હુસેન અલેહિસ્સલામના ઉંટોનો સારબાન હતો, જેઆરેકે મવલાના અલ હુસેન અલેહિસ્સલામે મદીનાથી કરબલાની સફર કીધી, તેઆરે આપનું કાનુન અને દસ્તુર હતું કે જેઆરે આપ વંઝુનો ઇરાદા કરતા તેઆરે આપ આપની ઇજાંર કાહાડીને મને આપતા, અને તે ઇજાંરમાં નાડો ઘણો નફીસ હતો, મારા દીલે સૌક કીધું કે આ નાડાને મારા આકાં મને બખશે તો ઘણું બેહેતર.

માઅંશરલ એખવાનો નબીઅલ ઇમાનો, તે સારબાન કહેછે કે જેઆરે મવલાના અલ હુસેન અલેહિસ્સલામ કરબલામાં તશરીફ લાવેઆ, આપના યારો યાવર સરવે મારેઆ ગએઆ, ભાઈ, બેટા, ભાનજા ભતીજા સરવે શહીદ થઇ ગીઆ, તાકે આપનેભી મલાઈનોએ ભુખેઆ પેઆસા શહીદ કીધા, આપના ખએમાને બાલી દીધું, આપના અહેલે બએતને અને મવલાના અંલી જંએનુલ અંબેદીનને બંદીવાન કીધા, હું એક મકાનમાં છુપી ગીઓ, જેઆરે કે રાત પડી તેઆરે હું નીકલેઓ, કરબલાના મએદાનમાં આવેઓ, લાશાઓના દરમેઆન ફરવા લાગો જોઉંછું સું કે મને એક નુર નજંર આવીઉં. અએ લોકો જેઆરે કે મારી કમબખતીએ મને ઘેરીઆ તેઆરે મને કંઇ ન સુઝીઉં, મવલાના અલ હુસેન

અલેહિસ્સલામનો નાડો યાદ આવીઓ, ઈરાદો કીધો કે એ નાડાને હુંલઊં, હું મવલાના અલ હુસેન અલેહિસ્સલામના લાશાને શોધવા લાગો તાકે લાશાઓના વચમાં આપની લાશ નઝંર આવી. જોઉંછું સું કે આપની લાશ મુબારક ઉલટી પડીછે, માથું મુબારક નથી, આપનું જીસમ મુબારક તમામ ખુનમાં ગલતાનછે, અને જંખમોથી ચુરછે. અએ લોકો આપની લાશ મુબારકને સીધી કીધી, જોઊંછું સું કે નાડો આપની ઈજાંરમાંછે. અદ લોકે તે નાડાની તંરફ મેં મારો હાથ દરાજં કીધો. મૌલાના અલ હુસેન અલેહિસ્સલામે નાડાને ગાંઠો ઘણી વાલી હતી, મેં એક ગાંઠને ખોલી, ઈરાદા કીધોકે બીજી ગાંઠ ખોલું, મૌલાના અલ હુસેન અલેહિસ્સલામે આપના જમણા હાથને ગાંઠ ઉપર મુકી દીધો, મેં ચાહીઉંકે આપના હાથ મુબારકને ખસાડું પણ આપનો હાથ મુબારક ન ખસેઓ, તે વખંત હું ઉઠઓ હથીઆર શોધવા લાગો, તાકે એક ફુટેલી તલવારનો ટુકડો મને નઝંર આવીઓ. મેં તે તલવારના ટુકડાને લીધો, અને મૌલાના અલ હુસેન અલેહિસ્સલામની લાશના નઝંદીક આવીઓ. હએ હએ અફસોસ સદ અફસોસ અદ હુસેન અલેહિસ્સલામના શીઆં અને ગુંલામો હુશીઆર થાઓ, અરે કએઆ મોંહથી બોલું, આહ આહ લઈંન સારબાન કહેછે કે મેં તે કટકાથી મૌલાના અલ હુસેનના જમણા હાથને કંતા કીધો. તે બાદ મેં મારા હાથને દરાઝં કીધો વ ચાહીઊં કે નાડાની ગાંઠને ખોલું, આપે આપના ડાબા હાથને ગાંઠ ઊપર મુકી દીધો, આહ આહ લઈંન કહેછે કે મેં આપના ડાબા હાથનેભી કંતા કીધો, તે બાદ ઈરાદા કીધો કે નાડાને ખોલું, કે એટલામાંહે જંમીન લરજંવા લાગી, અને આસમાનમાં રોવાનું અને વીલાપનું શોર ઉઠઓ, વા હુસેના, વા અબતા, વા ગંરીબા, વા મકંતુલા, વા મઝંલુમાનું અવાંજ આવવા લાગો, એક અંધેરી ઊઠી, મને પણ લરનોં પએદા થીઓ, હું ત્યાંથી ભાગો અને સઘલા કંતલાઓના દરમેઆન આવીને સુઇ ગીઓ. તે બાદ જોઉંછું સું કે ત્રણ મરદ અને એક બઈરી આંવેઆં, તેના

પાછલ એક ખંલક અંઝીમ છે, તે સરવે હુસેન અલેહિસ્સલામના લાશાના નઝંદીક આવેઆ, અને કહેવા લાગાકે અઈ દીકરા હુસેન, અઈ મારા દીલના ચઈન, આ તમારા નાના રસુલ, અલ્લાહના મક્બુલ અને તમારા બાવા અંલી અલ મુરતઝાં, અને તમારીમાં ફાતેમતઝંઝંહેરા, અને તમારા ભાઈ હુસનલ મુજતબા, આવે આછે. લંઈન સારબાન કહેછેકે મૌલાના અલ હુસેન ઉઠેઆ, આપના બદન ઉપર માથું પણ છે, આપ ફરમાવેછે કે "લબ્બંએક અઈ નાના રસુલિ લ્લાહ, અએ બાવા અંલી અલ મુરતંઝાં, અએ માં ફાતેમતઝંઝંહેરા, અએ ભાઈ હુસનલ મુજતબા" આપના ઉપર મારૂં સલામછે. તે બાદ આપ અંરઝં કરવા લાગા કે અએ નાના રસુલ, સાંહેબ આપની ઉમ્મતે મને ઘણું સતાવે ઓછે, અએ નાના મલાઈંનોને મારા નહાના નહાના બચ્ચાંઓ ઉપર પણ રહેમ ન આવી, તાકે દુધ પીતા છ (૬) મહીનાના બચ્ચાનેભી જુંલમ અને સીતમના તીરથી શહીદ કીધા. અને મારા અહેલે બએતને કુંએદ કરીને શામની તંરફ લઈ ગીઆછે, મલાઈંનોએ જુંલમ અને સીતમ કરવામાં કંઈ બાકી રાખીઉં નથી.

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાનો, તે સારબાન કહેછે કે તે બાદ તે સરવે હુસેન અલેહિસ્સલામના ચોતંરફ બેસી ગીઆ, અને માતમ કરવા લાગા, ફાતેમતઝંઝંહેરા અલેહિસ્સલામ ફરમાવા લાગાકે અઈ બાવા રસુલિલ્લાંહ આ આપની ઊમ્મતે મારા લાલનું સું હાલ કીધુંછે, અઈ બાવા રસુલિલ્લાંહ સાંહેબ મને રઝાં આપીએ કે હું હુસેનની ગરદનના ખુનથી મારી પેશાની રંગુ, તાકે આ હાલથી હું ખુદા તાઅંલાને મલું. રસુલિલ્લાહ સલ્લલા અલઈહે વ આલેહીએ રઝાં આપી કે હા અઈ ફાતેમા તમેભી તમારી પેશાનીને હુસેનના ખું નથી રંગો, અને અમેભી અમારી પેશાનીઓને રંગીએ છીએ. .તે પછી ફાતેમત ઝંઝંહેરાએ ખુનને લીધું અને આપની પેશાની રંગી, તે બાદ રસુલિલ્લાહ અને અંલી અલ મુરતંઝાં, મૌલાના અલ હુસન, એ સઘલાઓએભી પેશાનીઓ રંગી.

તે બાદ રસુલિલાહ સલ્લલ્લાહુ અલઈહે વઆલેહી ફરમાવા લાગા કે અઈ દીકરા હુસેન, અઈ મારા દીલના ચએન, અઈ આંખના નુરલઐઈન, દીલના સરવર, અઈ બેટા ખુદાના કસમ તમારા નાના ઉપર ઘણુ ભારીછે કે તમારા બદન ઉપર માથું નથી, તમારૂં બદન તમામ ખુનમાં લાલછે, પણ અઈ બેટા આ તમારા બેઉ હાથને કએઆ લઈને કંતા કીધા? મવલાના અલ હુસેન અલેહિસ્સલામ અરજ કરવા લાગા કે અએ નાના રસુલ, અલ્લાહના મકબુલ જેવારે હું મદીનાથી ચાલેઓ તેવારે મારી સાથે એક સારબાન હતો, જેવારે કે હું વજુ વાસ્તે ઈજાર કાહાડતો, તેવારે તે ઈજાર હું સારબાનને આપતો. એ ઈજારમાં એક નાડું હતું, તે સારબાને તે નાડાની ઘણી હોશ કીધી, મેં તે નાડો ન આપીઓ, અએ નાના રસુલ જેવારે કે હું કંતલ કરવાણો તેવારે લઈન સારબાન સઘલા કંતલાઓના દરમેઆન મને શોધવા લાગો, તાકે લઈન મારી લાશની નજદીક આવીઓ, અને નાડાની તપાસ કરવા લાગો. લઈને જોયું કે નાડોછે. અએ નાના રસુલિલ્લાહ મેં તે નાડાને ગાંઠો ઘણી દીધી હતી, લઈન સારબાને નાડાની તરફ હાથ દરાજ કીધો અને ગાંઠને ખોલવા લાગો. જેવારે એક ગાંઠને ખોલી અને ચાહીઉં કે બીજી ગાંઠને ખોલે તેવારે મેં મારા જમણા હાથને તે ગાંઠ ઉપર મુકી દીધો. લઈન મારા હાથને હટાવવા લાગો. જેવારે કે મારો હાથ ન ખસેઓ તેવારે લઈન ઉઠેઓ, અને એક ટુટેલી તલવારનો કટકો લાવેઓ, અને મારા જમણાં હાથને કંતા કીધો. તે બાદ લઈને બીજી ગાંઠને છોડી મેં મારા ડાબા હાથને તે નાડા ઉપર મુકી દીધો, મને ખોફ હતો કે મારી અવરત કશફ નથાએ, અએ નાના રસુલિલ્લાહ તે સારબાન મલઊને તે પછી મારા ડાબા હાથને કંતા, કીધો, અને ઈરાદો કીધો કે નાડાની ગાંઠને ખોલીને નાડો કાહાડી લીએ. એટલામાંહે તે મલઊન સારબાને આપને જોયા, તેજ વખત તે સારબાન મલઊન ઉઠીને ભાગો, આ કંતલાઓના દરમેઆન સુઈ ગએઓછે.

અય એખવાનો ભાઈ જાનો મેહેરબાનો, જેવારે કે નબી મોહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલયહે વ આલેહીએ આકા હુસેન અલેહિસ્સલામના કલામ સાંભલેઆ, તેવારે આપ ઘણાં રોએઆ, અને માતમ કીધું. તે પછી રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલયહે વ આલેહી આપ મારી તરફ આવેઆ, અને મને એતાબ કરીને ફરમાવા લાગાકે અએ જમાલ યાઅને અએ સારબાન, મલઉન તને અને મને શુ અદાવત હતી કે તેં મારા નુરલ એએન યાઅને હુસેન અલેહિસ્સલામના હાથને કતા કીધા ? અએ મલઉન આ હાથ તે હાથ હતા કે જે હાથને જીબરઈલે અને ખુદાના મલાએકોએ ચુમેઆ, અને તમામ આસમાનના અને જમીનના લોકોએ બરકત લીધી. અય મલઉન આ કુફાના લોકોએ મારા દીલબંદ ફરજમંદને અને એના ફરજંદોને ભુખેઆ અને પેઆસા કતલ કીધા, એ સઘલું જુલમ તને કીફાયત ન થીઉં? તાકે તુંએ પણ માહારા કલેજાના ટુકડા યાઅને મવલાના અલ હુસેન અલેહિસ્સલામના બે હાથને કતા કીધા ? અએ લઈન સારબાન ખુદા તઆલા તારા મોહોડાને દુનીઆમાં અને આખરતમાં કાલું કરજો અને તારા બે હાથને કતા કરજો, અને હજી ખુદા તઆલા તને તે લોકના જુમલામાંહે કરજો કે જે લોકોએ અમારા ખુન કીધા અને અમારા પરદા ફાડેઆ.

અય એખવાનો ભાઈ જાનો તે સારબાન કહેછે કે રસુલિલ્લા સલ્લલ્લાહ અલે હે વઆલેહીની દોઆ તમામ ન થઈ કે મારા બેહાથ કતા કરવાણાં, અને માહારૂં મોહોડું કાલું કરવાણું, તાકે હું આ હાલત ઉપર આજદીન સુધી બાકી રહેઓછું અને આ બએતુલ્લાહ અલ હરામની તરફ આવેઓછું અને ખુદા તાઆલાના નજદીક દોઆ કરૂંછું કે અય પરવરદીગાર મારા ગુનાહ એઉમને મોઆફ કરો.

અય એખવાનો તે સારબાન મલઉન કહેછેકે અય લોકો મને યકીન છેકે

ખુદા તાઆલા મારા ગુનાહને હરગીજે નહીં મોઆફ કરે.

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો, તમે પણ તે સારબાન મલઉન ઉપર લાઅનત બોલો તાકે ખુદા તાઆલા એ લાઅનતના સબબથી તમને જન્નતલ માવા માંહે દાખીલ કરે. આમીન યા રબલ આલમીન.

# રિવાયત ૨૧ મી. કુફાના લોકોનું મૌલાના અમીરલ મોઅમેનીન અલેહિસ્સલામ પાસે વરસાદનું તલબ કરવું, અને મૌલાના હુસેન અલેહિસ્સલામની દુઆથી વરસાદ વરસવાના બયાનમાં.

માઅશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅત, મૌલાના જાઅફરસ્સાદિક અલેહિસ્સલામથી રીવાયત આવીછે, આપ ફરમાવેછે કે એક રોજે કુફાના લોકો અમીરલ મોઅમેનીન અલેહિસ્સલામની તરફ આવેઆ, અને ફરીઆદ કરવા લાગા કે અય આકા અમીરલ મોઅમેનીન, સાહેબ કુફા માહે વરસાદ નથી અને દુકાલ પડે એવું માલમ પડેછે, વાસતે જનાબ કીબરીઆ માંહે આપ દોઆ કરીએ, તાકે બારી તાઆલા પોતાના ફજલો કરમથી અમો ગુનાહાગાર ઉપર રહેમત કરે યાઅને વરસાદ વરસાવે. .

અય એખવાનો ભાઈજાનો મૌલાના જાઅફરસ્સાદિક ફરમાવેછે કે મોઅમે

નીનના અમીર, આલમના દસ્તગીરે આકાં હુસેનને ફરમાવીઉં કે અએ મારા નુરલ અએન, અએ બેટા હુસેન, આ કુફાના લોકો આવેઆછે, એના શેહેરમાં દુકાલ પડીઉછે, પાણીની તલબ હરે છે, વાસતે તમે બારી તાઆલાની જનાબ માંહે દોઆ કરોકે પરવરદીગાર પોતાની રેહેમની નજર ફરમાવે, અને આ કુફાના લોકોને પાણીથી સએરાબ કરે, અને કહેતસાલી યાઅને દુકાલને દુર કરે.

માઅશરલ એખવાનો, નબી અલ ઈમાનો, મોલાના જાઅફરસ્સાદિક ફરમાવે છેકે આકાં હુસેન અલી અલ આલા, હમ સીફત બારી તાઆલા, નું ફરમાને આલી સાંભલીને આપ ફોરન ઉઠેઆ, અને વજુ કીધી. તે બાદ આપે બે રકાઅત નમાજ પડી. તે પછી આપે ફુતબો બલીગ પડેઓ, અને રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલેહહે વ આલેહી ઉપર સલવાત પડી, તે પછી આપ હાથને ઉંચા કરીને જનાબ કીબરીઆમાં દોઆ કરવા લાગા, અને ફરમાવા લાગા કે "અએ બારી, હર અમરમાં તલબ કરૂંછું તારી યારી, તારી શાનછે ઘણી બારી." અએ સઘલી બરકાતના ઉતારનાર અને અએ સઘલી આફતોના દુર કરનાર, તું અમારી ઉપર કરમની નીગાહ ફરમાવીને વરસાદ વરસાવ, અને આ કહેતસાલીને દુર કર, અને અમારા દીલોને મસરૂર કર. અએ પરવરદીગાર એવો વરસાદ વરસાવ કે તમામ નદીઓ જારી થાએ અને તલાવ ભરાઈ જાએ.

અએ એખવાનો ભાઈ જાનો મેહેરબાનો ખુદા તઆલા તમારી વધારે શાનો રાવી બયાન કરેછે કે જાહાં આપની દુઆ તમામે ન થઈકે ફવરન આસમાનથી વરસાદ વરસવા લાગો તાકે તમામ તલાવો અને નદીઓ ભરાઈ ગઈ, જમીન મરી ગઈ હતી તે પાછી જીવતી થઈ. અએ હુસેનના શીઆ અને ગુલામો ફીકર કરો ફીકરનું મકાનછે, અનેગોર કરો ગોરની જગાછે.કે તમારા આકાં હુસેન,રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલએહે વ આલેહીના નુરલઅએન અલી અલ આલાના દીલના ચએનની કદર ઈનદલ્લાહ યાઅને ખુદા તાઆલાનાં નજદીક અઝીમછે. આપે

દોઆં કીધી કે ફૈરન બારી તાઆંલાએ વરસાદ વરસાવીઓ અને કુફાના લોકોને પાણીથી સએરાબ કીધા. હએ હએ અજબ પસતાવોછે કે આકાં હુસેન તો મલાઈંના કુફીઓને પાણી પીવરાવે, અને એ મલાઈંનો કુફીઓ આપને મહેમાન કરી બોલાવે, અને મહેમાનીના બદલે આપને તલવારોના અને ભાલાઓના ફલ ચખાવે, અને તીરોનો વરસાદ વરસાવે.

અએ એખવાનો ભાઇજાનો મેહેરબાનો આકાં હુસેન અલેહિસ્સલામ ફરમાવેછે કે અએ મલાઈંનો કુફીઓ તમે મને નબી મોહમ્મદલ મુસતફા સલ્લલ્લાહ અલએહે વ આલેહીનો નવાસો ન સમજો તો ન સમજો, વલેકીન અએ કુફીઓ તમે મને મુસલમાન તો સમજો ? કે હું નબી મોહમ્મદલ મુસતફાનો કલમો પડું છું, અએ કુફીઓ મોહમ્મદલ મુસતફા ફરમાવેછે કે જે શખસ "લાઈલાહ ઈલ્લલ્લાહો મોહમ્મદર રસુલિલ્લાહે" નો કલમો પડે તો તેનું ખુન અને માલ સરવે પનામાહેછે, અએ મલાઈંનો કુફીઓ હવે તમે કઇ દલીલથી અને કઈ હુજ્જતથી મારા ખુન અને માલને હલાલ કરી લીધું છે? અએ કુફીઓ ઈનસાન હએવાનને જંબાહ કરેછે, તોપણ પેહેલા પાણી પીવરાવેછે, તે બાદ જંબાહ કરેછે, તો અએ મલાઈંનો હું તો ઈનસાનછું, નબી મોહમ્મદલ મુસતફાનો નવાસોછું, અલી અલ મુરતઝાનો ફરજંદછું ફાતેમતઝંઝહેરાનો દીલબંદછું, અએ કુફીઓ મને પાણી પીવરાવો પાણીથી ન તરસાવો. અએ મલાઈંનો કુફીઓ કયામતના દીન ખુદા તઆંલાને શું જવાબ દેસો ?

અએ એખવાનો ભાઇજાનો આખરૂલઅમર મલાઈંનો કુફીઓએ આપનું ફરમાવવું ધીઆનમાં ન લાવેઆ, આપને ભુખેઆ અને પેઆસા કતલ કીધા, અને આપના ખએમાને બાલી નાખેઆ, અને આપનાં અહેલેબએતને બંદીવાન બનાવેઆ, અને ઊંટોની ખુલી પીઠો ઉપર સવાર કરીને કુફામાંહે લઈ આવેઆ.

માઅંશરલ એખવાનો નબીઅલ ઈમાનો રાવી જાનસોઝ બયાન કરેછે કે હુસેનનો

લુટી લીધેલો કાફલો કરબલાથી ચાલેઓ અને એ કાફલાનું ગુજંર સઘલા શોહદાઓ ઊપર થીઊં. રાવી લખેછે કે જેવારે જંએનબને આકાં હુસેનની લાશ મુબારક નજંર આવી તેવારે આપ ઊંટ ઊપરથી પડી ગીઆ, અને આકાં હુસેનની લાશથી વલગી ગીઆ, અને રોવા લાગા, અને વીલાપ કરવા લાગા, અને ફરમાવા લાગા કે અએ ભાઈ હુસેન, આ બેહેન જંએનબ વીદાએ થાવાને આવીછે, અએ મારા માં જાએઆ ભાઇ હુસએન, અએ મારા નુરલ અંએન, ઊઠો સું જંમીન ઊપર પડેઆછો, અરે બેહેન જંએનબને વીદાએ કરીએ. અએ ભાઈ હુસેન હું કુશમાંહે જાઊંછું, મને આ મલાઈંનો કુફીઆએ કંએદ કીધાછે, અએ આકાં હુસેન મને આ મલાઇંનો કુફીઆથી છોડાવીએ અને એની ઇજાંથી બચાવીએ.

અએ એખવાનો ભાઈજાનો, જંએનબ યહાં હુસેનની લાશ મુબારક ઉપર વીલાપ કરી રહેઆછે, અને રબાબ બીનતે અમરા અલ કંએસ, અંલી અકબરના લાશા ઉપર પડેઆછે, અને ફરમાવી રહેઆછે કે અએ બેટા અંલી અકબર, સું રણના મએદાનમાં સુતાછો, ઉઠો અમાંની ખબર લો. અએ બેટા આ મલાઈંનો કુફીઓ મને સતાવી રહેઆછે, અએ દીકરા અએ મારા કલેજાના ટુકડા કેમ બોલતા નથી, અરે આ જાંલીમોના કંએદથી કેમ મને છોડાવતા નથી.

અએ એખવાનો ભાઈજાનો એવી રીતે રબાબ બીનતે અમરા અલ કંએસ વીલાપ કરી રહેઆછે.કે લઈંન ઉંમર બીન સાઅંદે હુકમ કીધો કે હાં નબીના અહેલેબએતને ઊંટ ઉપર સવાર કરો. લઈંનના હુકમથી શીમર, ખુદાની લાઅંનત એ શીમર ઉપર, જંએનબના નજંદીક આવેઓ અને કહેવા લાગો કે અએ જંએનબ તમે ઉંટ ઉપર સવાર થાઓ.

માઅંશરલ એખવાનો નબીઅલ ઈમાનો રાવી પુરઞંમ બયાનં.કરેછે કે જેવારે જંએનબે જવાબ ન દીધો તેવારે મલઉંને દુરો ઉંચો કીધો અને જંએનબની પીઠ ઉપર મારવા લાગો. ખુદાતાઅંલા એ મલાઇનના હાંથને કંતા કરનો. તે બાદ

લઇને આપને ઉંટ ઉપર સવાર કીધા, અને સઘલા અહેલેબએતને પણ ઉંટ ઉપર સવાર કીધા, અહેલેબએતનો કાફેલો કુફામાંહે આવેઓ.

રાવી લખેછે કે જેવારે અહેલેબએતનો કાફેલો કુફામાંહે આવેઓ તેવારે મલાઈંનો કુફીઓએ ઈંદની માફક ખુશી કીધી, અને તમામ કુફાની બજાર સંણગારી, અને એક ખલકંત અંજુંમ તમાશો જોવાને એકઠી થઇ.

રાવી પુરગંમ બયાન કરેછે કે એક મરદ બજારમાં ઉભો હતો તેને હુસેનના કંતલની બીલકુલ ખંબર ન હતી. તે સઘલા લોકોને પુછવા લાગો અને કહેવા લાગો કે અએ લોકો તમો આજે સાવાસ્તે ખુશી કરોછો ? અએ લોકો આજનું દીવસ કાંઈ ઈંદનું દીવસ નથી. મલાંઇનો કુફીઓ કહેવા લાગા કે અએ મરદ તું કોનછે ? કાંહાંથી આવેઓછે ? તને ખંબરછે કે નથી ? આ મરદ કહેવા લાગો કે ના મને બીલકુલ ખંબર નથી. સઘલા લોકો કહેવા લાગાકે અએ મરદ આજદીને યજીંદનો ફતે થઈછે. મલાઈંનો કહેવા લાગા કે એક ખાંરજી નીકલેઓ હતો, ખુદા તઆંલા એ મલાઈંનોની જંબાનને કંતા કરજો. તે યજીંદની આજ દીને ફતા થઈછે. એ ખાંરજીનું અને તેના અસંહાબોનાં માથાંઓ તે આવેછે. અને એના અહેલેબએત પણ કંએદી થઈને આવેછે. આ મરદ કુફી કહેછે કે હું આ સઘલા મલાઈંનો કુફીઓ સાથે તકરાક કરી રહેઓછું કે એટલામાંહે કેટલાક સવાર આવેઆ એ સવારોના હાથમાં ભાલાછે, અને ભાલાઓની નોક ઉપર કેટલાક માથાંઓછે, અને એ સવારની પાછલ કેટલાક ઊંટોછે, તે ઉંટોની પીઠ ખુલીછે, તેની ઊપર કેટલીક બઈરીઓ સવારછે, તે બઈરીઓના માંથાં ખુલાંછે, મોંહો ઉપર બાલ પડેલાછે, કોઇ કહેછેકે વા હુસેના, કોઈ કહેછેકે વા મકંતુલા, કોઈ કહેછે કે વા અબતા વા ગંરીબા. આ મરદ કુફી કહેછે કે જે વખંત આવીરીતનાં કલામને મેં સાંભલેઆ તે વખંત મારૂં દીલ થરથરવા લાગું અને મારૂં અંગ કાંપવા લાગું, અને મારી આંખોથી આંસુ ટપકવા લાગા અને હું તે બઈરી

જે સઉથી પેહેલા ઉંટ ઉપર સવાર હતી તેની તરફ આંખ ઉંચી કરીને જોવા લાગો, તે બઇરી કહેવા લાગા કે અએ કુફી તું અમારી તરફ સુ જુએછે ને તને શરમ નથી આવતી? આ મરદ કુફી કહેછે કે અએ મારી બીબી હું તમારી મુસીબત ઊપર રોવુંછું, તમે કોનછો અને આ માથાં કોનાછે. અએ મારી બીબી તમારા જોવાથી મારૂં દીલ ફાટી જાએછે અને મારી આંખોથી આંસું બેસાખતા જારી થાય છે. હજી તે મરદ કહેછે કે અએ મારી બીબી મેં કૈદી ઘણાં જોએઆછે પણ તમારી માફકના કૈદી જોએઆ નથી. લેકીન હું તમને પીછાનતો નથી કે તમે કોનછો અને કાંહાંથી આવેઆછો.

રાવી લખેછે કે તે બઇરીએ પોતાનું માથું ઝુકાવી દીધું અને કહેવા લાગી કે અય કુફી તું સું મારા નામને પુછેછે. અરે હું જૈનબ બીનતે અમીરલ મોઅમેનીનછું, અને આ સઘલા કૈદીઓ રસુલિલ્લાહ સલ્લ૰ અલયહે વ આલેહીના અને ફાતેમતજ્જેહેરાની દીકરીઓ છે. અય હુસેન અલેહિસ્સલામના અઝાદારો તે પછી જૈનબ ફરમાવા લાગા કે અય કુફી જે પેહેલા ભાલાની નોક ઉપર માથુંછે, તે માથું મારા ભાઈ હુસેન ઇબને અલી અલયહિસ્સલામનું છે કે જે હુસેનને આ મલાઈનો કુફીઓએ કરબલામાં જેબાહ કીધા, અને આપના ફરજંદોને અને સઘલા અસ્હાબ વફાદારને પેઆસા કતલ કીધા, અને આપના અહેલેબએત તને કૈદ કીધા, અને સઘલું અસબાબ લુટી લીધું, અને આપના ખેમાને બાલી દીધા. અય મારા ભાઇઓ અને બેહેનો હજી જૈનબ તે કુફીને ખીતાબ કરીને ફરમાવે છે કે અય કુફી, આ જવાન જે અમારા ઉંટોનો મેહાર પકડીને ચાલેછે તે જવાન મારા ભાઈ હુસેન અલેહિસ્સલામનો દીકરોછે, એનું નામ અલી જૈનુલ આબેદીન છે. અય કુફી એ અલી બીમાર છે, ચાલવાની તાકત નથી. અય હુસેન અલેહિસ્સલામના અઝાદારો માતમદારો ગમખુઆરો હુશીઆર થાઓ હુશીઆર થાઓ, રોવો, કેમકે માતમનું હંગામછે.

અઇ એખવાનો જેવારે કે આ મરદ કુફીએ મવલાતના જૈએનબ અલેહિસ્સૅલામના આ કલામ સાંભલેઆ, તેવારે જાંર જાંર રોવા લાગો, અને પથર ઉપર પોતાનું માથું ટકરાવા લાગો, અને ગાલો ઉપર તમાચા મારવા લાગો, અને જૅમીન ઉપર પછાડી ખાવા લાગો, અને કહેવા લાગોકે અઇ મારી બીબી જૈએનબ ખુદાતાઅૅાલા તે આંખને ફોડી નાખજો કે જે આંખે તમારી તૅરફ નજૅર કીધી. અઇ મારી બીબી હું તો તમારો મોહીબ્બ છું, અને ગુૅલામ છું. હજી તે મરદ કુફી કહેછે કે મને જૈએનબ અલેહિસ્સૅલામ ફરમાવા લાગા કે અઇ મરદ કુફી જેવારે તું કહેછે કે હું તમારો મોહીબ્બછું તેવારે તું અમને યારી દેવા કેમ ન આવેઓ? તે મરદ કુફી કહેવા લાગો કે અઇ મારી બીબી આ અમરની ગુૅલામને બીલકુલ ખૅબર નથી.

રાવી પુરઝૅમ લખેછે કે આ મરદ કુફી રોતો રોતો પોતાનાં ઘરમાં આવેઓ, અને સરવે અહેલેબઇત દારૂલઇમારત યાઅૅને સરકારી હવેલીમાં દાખલ કરવાણાં.

માઅૅશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅૅત રાવી લખેછે કે જેવારે ફજરનો વખૅત થીઓં તેવારે લઈન અૅબદુલ્લાહ બીન જીઆદે અમર કીધોકે હુસેન અલેહિસ્સૅલામના અહેલેબઇબતને શામમાં લઇજાઓ. લઈન અૅબદુલ્લાહના અમર મોઆફીક સરવે ફોજ તઇઆર થઇ, અને હુસેન અલેહિસ્સૅલામના માથાને લીધુ અને સરવે અહેલેબઇતને પણ ઉંટો પર બેસાડેઆ, અને મૌલાના અૅલી જૈનુલ અૅાબેદીનના હાથમાં ઉંટની મેહાર આપીને સઘલા ચાલેઆ. આ મરદ કુફી કહેછે કે મેં મારા દીલમાં વીચાર કીધોકે આ નબીના અહેલેબઇત તો શામમાંહે કૈદી થઇને જાએ અને હું મારા ઘરમાં બેસી રહું, તો મને હએફછે. એટલું દીલમાં સોંચીને હું પણ આ સઘલાની પાછલ ચાલેઓ. તે મરદ કુફી કહેછે કે મૌલાના અલ હુસેન અલેહિસ્સૅલામના અહેલેબએત જે મનજૅલોમાં ઉતરે, હું મારી તાકૅત મુજબ એ સઘલા અહેલેબઇતની ખીદમત કરૂં, અને એ સઘલાની મુસીબત

ઉપર રહું, એવી રીતે અમે એક ગામડા માંહે આવેઆ. તે ગામડામાં એક બુઢી રહેતી હતી. એ બુઢીની કેટલીક છોકરીઓ પણ હતી. તે બુઢી ખંબીસા મલઉંના પોતાની સાથે છોકરીઓને લઈને આવી હતી, અને જેવારે હુસેન અલેહિસ્સલામના માથા મુબારકને ભાલાની નોક ઉપર જોઈઉં, આપની દાહાડી મુબારક ખુનમાં તરછે, તેવારે મલઉંના કહેવા લાગી કે આ માથું સઘલા માથાંઓના અગાડીછે એ કેનું માથુંછે? અને એના પાછલ જે માથાંઓ છે તે પણ કેના માથાં છે?

રાવી જાનસોઝં બયાન કરેછે કે, કહેનારાએ કહીઉં કે અઈ બુઢી આ હુસેન બીન અલીનું માથું છે, અને બીજા માથાંઓ એના અસંહાબ વફાદારના માથાંઓછે. આ હૌલ સાંભલીને મલઉંના ઘણીજ ખુશી થઈ, અને એની છોકરીઓને કહેવા લાગી કે મને એક પથર લાવી આપો કે તે પથરને હું હુસેનના મો ઉપર મારૂં. તે મલઉંના કહેછે કે અઈ મારી દીકરીઓ આ હુસેનના બાવાએ મારા બાવાને કં તલ કીધાછે.

રાવી જાનસોઝં લખેછે કે તે પછી મલઉંના ખંબીસાને તેની છોકરીઓએ એક પથર લાવી આપીઉં. તે મલઉંના બુઢીએ તે પથર આકાં હુસેન અલેહિસ્સલામના મોંહો મુબારક ઉપર મારીઉં, આપના મોંહ મુબારકથી ખુન જારી થીઉં. ખુદા તાઆલા એ મલઉંનાના હાથને કંતા કરજો.

અઈ એખવાનો ભાઈજાનો મેહેરબાનો, જેવારેકે ઝંએનબ અલેહિસ્સલામ અને ઉમકુલસુમ અલેહિસ્સલામ અને બીજા સરવે બચ્ચાંઓએ જોઈઉં કે આકાં હુસેનના મોંહથી ખુન જારીછે, શાએદ કે કોઈએ પથર મારેઓ તેથી ખુન જારીછે, આ માજરો જોઈને અહેલેબએત ઘણાં રોએઆ, અને માતમ કીધો. તે પછી ઝંએનબ અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અઈ લોકો મારા ભાઈ અને મારી આંખના નુરને પથર કોણ શખસે મારીઉં? કહેનારોએ કહીઉં કે આ બુઢી મલઉંનાએ પથર મારીઉં.

અઇ હુસેન અલેહિસ્સલામના શીઆં અને ગુલામો અઇ ભાઇઓ અને બહેનો જાહાં ઝંએનબ અલેહિસ્સલામે તે બુઢી મલઉંનાનું નામ સાંભલ્લીઉં તેજ વખંત આપે બેઉં હાથ ઉંચા કરીને જનાબે કીબરીઆમાં દોઆં કીધી, અને અંરજ કરવા લાગા કે અઇ પરવરદીગાર મારા, આ બુઢી મલઉંનાની હવેલીમા આગ લગાડી દે, તાકે એ મલઉંનાની હવેલી બલી જાએ. અને એ મલઉંના પણ બલી જાએ.

અએ એખવાનો ભાઇજાનો મવલાતના. ઝંએનબ અલેહિસ્સલામના કલામ તમામ ન થીઆકે તે મલ્લઉંનાની હવેલીમાં એકાએક આગ લાગી. તે મલઉંના બુઢી અને તેની છોકરીઓ સરવે બલ્લી ગઇ. ખુદા તઆંલા એ મલઉંનાને હ . મેશા સીજ્જીંનમાં રાખજો.

માઅંશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅંત, અએ હુસેન અલેહિસ્સલામના અંજાંદારો તે બાદ મલાઈંનો ત્યાંથી ચાલેઆ. કે શામમાંહે પોંહોંચેઆ. લઈંન યજીંદ પલીદની સાંમે મલાઈંનોએ નબીના અહલેબએતને ઉભા કીધા, અને સરવે શોહદાઓના માથાંઓને પણ હાજંર કીધા. મૌલાના અલ હુસેન અલેહિસ્સલામના માથા મુબારકને એક જવાહેરના તંશતમાં મુકેઓ, અને લઈંને તે તંશતને તખંતની નીચે મુકેઓ. લઈંન યજીંદના હાથમાં એક સોનાની લાકડી હતી, લઈંને તે લાકડી આકાં હુસેન અલેહિસ્સલ્લામના હોઠ ઉપર મારી. હએ હએ અફ સોસ સદ અફસોસ શું જુંલમ અને સીતમ છે, અરે જે હોઠને રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલઇહે વ આંલેહી વ સલમ ચુસે અને બોસા દીએ તે હોઠ ઉપર લઈંન લાકડી મારે. ખુદા તાઅંલા એ લઈંનના હાથને કંતા કરજો.

માઅંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત રાવી લખેછે કે તે વખંત યજીંદ પલીદની મજંલીસમાં મુલક. મુલકના વકીલો હાજંર હતા, તેના જુમલામાં રૂમના વકીલ પણ હાજંર હતા, તે જાતના નસાંરા હતા. તે વકીલે લઈંન યજીંદ પલીદને પુછીઉં કે અઇ યજીંદજે વખંત કેહું યહાંથી જાઉં છું તેવખંત મારા બાદશાહ યાંહાંની

સરવે અખંબાર પુછેછે, તે વાસતે અઈ યજીદ બયાન કર કે આ માથું કેનું છે? આ કુંએદી ઓ કોન લોકછે ? યજીદ પલીદ કહેવા લાગોકે અઈ નસંરાની એક હુસેન કરીને શખસ હતા, તે મારા ઉપર ચડી આવેઆ હતા, ખુદા તાઆંલાએ મારી ફતે કીધી, હુસેન અને હુસેનનું લશકર મારીઉં ગયું. આ માથું તે હુસેનનું માંથું છે અને આ કુંએ દીઓ હુસેનના અહેલે હરમછે. તે નસંરાની કહેવા લાગો કે અઈ યજીદ એ હુસેન કોનછે? એના બાવાનું સું નામછે? એની માં કોનછે? એના નાના કોન છે? લઈન કહેવા લાગો કે એના નાના મુહમ્મદલ મુસંતંફા છે, એના બાવા અંલી અલ મુરતંજાંછે, એની માં ફાતેમતજંજંહેરાછે, એના ભાઈ હસનછે. તે નસંરાની કહેવા લાગો કે અઈ યજીદ આ સું બોલેછે, અરે મુહમંદ કોનછે, જે મુહમંદ કે નબી થીઆછે તે મુહમંદ કે બીજા મુહમંદ? લઈન નીચું માથું કરીને કહેવા લાગોકે હા હા એજ મુહમંદ. આ સાંભલીને તે નસંરાની મોં પર તંમાચા મારવા લાગો અને કહેવા લાગો કે અઈ લઈન ખુદા તાઆંલા તને ગાંરત કરનો અઈ લઈન અજબ તારૂં ધીન અને મજંહબછે કે તું નબીનો તો કલમો પડછે અને એના નવાસાને કંતલ કરેછે, અને એના અહેલેબએતને કુંએદ કીધાછે, વાહ વાહ તુંએ નબીને ખુબ ભાડું આપીઉં, અઈ યજીદ પલીદ હું ઈંસા નબીની નસંલમાં સતરમી પેડી પર છું, તે વાસતે મારી કોમ મને તાઅંજીમ દીએછે. અરે કમબખંત આ હુસેન તો નબીની બેટીના બેટાછે.

અઈ એખવાનો જેવારે નસંરાનીના આ કલામને તમામ અહેલે મજલીસે સાંભલેઆ, તેવારે રોવા લાગા. લઈને જલાંદને હુકમ કીધો કે અઈ જલ્લાદ તું આ નસંરાનીને જલદીથી કંતલ કર. તે જલ્લાદ નસંરાનીને કંતલ કીધો. અહેલે બઈતને નેહાયત ગંમ થીઉં. થોડુંક દમ બાકી હતું, મોલાના જંએનુલ આંબેદીનએ આવીને તે નસંરાનીને કલમો પડાવેઓ. તે નસંરાની ઇસલામ લાવેઓ તાકે તે નસંરાની વફાત થીઓ. ખુદાની રહેમત એ નસંરાની ઉપર વસંલામ.

———

# મોઅજેજો ૧.લો.

## આ મોઅજેજામાં દરવેશનો બયાન છે.

માઅંશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅંત ખુદા તાઅંાલા તમને રાખે સંહી અને સલામત, અએ એખવાનો ભાઈ જાનો જેવારે કે આકાં હુસેન અલેહિ સંલામના અસંહાબ વફાદાર અને આપના ભાઇ ભતીજા બેટા ભાનજા સરવે મએદાનમાં કામ આવી ગયા, તાકે આપના છ (૬) મહીનાના ફરજંદ અંલી અસંગર પણ જુંલમ અને સીતમના તીરથી મારેઆ ગયા, કોઈ એકલી બાકી ન રહીઉં, અગર બાકી રહેઆ તો બઈરીઓ અને કેટલાક બચ્ચાંઓ અને મવલાના અંલી જંએનુલઅંાબેદીનં બાકી રહેઆ, તે આપને તપની શીદ્દત એવી હતી કે આ સઘલાઓ મારેઆ ગયા તેની બીલકુલ ખંબર નહોતી, આ મીસંલનું હાલ હતું કે મલાઇંનોના લશકર થકી હલ મિન મબારજંની નીદા આવી કે અએ હુસેન હવે કોઈ નીકલનાર હોએ તો નીકલે.

રાવી લખેછે કે તે વખંત આપ ખંએમાના દરવાજાં ઉપર કમર પકડીને ઉભા હતા, આંખોથી આંસું જારી હતા, અસંહાબ વફાદારની યાદમાં હતા, જેવારે આ મલાઇંનોની નીદા આવી તેવારે આપ જમણી અને ડાબી તંરફ આંખ ઉંચી કરીને જોવા લાગા, અને ફરમાવા લાગા કે અએ મારા અસંહાબ વફાદાર તમે સઘલા મને આ રણનાં મએદાંનમાં એકલો મુકીને કાંહાં ગયા? તે બાદ ફરમાવા લાગા કે અએ બેટા અંલી અંકબર, અએ ભાઈ અબ્બાંસ, આવો આ હુસેનને ઘોડા ઉપર સવાર કરો. એટલું કહીને આપે એક આંહનો નારો મારેઓ અને ઘણાં રોએઆ.

રાવી લખેછેકે રોવાનું આવાજં આપની બેહેન જંએનબના કાનમાં પોહોચીઓ. જંએનબ અલેહિસ્સલામ આકાં હુસેન અલેહિસ્સલામનું આવાજં સાંભલીને આપ ઘભરાતા હુવા આવીઆ અને કેહેવા લાગા કે અએ માં જાયા ભાઇ હુસેન, અએ નાના નબી મુહમ્મદ મુસ્તફાના દીલના ચએન, અએ બાવા અલીઅલ મુરતજાનાં નુરલ અએન, કેને પુકારી રહેઆછો અને શું ઇરાદોછે? ફરમાવો, આ બેહેન કમનસીબ હાજંર છે. આકાં હુસેન ફરમાવા લાગા કે અએ બેહેન આ મલાઇનો કુફીઓ મને બુલાવેછે તે વાસતે ઘોડાની રીકાબ પકડી મને સવાર કરવા સારૂ મારા અસ્હાબ વફાદાર, અને બેટા અલી અકબર, અને ભાઈ અબ્બાસની યાદ કરૂંછું, અએ બેહેન મારી નીદાને કોઈ સાંભલતું નથી.

રાવી પુરગંમ બયાન કરેછે કે જેવારે આકાં હુસેનના આ કલામ જંએનબે સાંભલેઆ, તેવારે આપ ઘણાં રોયા અને અંરજં કરવા લાગા કે અએ ભાઇ હુસેન, આપતો પધારોછો, હવે આ બેહેનને આપના વગર કેમ આવસે ચેન, અએ ભાઈ જેવારે માં ફાતેમતજંજંહેરા વફાત થીઆ તેવારે બાવા અલીને સોંપી ગીઆ, જેવારે બાવા અલીઅલ મુરતજાં શાહીદ કરવાણાં તેવારે ભાઈ હસનના હવાલે કરી ગીઆ, જેવારે ભાઈ હસન જંહેરથી કતલ કરવાણાં તેવારે આપની તરફ સઘલા અહેલે બએતની કફાલતનું અમર કરી ગીયા, હવે આપ અમને કોની તરફ અમારી કફાલતનું અમર કરી જાઓછો?

રાવી લખેછે કે આકાં હુસેન ફરમાવા લાગા કે અએ બેહેન તમારી કફાલતનું અમર ખુદા તાઅંલાની તરફ સોંપું છું, ખુદા તાઅંલા તમારો અને સઘલા અહેલેબએતનો હાફેજં છે. આ મીસલથી આકાં હુસેન અને જંએનબના દરમીઆન તકરીર થઈ રહી હતી કે પાછી મલાઇનો કુફીઓના લશકરથી નીદા આવી કે અએ હુસેન હવે કોઈબી નીકલનાર હોએ તો નીકલે, અગર કોઈ બાકી ન રહેઓ હોએ તો તમે આવો. આ મલાઇનો કુફીઓનો તાઅંનો

સાંભલીને આપને પણ જોશ આવીઓ અને જંઐનબને ફરમાવા લાગા કે અરે બેહેન જંઐનબ ઘોડાની રીકાબ પકડા અને ભાઈને સવાર કરો.

રાવી પુરગંમ બયાન કરેછે કે હઅે હઅે જંમાનાઅે સું ઇનકેલાબ કીધું હતું કે નબીના નવાસા અલ્લાહના ખાસા, આલમના ખુલાસા ઘોડા ઉપર સવાર થાઅે અને કોઈ ઘોડાની રીકાબનું પકડનાર ન હોઅે, તાકે બેહેન ભાઈને સવાર કરે? અફસોસ છે કે તે વખંત આસમાન પડેઓ નથી અને જંમીન ફાટી નથી પણ અઅે એખવાનો એમાંભી ખુદા તાઆલાના ઇસરાર હતા જે ઇસરારને ખુદા તાઆલા અને ખુદા તાઆલાના અવલીઆ જાણે છે.

રાવી લખેછે કે આખરૂલ અમર મવલાના હુસેનને જંઐનબે ઘોડા ઉપર સવાર કીધા, આપ રણનાં મએદાનમાં આવીઆ, શુંજાઅતેભી દીલમાં જોશ ખાધું, આપે જુલફકારને મેઆનથી કાહાડી, અને મલાઉનો ઉપર હમલો કીધો તાકે હજારો લોકોને કંતલ કીધા, મલાઉનોના લશકરમાં ભાગ પડી. તે વખંત ઉંમર બીન સાઅંદ, ખુદાની લાઅંનત એ ઉંમર બીન સાઅંદ ઉપર, મલઉંને જોયું કે આ વખંત મવલાના હુસેનને જલાલ આવીઉંછે, હમણાં લશકરને ફના કરી નાખસે. મલઉંને શીમરને બોલાવીને પુછીઉં કે અઅે શીમર હવે તારી સું રાઇ છે? લશકરમાં ભાગ પડીછે, હુસેન અલેહિસ્સલામનું કોઈ મુકાબલો કરતો નથી, તે વાસતે કોઈબી તદબીર કરવી જંરૂરછે.

અઅે એખંવાનો લંઈન શીમર તે વખંત કહેવા લાગો કે અઅે ઉંમર એક હીલોછે, અગર એ હીલો કરસું તો હુસેન રોકાઈ જાશે. મલઉંન ઉંમર બીન સાઅંદ કહેવા લાગો કે અઅે શીમર કયો હીલોછે? લઈંન શીમર કહેવા લાગોકે અઅે ઉંમર આપણે હુસેનને મુહમંદ મુસંતફાના કસમ દઈઅે, લઈંન ઉંમર બીન સાઅંદ કહેવા લાગો કે હાં આ રાઈ ઘણી બહેતરછે. એવી રીતનો મનસુબો કરીને બેઉ ખંબીસો પોતાનાં લશકરથી નીકલેઆ અને આકા હુસેનની નજંદીક

થએઆ, તે વખંત શીમરે પુકારીઉં કે અએ હુસેન તમે તમારી જુંલફકારને મેઆન કરો, તમને તમારા નાના મુહમ્મંદ મુસ્તંફા ના કસમછે, તમે તમારા નાના મુહમ્મદ મુસ્તંફાની ઊમ્મતને હલાક કરવાને ચાહોછો ?

રાવી કહેછે કે જે વખંત આ બેઉ મલાઇંનોએ આ મીસલનાં કલામ કીધા તે વખંત આસમાનથી નીદા આવી કે અએ બેટા હુસેન તલવારને મેઆન કરો, અએ બેટા મારી ઉમ્મંતે તમને મારા કંસમ દીધા અને હવે તમે એહના ઉપર તલવાર ચલાવો, એ મને મનજુંર નથી, તે વાસતેં એહેના ઉપર રેહેમ કરો અને શાહદતના જામને પીવામાં બારી તાઆંલાની ખુશીછે.

અએ એખંવાનો જેવારે મવલાનાં હુસેને આસમાનથી નીદાના કરફારને સાંભલી, તેજ વખંત આપે તલવાર મેઆનં કીધી, અને ફરમાવા લાગાકે. અએં નાના મુહમ્મંદ મુસ્તંફા જેમાં બારી તાઆંલાની ખુશીછે તેમાં મારી ખુશીછે, અએ નાના મુહમ્મંદ મુસ્તંફા આપની ઊમ્મંત ઉપર હું અને મારૂં ઘરબાર ફીદાછે. અએ એખંવાનો ભાઇજાનો મેહેરબાનો રાવી લખેછે કે જંએનબ અલેહિસ્સંલામ તે વખંત આંપ દરવાજાં ઉપર ઉભા હતા, આપ પુકારવા લાગા કે અએ ભાઈ હુસેન તલવારને સાવાસતે મેઆન કીધાં ? અરે મલાઇંનોમાં ભાગ પડીછે, વંખત ન કરીએ તલવારને ચલાવીએ, ખુદા તાઆંલા ચાહેછે તો હમણાં ફતે થાએછે, અએ ભાઇ હુસેન આપ આપના રફીકોના ખુન કેમ નથી લેતા? અરે મલાંઇનોએ અંલી અકબર, અને ભાઈ અબ્બાંસને શહીદ કીધા, અને આંપ એહેના ઉપર રેહેમ કરોછો ?

રાવી લખેછે કે જંએનબના આ કલામ સાંભલીને આપ ફરમાવા લાગા કે અએ બેહેન જંએનબ આ મલાઇંનો કુફીઆએ મને નાના મુહમ્મંદ મુસ્તંફાના કસમ દીધા અને હવે હું એઆના ઉપર તલવારને ચલાઉં, એ અમર મુરંવતથી દુર છે, વંલ્લાં નહીં તો એક પલકમાં આ મલાઇંનોને ફના કરી નાખું.

અએ બેન અગર હું એ બધાની તરફ ખયાલ કરૂં તો સઘલા કુફીઓને તલવારના નીચે ઉતારી દઉં. અએ બેન જંએનબ અગર કુફીઓને હું ફનાં કરી નાખું, ભલા કહો, મારા લાલ અલી અકબર જીનદા થાસે? યા મારા ભાઈ અબાસ ફોરાતથી પાણી લઇને આવસે? અએ બેન જંએનબ એક મારી જાનનાં ખાતર નાનાં નબીની ઉમતને હલાકં કરવું મને મનજુર નથી.

અએ એખવાનો આવી રીતે ભાઈ બેનનાં દરમેઆન તકરીર થાતી હતી તે તકરીરને મલાઈનોએ સાંભલી તે વખત સઘલાને યકીન થીઉં કે હવે હુસેન લડનાર નથી. મલાઈનો ચોતરફથી દોડીઆ, તલવારો અને તીરો અને ભાલા મારવા લાગા, તાકે એક મલઉને આપની પેશાની ઉપર પથરને મારીઉં. એ મીસલનું હાલ થીઉં કે નાગહાં એક દરવેશ યાઅંને સાયલ આવીને ઉભો રીઓ, અરજ કરવા લાગો કે અએ મરદ વલી હું ચાર દીનથી ભુખેઓછું મને જમાડો, ખુદાતાઆલા તમને જનતના જમણ જમાડશે.

રાવી પુરઅમ બયાન કરેછે કે આકા હુસેન ફરમાવા લાગા કે અએ સાયલ હું તન દિવસનો ભુખેઓ અને પેઆસોછું, અએ મરદ સાયલ હું તમને પુછું તેનું જવાબ દીઓ, કે તમે મને સવાલ કીધો કે અએ મરદ વલી હું ચાર દીનનો ભુખેઓછું મને જમાડો, તે અએ સાયલ તુંએ મને મરદ વલી શું સમજીને કીધું?

અએ એખવાનો સાયલે અરજ કીધી કે અએ મરદ વલી, હું વલીની એલામત તમારી અંદર જોઇને કહુંછું. આકા હુસેન ફરમાવા લાગા કે અએ સાયલ બયાન કરો, મારા અંદર તમે શું વલીની એલામત જોઈ? સાયલે અરજ કીધી કે અએ મરદ વલી જેવારે તમારી પેશાની ઉપર પથર લાગો તેવારે તમારા મોંહથી અલહમદો લેલાહનો કલમો નીકલેઓ, તે વખત મેં જાણીઉં કે આ શખસ મરદ વલીછે, તે સાથે હજી મેં નબી મુહમદનિલ મુસતફા અને અલીયુલ મુરતજા અને ફાતેમતજજહેરા અને હસનલ મુજતબા અને સઘલા મલાએકોને દીઠા કે સઘલા રોઈ રહેઆછે,

અને માતમ કરી રહેઆછે, અને માથા ઉપર ધુલ નાખેછે, તે વાસતે તમે મરદ વલીછો મને જમાડો.

રાવી પુરગંમ બયાન કરેછે કે આકાં હુસેન ફરમાવા લાગા કે વારૂ અએ સાયલ જમણ જમો. તે બાઅંદ આપે આસમાન તરફ આંખને ઉંચી કીધી અને ફરમાવા લાગા કે અએ બારી, તલબ કરૂછું હું તારી યારી, તારી શાંનછે ઘણી ભારી. અએ આલમનાં પાલનાર તું જાણેછે કે આ મલાઈનો કુફીઓ મને નાહક કતલ કરેછે, અએ પરવરદીગાર તું આ સાયલને જમાડ.

રાવી લખેછે કે આકાં હુસેનનાં કલાંમ, તમામ ન થએઆ કે આસમાનથી એક થાલ ઉતરેઓ કે તે થાલ માંહે ગરમ ગરમ જમણછે, આપે તે થાલને સાયલની આગલ મુકેઓ અને ફરમાવા લાગા કે અએ સાયલ જમણ હાજરછે.

રાવી લખેછે કે તે સાયલ જમણનાં થાલ ઉપર બેઠો અને અરજ કરવા લાગો કે અએ મરદ વલી તમેભી તન દીવસના ભુખેઆછો અને પેઆસાછો આવો મારી સાથે જમણ જમો.

રાવી લખેછે કે આકાં હુસેન ફરમાવા લાગા કે અએ સાયલ તમે જમો. સાયલે અરજ કીધી કે અએ મરદ વલી ખુદાએ જમણ મયસર કરી આપીઉં, અને તમે જમણનું ના કહોછો તે સાથે તમે તન દીવસના ભુખેઆછો, આવો બેસો જમણને જમો. આકાં હુસેન ફરમાવા લાગા કે અએ સાયલ તમે જમો. સાયલ કહેવા લાગો કે તમે નથી જમતા તેનું સબબ સુંછે? બયાન કરો, વ ઈલાં નહીં તો ખુદા તાઆલાનાં કસમ હું હરગીજ જમણ જમનાર નથી. આકાં હુસેન ફરમાવા લાગા કે અએ સાયલ સું કરવા તકરાર કરોછો, જમણને જમો. સાયલ કહેવા લાગો કે અએ મરદ વલી તમે ભુખેઆ બેસી રહો અને હું જમણને જમું એ હરગીજ બનનાર નથી, તેવાસતે તમે બેસો અને મારી સાથે જમણને જમો.

રાવી લખેછે કે આખરૂલ અમર આકાં હુસેન થાલ ઉપર બેઠા અને હાથમાં

લુકમાને લીધો, આપે ચાહીઉં કે લુકમો મોંહમાં મુકે કે તે લુકમો આપનાં હાથમાંથી પડી ગીઓ, આપ સાયલને ફરમાવા લાગા કે અએ સાયલ આ જમણ અમારી કીસમતમાં નથી તમે જમો, અગર એ જમણ કીસમતમાં હતે તો સા વાસતે લુકમો પડી જતે? સાયલે અરજ કીધી કે અએ મરદ વલી તમે કોણછો? કાંહાં જાવાનું ઈરાદોછે? તમારૂં વતંન કઈઉં છે? વતંનનું સું નામછે? તમારો બદન જખમોથી ચુરછે તેનું સું સબબછે? તમે વતંનથી એકલા નીકલેઆ હતા કે બચાં બાલા લઈને નીકલેઆ હતા? અએ મરદ વલી જલદીથી દેખાડો, મને પણ આ જમણની તરફ બીલકુલ શૌક નથી.

રાવી પુરગંમ બયાન કરેછે કે તે સાયલનાં કલામ સાંભલીને આકા હુસેન ફરમાવા લાગા, અને એક આહનો નારો ભરીને કહીઉં કે અએ સાયલ તું મારી મુસીબતની જીકરને ન પુછ, અરે આ દુનીઆમાં મારા સરીખો કોઈ ગીરફતારે બલા નહીં હોએ, અને હું ખુદાનાં નજદીક દુઆ કરૂંછું કે પરવરદીગાર કોઈ શખસને મારી મીસલ ગીરફતારે બલા ન કરે, અએ સાયલ તમે જમણને જમો અને ઈઆંથીં તમારા વતંનની તરફ ચાલો, અએ સાયલ તમે સવાલ કરેછે કે તમારૂં સું નામછે અને વતંન કઈઉંછે કાંહાં જાવાનું ઈરાદોછે અને વતંનથી એકલા નીકલેઆ હતા કે બચાં બાલાને લઈને નીકલેઆ હતા, તે અએ સાયલ મારૂં વતંન મદીનો છે, હવે મદીનાથી નીકલવાનું સબબ આ છે કે આ મલાઈનો કુફીઓએ મારા ઉપર કાગલો લખેઆ હતા તેમાં લખીઉં હતું કે અએ હુસેન તમે જલદીથી આવો અને અમને શરીઅતના અમુર સીખાવો અને હીદાયતને રસતે લગાડો, અએ હુસેન અગર તમે નહીં આવો અને અમને હીદાયતને રસતે નહીં લગાડો તો તમે આજાબમાં નાજલ થાસો. અએ સાયલ જે વખત આ મલાઈનો કુફીઓના કાગલો મને આવેઆ તે વખત મારા ઉપર નીકલવું વાજીબ થીઉ. જે વખંત હું મદીનાથી નીકલેઓ તેવારે મારા બેટા

અને ભાઈઓ અને ભતીજાઓ અને ભાણજાઓ અને કેટલાક અસ્હાબ વશાદાર મારી સાથે થીઆ તાકે અમે સઘલા મનાજંલો તંએ કરતા કરતા આ જંમીનમાં આવી પોંહોચેઆ કે જે જંમીનનું નામ કરબલા છે. અએ સાયલ તે પછે મલાઈંના કુફીઓએ મારા ઉપર તન દીવસ થીઆ પાણી બંદ કીધું તાકે મારા ભાઇઓ, અને બેટાઓ, અને ભાનજાઓ, અને ભતીજાઓ, અને અસ્હાબ વશાદારને ભુખેઆ અને પેઆસા કંતલ કીધા. અએ સાયલ હવે હું એકલો બાંકી રહેઓછું તે ઘડી બે ઘડીનો મહેમાનછું. અએ સાયલ તુ યહાંથી જલદી જા, મારી શહાદતમાં દેર થાએછે.

'અએ એબવાનો સાયલે અરજં કીધીકે અએ મરદ વલી તમે કહોછોકે મારૂં નામ હુસેનછે અને મારૂં વતંન મદીનોછે, તે અએ હુસેન તમારા નાના મુહમ્મદ મુસંતંફાછે ? અને તમારા બાવા અંલી અલ મુરતંજાંછે ? અને તમારી માં ફાતેમતજં જંહેરાછે ? આકાં હુસેન ફરમાવા લાગા કે હાં અએ સાયલ મારા નાના નબી મુહમ્મદ મુસંતંફા છે, અને માં ફાતેમતજંજંહેરાછે,' અને બાવા અંલીઅલ મુરતંજાંછે, ભાઈ હસનલ મુંજતબાછે અને કાકા જાઅંફરે તૈયારછે.

અએ મારા ભાઈઓ અને બેનો જેવારે સાયલે આકાં હુસેનની જંબાન મુબારકથી આ કલામ દરદ અનજામ સાંભલેઆ તેવારે સાયલ તે જમણના થાલ ઉપરથી ઉઠીને ઉભો થીઓ અને પોતાના માથા ઉપરથી પાગડી ફેંકી દીધી પીટવા લાગો, જંમીનથી પોતાનું માથું ટકરાવા લાગો, માથા ઉપર ધુલ ઉડાવવા લાગો, અને કહેવા લાગો કે અએ આકાં હુસેન, અએ નબી મુહમંદ મુસંતફાના નુરલઅંએન, અએ ફાતેમતજંજંહેરાના દીલના ચઇન, અરે આપ આ શું ફરમાવોછો, આ મલાઈંનો કુફીઓ તમારા નાના મુહમંદ મુસંતંફાનો કલમો પડેછે અને તમને કંતલ કરેછે, હએ હએ આ એવા કેવા મુસલમાનોછે, ખુદા તઆંલાની અને સઘલા મલાએકોની એના ઉપર લાઅંનતછે. બારી તઆંલા આ સઘલા

મલાઈંનો કુફીઓને અંજાંબે અકબરમાંહે દાખલ કરજો, અને સીજ્જીનમાં હમેશા બાકી રાખજો. તે બાદ સાયલે અંરજં કીધીકે આકાં હુસેન ગુંલામને રજાં આપો કે આ મલાઈંનો કુફીઓને કંતલ કરૂં અને આપના ઉપર ફીદા થાઊં, તાકે હું આપના ફીદાઇઓના જુમલામાં શામીલ થાઉં.

રાવી પુરગંમ બયાન કરેછે કે આકાં હુસેન ફરમાવા લાગા કે તમે કહોછો તે બજાછે, વલેકીન અએ સાયલ તમારી કીસમતમાં શાહાદત લખી નથી. સાયલે અંરજં કીધી કે અએ આકાં હુસેન, આપ ફરમાવોછો કે તારી કીસમતમાં શહાદત લખી નથી તે બજાછે વલેકીન જેવારે કયામતનું દીન આવસે તેવારે નબી મુહમંદ મુસંતંફા મને સવાલ કરસે કે અએ સાયલ તુંએ મારા દીકરા અને મારા કલેજાના ટુકડા હુસેન અલેહિસ્સલામને યારી કેમ ન દીધી? તેવારે અએ આકાં આ ગુંલામ સું જવાબ દેસે.

અએ એખંવાનો રાવી લખેછે કે આકાં હુસેન ફરમાવાં લાગા કે અએ સાયલ તું કંયામતનાં દીવસનો અંદેસો મં રાખ, અએ સાયલ જેવારે મારા નાના નબી મુહમંદ મુસંતંફા તને સવાલ કરસે તેવારે હું તારી તંરફથી જવાબ દઈસ કે અએ નાના મુહમંદ આ સાયલ મારી યારી વાસ્તે આવેઓ હતો, તે વખંત નબી મુહમંદ મુસંતંફા તારી શફાઅંત કરસે અને તને જન્નતમાં દાખલ કરસે, તે વાસતે અએ સાયલ જલદીથી જાઓ.

રાવી પુરગંમ બયાન કરેછેકે તે સાયલ આકાં હુસેનના ફરમાન મુજબ ચાલેઓ, થોડુંક દુર ન ગીઓ કે જુએછે સું કે મલાઇંનો કુફીઓએ ચોતંરફથી આકાં હુસેન ઉપર હમલો કીધો, કોઇએ તીર મારેઓ, કોઇએ પથર મારેઓ, તો કોઈએ ભાલો મારેઓ, તાકે આપ જંખમોથી ચુર થઈ ગીઆ, અને ઘોડા ઉપરથી જંમીન ઊપરં પડી ગીઆ, તે સાયંલ આ માજરાને જોઈ ઘણોજ રોએઓ તાકે રોતાં રોતાં બેહોશ થઈ જંમીન ઊપર પડીગીઓ ને તે સાયલે વફાત કીધી. ખુંદા તાઆંલા

ની અને સઘલા મલાએકોની રેહેમત હોએ એ સાયલ ઉપર. આમીન યા રબ્બિલ આલમીન.

# હમીદ અને હારૂનરશીદની હિકાયત.

માઅંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત અએ એખવાનો આ મલાઈનો બની ઉમૈય્યાએ આલે મુહમ્મદ ઊપર જુંલમ અને સીતમ ઘણાંજ કીધાંછે, આકા હુસેનના શહાદતનાં બાદભી મલાઈનોએ આલે મુહમ્મદને ચેનથી બેસી રેવા દીધા નથી, ખુદા તાઆંલાએ નજેદીકમાં એ મલાઈનોને બરબાદ કીધા છે.

રાવી લખેછેકે જેવારે મલાઈનો બની ઊમૈય્યા હલાક થીઆ તેવારે બનીઅલ અબ્બાસ ઊઠેઆ. મલાઈનો બનીઅલ અબ્બાસે પણ આલે મુહમ્મદ ઊપર જુંલમ અને સીતમ કરવા માંહે બાકી રાખીઉ નથી. રાવી અંબદુલ્લાહ બીન રાજા નેસાપુરી રીવાયત કરેછેકે મારા દરમેઆન અને હમીદ બીન કુતબ તલતાઈનાં દરમીઆન દોસ્તી ઘણી હતી. કજાંરા ઈતેફાક આ બનીઉ કે હું એક દીવસ તે હમીદની તરફ આવેઓ, મારા ઊપર કપડા પણ મેલા હતા, તે દીવસ કયું હતું, કે શહેરૂલ્લાહ અલ મુઅંજંમાં, યાઅંને શહેરે રમજાનનો દીવસ હતો, અને જોહરનો વખત હતો, હું મારા દોસત હમીદ પાસે આવેઓ તે વખત મેં એને એક ઘરમાં જોએઓ કે તે ઘરમાંહે પાંણીની નેહેર જારીછે, એ હમીદ બેઠો હતો. મેં એને સલાંમ કીધી અને એના પાસે બેસી ગીઓ.

રાવી અંબદુલ્લાહ કહેછે કે તે બાઅંદ હમીદે એનાં ખાંદમને બોલાવેઓ અને કહેવા લાગો કે અએ ખાંદમ લોટો અને લગન લાવ. તે ખાંદમ લોટો અને લગન લાવેઓ. હમીદે હાથ ધોયા, તે બાદ કહેવા લાગો કે અએ મારા દોસત

તમે પણ હાથ ધુઓ, અબદુલ્લાહ કહેછે કે મેં પણ હાથ ધોયા. તે પછે હમીદ ખાદમને અમર કીધો કે જમણ લાવ. ખાદમ એના હુકમ મુવાફેક થાલ લઇ આવેઓ, અને હમીદનાં આગલ મુકેઓ. અબદુલ્લાહ કહેછે કે હમીદ મને કહેવા લાગો કે અએ અબદુલ્લાહ તમે મારી સાથે જમણ જમો, અબદુલ્લાહ કહેછે કે મેં મારા હાથને જમણ તરફ લાંબો ન કીધો અને કહેવા લાગો કે અએ હમીદ શહેરૂલ્લાહ અલ મુઅજમાના દીનોછે, અને તું રોજો નથી કરતો? અને જમણ જમેછે, તે તને લાયક નથી, બ ફજલે અલ્લાહ તું બીમાર નથી, સહી અલ બદનછે. અબદુલ્લાહ કહેછે કે હમીદ મારા કલામ સાંભળીને દીલથી એક આહનો નારો ભરેઓ અને રોવા લાગો, અને આંખોથી આસું જારી થીઆ, તે બાઅદ હમીદ જમણ જમવા લાગો.

અબદુલ્લાહ નેસાપુરી કહેછે કે જેવારે હમીદ જમણથી ફારેગ થોઓ, યાને જમણ જમી રીઓ, તેવારે મેં એને સવાલ કીધો કે અએ મારા દોસત હમીદ મેં તને જમણનાં જમવાનું સવાલ કીધો તેમાં તું રોઓઓ અને તારી આંખોથી આસું જારી થીઆ તેનું શું સબબછે ?

રાવી અબદુલ્લાહ કહેછે કે મને હમીદ કહેવા લાગો કે અએ અબદુલ્લાહ હું તુસ શેહેરમાં આવેઓ તે વખત મેં સાંભલીઉં કે બાદશાહ હારૂનરૈશીદ યહાંછે, અને મારા આવેઆની ખબર પણ હારૂનરૈશીદને પોહોંચી, તે વખત મને બોલાવાને હારૂનરૈશીદ માણસ મોકલેઓ. હું તે માણસ સાથે હારૂનરૈશીદનાં મકાન ઉપર આવેઓ. અએ અબદુલ્લાહ હારૂનરૈશીદ એકલો બેઠો હતો, એની આગલ એક ખાદમ ઉભો હતો, જેવારે હું એની આગલ જઇને ઉભો તેવારે હારૂનરૈશીદ પોતાનાં માથાને ઉચો કીધો ને મારી તરફ જોયું અને કહેવા લાગો કે અએ હમીદ અમીરલ મોઅમેનીનની તાઅતમાં તું શું કહેછે? હમીદ કહેછે કે અએ અબદુલ્લાહ મેં કહીઉં કે અએ બાદશાહ હારૂનરૈશીદ હું જાનથી અને

માલથી અમીરલ મોઅમેનીન ઉપર ફીદાછું. તે વખંત હારૂનરૅશીદ પોતા
ના માથાને નીચું કીધું અને મને રજાં આપી, હું મારા મકાનમાંહે આવીઓ. એક
ઘડી ન થઈ કે પાછો હારૂનરૅશીદનો માણસ આવેઓ ચાને કહેવા લાગો કે અએ
હમીદ બાદશાહ તમને યાદ કરેછે- અએ અંબદુલ્લાહ તે વખંત મેં મારા દીલ
થી વીચાર કીધો કે હવે મને કુંતલ કરસે, ખંએર હવે જે બને તે સંહી, હું તે માણસ
સાથે ચાલેઓ તાકે હારૂનરૅશીદનાં નજંદીક આવેઓ. અએ અંબદુલ્લાહ હારૂને
જેવારે મને જોએઓ તેવારે મારાથી શરમાઈ ગીઓ અને માથું ઉંચું કરીને કહેવા લાગો
કે અએ હમીદ અમીરલ મોઅમેનીનની તાઅંત માંહે તું શું કહેછે? અએ અંબદુ
લ્લાહ મેં કહીઉં કે હું મારા જાનથી અને માલથી અને અહેલથી અને ફરજંનદોથી
અમીરલ મોઅમેનીન ઉપર ફીદા છું. અએ અંબદુલ્લાહ જેવારે હારૂનરૅશીદ મારા
મોંહથી આ મીસલના કલામ સાંભલેઆ તેવારે હંસેઓ અને મને રજાં આપી. હું
મારા મકાનની તંરફ આવેઓ. પાછી એક ઘડી ન ગુજંરી કે વલી માણસ આવે
ઓ અને કહેવા લાગો કે બાદશાહ તમને યાદ કરેછે, અએ અંબદુલ્લાહ પાછો હું
તીજી વખંત હારૂનરૅશીદની નજંદીક હાજંર થીઓ. મેં જોયું કે હારૂન એજ હાલ
ઉપર બેઠોછે, પછે પોતાના માથાને ઉંચું કીધું અને મારી તંરફ જોઇને કહેવા લા
ગો કે અએ હમીદ અમીરલ મોઅમેનીનની તાઅંત કરવા માંહે તું શું કહેછે?
અએ અંબદુલ્લાહ હું કહેવા લાગો કે બાદશાહ હું મારી જાનથી અને
માલથી અને અહેલથી અને અવલાદથી અને દીલથી અમીરલ મોઅમેનીન
ઉપર ફીદાછું. આ કૌલ મારૂં સાંભલીને હારૂન ઘણુ હંસેઓ પછે મને
કહેવા લાગો કે અએ હમીદ આ તલવારને લે અને ખાંદમ સાથે જા
અને આ ખાંદમ જે કહે તે કામ કર. અઈ અંબદુલ્લાહ મેં તલવાર લીધી અને બીજી
તલવાર ખાંદમે લીધી, તે બાઅંદ અમે બેઉ એક મકાનમાંહે આવેઆ, એ મકા
નનો દરવાજોં બંદ હતો, ખાંદમે દરવાજાંને ખોલેઓ, અમે બેઊ જણા એ મકાનની

અંદર આવેઆ. હું જોઊછું સું કે તે મકાનનાં દાલાનમાંહે એક કુવોછે, અને તન કોઠડીછે તે ત્રણ કોઠડીઓને તાલા લગાવેલાછે, અએ અંબદુલ્લાહ તે પછે તે ખાંદમે એક કોઠડીનાં તાલાને ઊગાડીઊં અને તેનાં અંદરથી વીસ અશખાંસને યાઅંને વીસ માણસો કાહાડેઆ, કે તે સઘલાઓના માથાનાં બાલ પણ ઘણાં વધી ગયા હતા, તેમાં કેટલાક જવાનછે અને કેટલાક ઘરડાછે, આએ સઘલાઓના પગમાં બેડી નાખેલીછે, અને હાથમાં હથકડીછે, તે ખાંદમે તે સઘલાઓને ઊભા રાખેઆ, તે બાદ તે ખાંદમ મને કહેવા લાગો કે અએ હમીદ તું આ સઘલા ઓને કંતલ કર. અએ અંબદુલ્લાહ તે ખાંદમ એક એકને મારી આગલ લાવતો જાએ ને હું કંતલ કરતો જાઊં, અને તે ખાંદમ પગ પકડીને તે કુવામાં નાખતો જાએ તાકે વીસે જણાને કંતલ કીધા. અએ અંબદુલ્લાહ એ વીસો અશખાસ અંલી ઇબને અબીતાંલીબનાં ફરજંદોમાં હતા, તે પછે તે ખાંદમે બીજી કોઠડી ઊઘાડી તેમાંથી બીજા વીસ અશખાસોને કાહાડેઆ, તે પણ બની અલ અંલી ઇબને અબી તાંલીબ અલેહિસ્સલામથી હતા, તેને પણ સાબીકની મીસલ લાવીને ઊભા કીધા, તે બાદ તે ખાંદમ કહેવા લાગો કે અએ હમીદ આ સઘલાઓને કંતલ કર. અએ અંબદુલ્લાહ મેં તલવારને લીધી, તે ખાંદમ એક એકને મારી આગલ લાવતો ગીઓ, અને હું કંતલ કરતો ગીઓ, અને તે ખાદમ પગ પકડીને તે કુવામાં નાખતો ગીઓ, તાકે મેં વીસે જણાને કંતલ કીધા. તે બાદ તે ખાંદમે ત્રીજી કોઠડી ખોલી અને તેનાં અંદરથી પણ વીસ અશખાસોને કાહાડેઆ, અને મને કહેવા લાગો કે અએ હમીદ આ વીસે જણને કંતલ કર. અઈ અંબદુલ્લાહ હું તે ખાં દમ મલઊંનના હુકમ મુવાફીક એક એકને કંતલ કરતો જાઊં અને તે ખાંદમ લા ઊંન પગ પકડી ગસેડીને તે કુવામાં નાખતો જાએ. અએ અંબદુલ્લાહ એ સઘલા ઓ પણ બની આલ અંલી અલેહિસ્સલામ હતા, અને બની ફાતંમા હતા, કોઈ પચી સ વરસની ઉમરમાં હતો, કોઈ ચાલીસ વરસની ઉમરમાં હતો, કોઈ સીતેર વરસ

ની ઉમરમાં હતો. અએ અબદુલ્લાહ જેવારે મેં ઓગણીસ જણાને કતલ કીધા તે બાદ વીસમો એક શેખ આવીને ઉભો રીઓ અને મને અતાબ કરીને કહેવા લાગો અએ હમીદ હલાકી તારા વાસતે, અરે કયામતના દીનમાં હમારા નાના રસુલિલ્લાહ તને સવાલ કરસેકે અએ હમીદ તુંએ મારા ફરજંદોને સાવા સતે કતલ કીધા ? તે વખત તું સું જવાબ દેસે? અએ અબદુલ્લાહ એ શેખના કલામ સાંભલીને હું લરજવા લાગો અને કાંપવા લાગો, અને મારા હાથને પણ લરજો પેદા થએઓ. તે વખત તે ખાદમ મારી તરફ જોઈને કહેવા લાગો કે અએ હમીદ સું જોઇ રહેઓછે ? તલવારને ચલાવ વ ઇલ્લા નહીં તો હમણાં તારી ગરદન ઉતારી નાખુંછું.

અએ મારા દોસત અબદુલ્લાહ તે વખત મેં તે શેખની ગરદન ઉપર તલવાર મુકી અને માથાને બદનથી જુદું દીધું. તે ખાદમે પગ પકડીને તે શેખના લાશાને ગસડીને તે કુવામાં નાખી દીધો. અએ અબદુલ્લાહ હવે તું મને સવાલ કરેછે કે તું રોજો કેમ કરતો નથી, અને નમાજ કેમ પડતો નથી, તે અએ મારા દોસત અબદુલ્લાહ, મારા રોજાં અને મારી નમાજ મને સું નફો કરસે? કાંઈભી ફાએદો નહીં કરે. અએ મારા દોસત અબદુલ્લાહ ખુદાના કસમ ખાઇને હું કહુંછું કે ખુદા તાઆલા મને જહન્નમમાં દાખલ કરસે, મારે વાસતે જહન્નમ લખાઈ ગઇ કે મેં આલે ફાતેમાં માંથી (૬૦) સાઠ અશખાસોને કતલ કીધાછે.

અએ એખવાનો ભાઇ જાનો મહેરબાનો મલાઈનો બની ઉમૈય્યા અને બની અલ્લ અબ્બાસે આલે મુહમ્મદ ઉપર જુલમ અને સીતમ ઘણો કીધોછે, એ જુલમ અને સીતમનો જીકર કરવાથી જબાનને લરજો પએદા થાએછે, એ મુસીબત તે મુસીબત છે કે ચાલીસ દીવસ સુધી આસમાનથી લોહીનો વરસાદ વરસેએછે, સુરજ અને ચંદરમાને કેટલાક દીન સુધી ગ્રહણ રહેઓછે, અને જમીન પણ કેટલાંક દીન સુધી હીલીછે, પાહાડોમાં સઘલા જણાએ વીલાપ કીધોછે, જંગલોમાં સઘલા હએવાનોએ

માતમ કીધુંછે, અરે ખુદ ખુદા તાઆલા અરશ ઉપર રોયાછે, ખુદા તાઆલા એ મલાઈનોને જહન્નમમાં હમેશા બાકી રાખજો હાએમન, આમીન યા રબ્બીલ આલમીન.

# મોઅજેજો ૨ જો.
# આ મોઅજેજામાં મવલાના અલ હુસેન અલેહિસ્સલામનો બયાંન છે.

માઆંશરલ મોઅમેનીન મોઅમેનીનનીજમાઅંત અએ એખવાનો ભાઇ જાનો મેહેરબાનો રિવાએતમાં આવીઉછે કે એક રોજં ખુદા તાઆંલાનાં રસુલ અલ્લાહના મકંબુલ અબહાઈ બાગનાં રલ અને ફુલ મંસજીદનાં અંદર બારી તાઆંલાની ઈબાદત વાસતે તશરીફ લઈ ગીઆ, આપની સાથે મોઅમેનીનનાં અમીર આંલમનાં દસતગીર અંલીઅલ આંલા, હમ સીફતે બારી તાઆંલા, અને આપનાં બે નવાસા અલ્લાહ તાઆંલાનાં ખાસાં પણ હતા. રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલઇહે વ સલ્લમે નમાજં પડાવી.

અએ એખવાનો જેવારે આપ નમાજંથી ફારેગં થીઆ તેવારે આપે ખુંતબો પડેઆ. તે પછે મુહમ્મદ મુસંતંફા અને અંલી અલ મુરતંજા અને ઈમામીન હુસનઇન સઘલા મસજીદથી બાહેર નીકલેઆ આપ જુએછે સું કે એક બુઢી બેઠીછે તે બુઢીના આગલ ટોકરી મુકેલીછે તે ટોકરીમાં એક નાનલી સરીખી ગાંઠડીછે.

રાવી લખેછેકે તે બુઢી અંરજં કરવા લાગી અને કહેવા લાગી કે તમારૂ નાંમ મુહમંદ મુસંતંફાછે? અને તમે તાજ અલ અંબીઆછો? આપ ફરમાવા

લાગા કે હાં બુઢી મારૂં નામ મુહમ્મદ મુસતંફાછે અને હુ સૈયદલ અંબીઆ છું.

રાવી લખેછે કે તે બુઢી કહેવા લાગી કે અએ મુહમ્મંદ મુસતંફા આ મારા ટોકરાને ઉંચો કરીને મારા માથા ઉપર મુકી દીજીએ. અએ એખવાનો આપ તે બુઢીની નજંદીક થીઆ અને ટોકરાને ઉંચો કરવા લાગા પણ તે ટોકરો ઉંચો થીઓ નહીં. તે વખંત આપ ઘભરાણા અને આકાં અમીરલ મોઅમેનીન અંલી ઇબને અબી તાંલીબનાં મોંહ સાંમે જોઇને ફરમાવા લાગા કે અએ ભાઈ આ ટોકરામાં ગાંઠડીતો જરાસીછે અને ટોકરો ઉંચો થાતો નથી એ સું સબબ હસે?

રાવી લખેછે કે તે બુઢી કહેવા લાગી કે અએ મુહમ્મંદ મુસતંફા તમે સૈયદલ અંબીઆછો અને તમારાથી આ મારો જરાજેટલો ટોકરો ઉંચો થાતો નથી? અરે મારા ભાઇઓ અને બેહેનો રાવી લખેછે કે તે બુઢીનાં સુખન સાંભલીને અમીરે અરબ, મોઅમેનીનનાં રબ, ફરમાવા લાગા કે અએ બુઢી બે અદબીનાં કલામ મોંહથી નહીં બોલ, યાંહાં અદબનું મકાનછે, અએ બુઢી લે હું તારા ટોકરાને ઉંચકીને તારા માથા ઉપર મુકી દઉંછું. આટલું ફરમાવીને આપ તે ટોકરાને ઉંચો કરવા લાગા પણ તે ટોકરો ઉંચો ન થીઓ, તે વખંત આપ ઘભરાણાં અને બદન અકંદસમાં પસીનો પસીનો થઈ ગીઓ.

અએ એખવાનો જેવારે અંલી અલ આલા, હમ સીફતે બારી તાઆલાથી ટોકરો ઉંચો ન થીઓ તેવારે તે બુઢી કહેવા લાગી કે અએ અંલી તમે તો ફખંર ખાઓછો અને કહોછો કે અગર આસમાન અને જંમીનમાં કડું હોએ તો બેઉને પકડીને મીલાવી દઉં, અને મારો જંરા જેટલો ટોકરો કેમ ઉંચો નથી થાતો? અએ મહેરબાનો આકાં અંલી ઇબને અબી તાંલીબે તે બુઢીનો તાનો સાંભલીને પાછો ટોકરાને ઉંચો કરવા લાગા તો પણ તે ટોકરો ઉંચો ન થીઓ. આપ નેહાયત ઘભરાણાં અને અરજં કરવા લાગા કે અએ નબી મુહમ્મંદ મુસતંફા આ ટોકરો ઉંચો થાતો નથી તે સું સબબ હસે? આ બુઢી તાનું મારેછે

અને કહેછે કે અએ અંલી તમારાથી આ મારો જંરા જેટલો ટોકરો ઉંચો થાતો નથી.

રાવી લખેછે કે મવલાનાં અલ હસન અલેહિસ્સલામને જોશ આવીઉં અને અંરજં કરવા લાગા કે અએ નાનાજી સાહેબ મને રજાં અપીએ આ બુઢીના ટોકરાને હું ચડાવી દઉં. રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલઈહે વ સલમ ફરમાવા લાગા કે અએ બેટા હસન મારાથી આ ટોકરો ઉંચો ન થીઓ ને તે તમારા બાવાથી ઉંચો ન થીઓ, અને તમે કેમ ઉંચો કરી શકસો ? મવલાના અલ હસન અલે હિસ્સલામ અંરજં કરવા લાગા કે અએ નાંના રસુલ, અલ્લાહના મકંબુલ, સાહેબ મને અમર કરીએ હું આ ટોકરાને ઉંચો કરી દઉંછું. અએ ભાઈજાનો આખરૂલ અમર રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલઈહે વ આલેહીએ મવલાના અલ હસનને રજાં આપી, મવલાના અલ હસન ટોકરાથી નજંદીક થીઆ અને હાથ મુબારકથી ટોકરાને ઉંચો કરવા લાગા પણ તે ટોકરો બીલકુલ ઉંચો ન થીઓ. તે બુઢી કહેવા લાગીકે અએ હસન તમારા નાંના અને તમારા બાવાથી તો આ ટોકરો ઉંચો ન થીઓ અને તમારાથી ઉંચો થાસે ? ના, ના, તમારાથી હરગીજં આ ટોકરો ઉંચો નહીં થાએ.

અએ એખવાનો રાવી બયાન કરેછે કે આકાં હુસેન અલેહિસ્સલામ નાના રસુલની આંગલી પકડીને ઉભા હતા, આ કલામ સાંભલીને આપને જલાલ આવે ઓ, આપ અંરજં કરવા લાગા કે અએ નાના મુહમ્મદ મુસ્તફા આ બુઢી તો બે અદબીનાં કલામ કરેછે આપ ગુંલામને રજાં દઈએ હું આ બુઢીનાં ટોકરાને એનાં માથા ઉપર મુકી દઉંછું. રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલઈહે વ આલેહી ફર માવા લાગા કે અએ બેટા હુસેન, અએ મારા દીલના ચઈન તમે બચાંછો, તમારા નાજુંક હાથથી આ ટોકરો ઉંચો નહીં થાએ, આ ટોકરો ઉંચો નથી થાતો એમાં ખુદા તઆંલાની હીકમત હસે. હું ખુદા તઆંલાની જનાબમાં દુઆં કરૂંછું કે

ખુદા તઆલા એ ભેદથી મને વાકીફ કરે.

રાવી બયાન કરેછે કે મવલાના અલ હુસેને હઠ ઘણી લીધી તાકે રસુલિલ્લા હે આકાં હુસેનને રજા આપી, આપે નાનાની આંગલી મુકી દીધી અને બુઢી ના ટોકરાની નજદીક થીઆ. બિસમિલ્લાહ બોલીને હાથ મુબારકથી તે ટોક રાને ઉઠાવીને બુઢીનાં માથા ઊપર મુકી દીધો અને ફરમાવા લાગા કે અએ બુઢી લે અમે તારા ફખરને તોડી નાખીશં. તે બુઢી અરજ કરવા લાગી કે અએ હુ સેન હક્કન હક્કા, તમે રસુલિલ્લાહ અને અલી અને મવલાના અલ હસન અલેહિ સ્સલામ કરતાં જીઆદા કવી છો.

રાવી લખેછે કે એટલું કહીને તે બુઢી ચાલી ગઈ અને યાંહાં રસુલિલ્લાહ અને અલી અલ મુરતજા અને મવલાના અલ હુસનઇન અને સઘલા અસહાબ આ કુદરતે ઈલાહી જોઇને નેહાયત હએરતજેદા થીઆ, અને સઘલા અસહાબ રસુલિ લ્લાહની જનાબમાં અરજ કરવા લાગા કે અએ અલ્લાહના હબીબ આપ જીબ રઈલથી તલબ કરીએ કે આ હીકમતનું ભેદ સુંછે?

રાવી પુરગમ બયાન કરેછે કે રસુલિલ્લાહે બારી તાઆલાની જનાબમાં બેઉ હાથને ઉંચા કરીને દોઆ કરવા લાગા કે અએ પરવરદીગાર અઈ આલમનાં પાલન હાર તુંએ તારી કુદરત દેખાડી કે આ બુઢીનો જરા જેટલો ટોકરો મારાથી ઉંચો ન થીઓ, અને મારા ભાઈ અલીથી પણ ઉંચો ન થીઓ, મારા નવાસા મવલાનાં અલ હસનથી પણ ઉંચો ન થીઓ તે તું જાણેછે, અને મારા ફરજનદ અરજમંદ મવલાના અલ હુસેને એ ટોકરાને ઉંચો કરીને બુઢીનાં માથા ઉપર મુકી દીધો. એમાં સું ભેદછે.

રાવી લખેછે કે રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલઇહે.વ આલેહીની દોઆ તમામ ન થઇ કે ફૌરન જીબરઈલ અલેહિસ્સલામ નાજલ થીઆ અને અરજ કરવા લાગા કે અએ નબી મુહમ્મદ, ખુદા તાઆલા આપની ઉપર સલવાત અને સલામ પડેછે અને

ફરમાવેછે કે ચુઠીનાં ટોકરામાં જે બોજ હતું. એ બોજને મવલાના અલ હુસેને ઉઠાવીઉં, તમારાથી અને અલીથી અને મવલાના અલ હસનથી તે ન ઉઠાયું ગીઉ, એ બોજ શાહાદતનું બોજ હતું. રસુલિલ્લાહ સલ્લલ્લાહુ અલઇહે વ આલેહી ફરમાવા લાગા કે અએ ભાઈ જીબરઈલ ફી સબીલિલ્લાહ તલવારના જંખમને ખાવો અને શાહાદતના મરતબાને લેવો આસાનછે? જીબરઈલ અરજં કરવા લાગા અએ અલ્લાહના રસુલે મકંબુલ આપ કહોછો તે બજાછે, અમાં. તલવારનો એક જંખમ ખાવો ઘણો મુશકેલછે તો પછે આ તો હજારો જંખમ ખાવાછે. અએ નબી મુહમ્મદ જે વખત તમને એક યહુદીના હાથથી ઝેંહેર પોંહેચસે તેથી આપ વફાત થાસો તે વખત અલીઅલ મુરતજા હાજર હસે, આપને ગુસલ દેસે અને કફન પહેરાવસે, આપનાં જનાઝા ઊપર નમાઝં પડાવસે, તે બાદ અલી આપની લાશ મુતહરને દફન કરસે. તે બાદ આપનાં ભાઈ અલીને આપની ઊમ્મતના શયાતીનો ચેનથી બેસવા નહીં દે. આપનાં હકંને ગસબ કરસે, ગલામાં રસો નાખીને બએઅત વાસતે ખેંચતા ખેંચતા લઈ જાસે, આપની બેટી ફાતેમા ઊપર દરવાજાને ગીરાવસે, તેથી હમલ સાકીત થઈ જાસે, તાકે આપની બેટી વફાત થાશે. તે બાદ આપનાં ભાઈને લઈન અબદુલ રહેમાન મહેરાબમાં તલવાર મારસે તે ફકત એક જંખમ લાગસે જેથી આપ ગશ ખાઈને પડી જાસે, આપને મવલાના હસન અને મવલાના હુસેન ઊઠાવીને ઘરે લઈ આવસે, તે બાદ આપ વફાત થાસે, તે વખત આપનું ઘર ભરીઉં ભરીઉં હસે આપને મવલાના અલ હસન અને મવલાના અલ હુસેન ગુસલ દેસે, કફન પેહેરાવસે, આપનાં જનાજાં ઉપર નમાઝ પડસે, તે પછે આપને ઇમામીન હુસનફિન નજફ અશરફમાં દફન કરસે. તે બાદ મવલાનાં અલ હસન અલેહિસ્સલામને માવીયા બીન અબી સુફયાન, આપની બઈરી જઅદાના હાથથી ઝેહેર પીવડાસે, એ ઝેહેરના પીવાથી આપનાં કલેજાનાં ટુકડા થઈને મોંહોથી બાહાર નીકલસે, તાકે આપ વફાત થાસે, તે વખત મવલાનાં અલ હુસેન હાજર

હસે, આપને નહેલાવસે, કફન પહેરાવસે, અને આપનાં જનાજાં ઉપર નમાજ પડસે, તે બાદ જન્નતલ બકીઅંમાં આપને દફન કરસે. એટલું કહીને જીબરઈલ અલેહિસ્સલામે એક આહાનો નારો ભરેઓ, અને જાર જાર રોવા લાગા, તે બાદ અરજ કીધી કે અએ રસુલ અલ્લાહના મકબુલ તે બાદ આપની ઉમ્મત મવલાનાં અલ હુસેનને ચેનથી નહીં રહેવા દે, તાકે વતનથી બે-વતન કરસે, કાગલો લખીને બોલાવસે, મવલાનાં અલ હુસેન આપના અહેલેબએતને સાથે લઈને વતનથી તે મોસમમાં નીકલસે કે જે મોસમમાં પરંદાઓ પોતાના માળામાંથી પર નહીં મારે, તે મોસમમાં મદીનાથી નીકલસે તાકે મક્કા મુઅજમમાં આપ આવસે, કેટલાક દીવસ આપ મક્કામા મુકીમ રહેસે, જે વખત કે હજની મોસમ આવસે અને તમામ શેહેરોથી લોકો હજ કરવા વાસ્તે આવસે. અને મવલાનાં અલ હુસેનને હજ કરવુંભી ઇમકાન નહીં થાએ તાકે અરશાનાં દીને મક્કાથી સફર કરસે.

અએ મેહેરબાનો ભાઇજાનો અજબ પછટાવાથી જમાનાનું ઈનકેલાબછે કે લોકો તો હજ વાસ્તે મક્કા મુશર્રફ આવે અને આકા હુસેનને હજ કરવું મયસર ન થાએ. અએ એખવાનો જીબરઈલે અરજ કરીછે કે અએ નબી મકબુલ આપનાં નવાસા હુસેન મક્કાથી તારીખ ૮ મી એ ચાલસે તાકે મનાજલો તએ કરતાં કરતાં મોહર્રમની બીજી તારીખે કરબલામાં આવી પોંહોંચસે, કે એ કરબલા આપની શાહાદતનું મકાનછે, ત્યાં કુફાના લોકો આવીને આપને ઘેરી લેસે, અએ રસુલે ખુદા પહેલાંતો મલાઈનો હુસેન અલેહિસ્સલામ ઉપર પાણી બંદ કરસે, કે જે પાણીને કુફારો પીએ, વાંદરાઓ અને ખનજીરો પીએ, અને હુસેન, અને આપના અહેલેબએત, અને આપનાં અસહાબ વફાદાર, એ પાણીને ન પીએ. અએ મુહમ્મદ મુસ્તફા હુસેન અલેહિસ્સલામ ઉપર તન દીવસ સુધી પાણી બંદ રહેસે, જેવારે કે મોહર્રમ અલ હરામની દસમી તારીખ આવસે તેવારે મવલાના

અલ હુસેન જોહરની નમાજ પડેઆ પછી મલાઈનો સાથે હુજત કરસે, અને ફરમાવસે કે અએ કુફીઓ સું ઇરાદા ઉપર એકઠા થીઆછો, મલાઈનો કુફીઓ કહેસે કે અએ હુસેન તમે હાકેમ ઉબીદલ્લા બીન જીઆદના હુકમ નીચે ઉતરો, ઉબીદલ્લા જે હુકમ કરે તેને કબુલ કરો, ખુદા તાઆલાની અને સરવે મલાએકોની લાઅનત એ નાપાક ઉબીદલ્લા બીન જીઆદ ઉપર, તે વખત હુસેન અલેહિસ્સલામ ફરમાવસે કે અય મલાઈનો જીનાના છોકરાના હુકમ નીચે ઉતરવું મને મનજુર નથી. સઘલા કેહેસે કે અમે તમને કતલ કરસું. તે બાદ હુસેન અને મલાઈનોના દરમીઆન જંગ થાસે. એક પોહોરનાં અરસામાં હુસેન અલેહિસ્સલામનાં ફરજંનદો, ભાઇઓ, ભાનુજા, ભતીજા, અને સરવે અસ્હાબ વફાદાર ભુખેઓ અને પેઆસા મારેઆ જાસે, તાકે આપ એકલા બાકી રહેસે, કોઇ યાર વ યાવર બાકી નહીં રહેસે, સરવે મલાઈનો આપને તાઆના મારસે કે અએ હુસેન તમારા યાર વ યાવર કાંહાં ગીઆ? હવે તમને યારી કેમ નથી દેતા? અએ હુસેન હવે કોઈ નીકલનાર બાકી હોએ તો નીકલે નહીં તો તમે આવો, અમે તમારી પેઆસને ખંજરની ધારથી બુજાવીએ, તેજ વખત મવલાનાં હુસેન અલ ઘોડા ઉપર સવાર થાસે, મવલાતનાં જએનબ ભાઈ હુસેનની રીકાબ થોભીને ઘોડા ઉપર સવાર કરસે, મવલાનાં અલ હુસેન મએદાનમાં આવસે, તમામ મલાઈનો હુમલો કરીને આપને ચોતરફથી ઘેરી લેસે, ભાલા અને તીર અને તલવારોનાં જખમ હજારો લાગસે, તેથી આપનું બદન મુબારક ચુર થઇ જાસે, જેથી આપ ગશ ખાઇને ઘોડા ઉપર થી પડી જસે. હાએ હાએ અજબ અફસોસ તે બાદ લઈન કમબખત, સંગદિ સખત, નાપાક, શીમર આવીને આપનાં સીના મુબારક ઉપર સવાર થાસે, અને બુઠી છુરીને આપનાં ગલા મુબારક ઉપર મુકસે, મવલાનાં અલ હુસેન પાણીની તલબ કરસે, અલ્લા લઈન શીમર પાણી નહીં પીવડાવસે અને બુઠી છુરીથી બારી રગડામા આપનાં માથા મુબારકને બદન અકદસથી જુદું કરસે, અને માથા

મુબારકને ભાલાની નોક ઉપર ઉંચું કરસે, તે બાદ ખેંમાને લુટીને જલાવી દેસે, સઘલી બીબીઓને ખુલેસર નંગી પીઠનાં ઉંટો ઉપર સવાર કરસે, મવલાના અલી જંએનુલઆબેદીનનાં ગલામા તોક, હાથમાં હથકડી અને પગમાં જંનજીરને પહેરાવસે, ઉંટોની મેહાર આપનાં હાથમાં આપી સરવે અહેલેબએતને કંએદ કરીને મલાઈંનો કુફે લઈજાસે, કુફાથી શામ લઇજાસે, શામથી ધમેંશક લઈજાસે, મવલાના અલ હુસેનની લાશ ધુપમા જલતી જંમીન ઉપર બિલા ગુંસલ, બિલા કફનો દફન, પડી રહેસે તાકે જે વખંત અલી જંએનુલ આબેદીન અને અહેલે બએત ચાલ દાહાડા પછી કંએદથી છુટીને આવસે તે વખંત દફન કરસે, અફ ખુદા તાઆલાનાં રસુલ, ભલા આ મીસલનાં બોજને કોન ઉઠાવસે ? ના, ના, ખુદા તાઆલાનાં કસંમ હુસેનના સીવા કોઈ નહીં ઉઠાવે.

રાવી લખેછે કે જીબરઈલના કલામ તમામ ન થએઆ કે રસુલિલ્લાહ અને અલી અને મવલાના અલ હસન સલવાતુલ્લાહ અલેહીમ ઘણા રોએઆ, અને માતમ કીધું, આપનારોવાથી તમામ અસાંહબો રોએઆ અને માતમ કીધું. અએ હુસેન અલેહસ્સલા મના અજાંદારો માતમદારો તમારા સીના ઉપર હાથોને મારો, ને વા હુસેના, વા હુસે ના પુકારો. અએ અહેલે ઇમાનો, આકાં હુસેન અલેહિસ્સલામનું ગંમ તે ગંમછે કે આકાં હુસેન અલેહિસ્સલામ શહીદ નહોતા થીઆ તેથી આગલ તમામ અંબીઆ અવસીઆ અને અફમંતા એ ગંમમાં રોયાછે, અને માતમ કીધુંછે, આપણે સઘલા રોઇએ એમાં કંઈ અજબ નહીં.

અએ હુસેન અલેહિસ્સલામનાં શીઆ અને ગુંલામો આકાં હુસેન અલેહિસ્સલામનો નામ મુબારક તમારા કાનોં પર ન ગુજંરે કે તમે એક આહનો નારો મારો અને માતમ કરો, તાકે રોતાં રોતાં જીવ નીકલી જાએ, આસમાનથી પુકારનાર તમને જનંતની વધામણી આપે કે અએ હુસેન અલેહિસ્સલા મના માતમદારો તમારા વાસતે અજબ ખુશી કે તમે રોવાના હકંને બરાબર અદા

કીધો, ખુદા તઆંલા તમારા ભાડાને અંજીમ કરજો, સઘલા શોહદાના જુમલે માતમ ને દાખલ કરજો, અને જન્નત અદનમાં વસાવજો. આમીન યા રબ્બિલ આંલમીન.

# મોઅજેજો ૩ જો.

## આ મોઅંજજામાં નસાંરાનું બયાનછે.

માઆંસરલ મોઅમેનીન મોઅંમેનીનની જમાઅંત રીવાયતમાં આવીઉછે કે જેવા રે આકાં મવલાના અલ હુસેન અલેહિસ્સલામનાં યારો યાવર, બેટા બીરાદર, કરબ લાની જંમીનમાં સરવે મારેઆ ગીઆ, કોઈ બાકી ન રહેઆ તને તનહા ફકત મવ લાના અલ હુસેન બાકી રહેઆ, તેવારે ચોતરફથી મલાઈનો આપ ઉપર તુટી આવેઆ, કોઇ તલવાર મારેછે, કોઇ તીર મારેછે, કોઈ ભાલો મારેછે, કોઇ પથર મારે છે, આપનો એક જીસમ મુબારક અને હજાંરહા જંખમ.

રાવી લખેછે કે આકાં હુસેન અલેહિસ્સલામનું બદન અતહર જંખમોથી ચુર ચુર થઈ ગીઉ હતું, તેથી આકાં ઈમામ હુસેનને નાંઅંફ ઘણી થઈ, ગશપર ગશ આવવા લાગા, પગથી રીકાબ છુટી ગઈ, તાકે આપ ઘોડા ઉપરથી પડેઆ. આપ ના પડી જવાથી જંમીનને લરજાં પએદા થીઓ, ચોતરફ આંધી ઉઠી, સુરજને ગ્રણ લાગી ગયું, પાહાડોમાંથી રોવાના અવાજ આવવા લાગા.

રાવી લખેછે કે લઈન ઉમર બીન સાઅંદના લશકરમાં એક નસાંરો હતો, એ નસાંરો તીજારત વાસ્તે નીકલેઓ હતો, એની સાથે અસબાબ પણ ઘણું હતું. લઈન ઉમર બીન સાઅંદે અને લઈન શીમરે તે નસાંરા પાસેથી કેટલોક સામાન સારો તરાહદાર ખરીદ કીધો હતો, અને એને કીંમત આપવાની મીઆંદ

કીધી હતી કે જેવારે આ લડાઇ ફતેહ થાસે તેવારે અમે તુંને રૂપીઆ આપસું.

અય હુસેન અલેહિસ્સલામના અજાંદારો અને ગંમખ્વારો અને માતમદારો, જેવારે આકાં હુસેન અલેહિસ્સલામ ઘોડા ઉપરથી જંમીન ઉપર પડેઆ, અને ચોતંરફ અંધેરી ઉઠી, કયામતનાં આસાર માઅલુમ પડવા લાગા, તેવારે તે નસારો લરજંવા લાગો, અને પોતાનાં દીલમાં વીચાર કરવા લાગો કે આ અંધેરી ચોતંરફ સાવાસતેં ઉઠી છે, અને જંમીનને લરજો કેમ પઈદા થીઓ છે, એટલો વીચાર કરી પોતાનાં દેરામાંથી ઉઠેઓ, અને લઈન ઉંમર બાન સાઅંદના નજંદીક આવેઓ, જોએછે સું કે લઈન ઉંમર સાઅંદ અને શીમર બેઉ મલઉંનો આપસમાં મનસુબો કરેછે કે હુસેન અલેહિસ્સલામનું માથું મુબારક બદન અકંદસથી કોણ જુદું કરે, જે શખસ કે રસુલિલ્લાહ.સલ્લલ્લાહુ અલઈહે વ આલેહીનો કલમો ન પડતો હોએ, તે હુસેન અલેહિસ્સલામનાં માથા મુબારકને કાપી લાવે. લઈન ઉંમર બીન સાઅંદ શીમરને કહેવા લાગો કે અય શીમર તું જા અને હુસેન અલેહિસ્સલામનું માથું કાપી લાવ. લઈન શીમર કહેવા લાગો કે અએ ઉંમર બીન સાઅંદ હુસેનનું માથું કાપવું ઘણું મુશકીલછે, કાંઇ સહેલ નથી, તે વાસતે આ નસારો આપણી સાથેછે, રસુલિલ્લાહનો કલમો પડતો નથી, અને આપણે એના રૂપીઆણી દેવાછે, આપણે એને લાલચ દેખાડીને કહીએ કે અય નસારા આ સામે મરદ મજંલુમ જંમીનપર પડેઆછે તેનું માથું કાપી લાવ, તુંને તારા રૂપીઆ દેવાછે તે કરતાં પાંચ હજાર દીનાર જીઆદા આપસું. લઈન ઉંમર બીન સાઅંદ કહેવા લાગો કે આ રાઈ ઘણી બેહેતર છે.

રાવી લખેછે કે તે નસારો બેઉ મલાઈંનોના નજંદીક ઉભો હતો તે કહેવા લાગો કે અય ઉંમર બીન સાઅંદ અને અએ શીમર મને મારૂં માલ પાછું આપી દીઓ, મને કીંમત લેવાની ગરજં નથી. લઈન શીમર કહેવા લાગો કે અએ નસારા કેમ શીતાબી કરોછો, હમણાં અમે તારા માલની કીંમત આપીએ છીએ.

અએ એખવાનો ભાઈજાનો તે નસારો કહેવા લાગોકે અએ ઉંમર બીન સાઅદ મારો માલ જલદીથી મને પાછો આપી દો, અઈ ઉંમર ઈબને સાઅદ મને ઘણો ખૌફ આવેછે કે આ જમીન માંહે આફત અને બલા ઉતરસે, સાવાસતે કે આ ચોતરફ અંધેરી ઉઠીછે, આને જમીનને પણ લરજોછે, અને સુરજને ગ્રહણ લાગોછે. તેથી એ માઅલુમ પડેછે કે કોઈભી આફત આ જમીનમાં ઉતરવી જોઈએ, તે વાસ્તે મને મારો માલ પાછો આપો કે હું ઈઆંથી નીકલી જાઉં, તાકે એ આફતથી બચી જાઉં.

રાવી લખેછે કે લઈન શીમર કહેવા લાગો કે અએ નસારા આ અંધેરીનું ખૌફ તમે ન કરો અમે આ મરદનાં કતલ વાસ્તે આવેઆ છીએ, તે મરદ ઘણો જાદુગરછે, તે પોતાનો જાદુ દેખાડેછે કે એને કોઈ કતલ ન કરે. અએ નસારા આ મરદ ઘણો મોટો સોદાગરછે, અગર તમે એનું માથું કાપી લાવસો તો શામનો અમીર યાઅને યજીદ બીન માઅવીઆ તમને માલ ઘણો આપસે; અને શામમાં તમારૂં નાંમ થાસે. અઈ નસારા આ મરદનાં કતલ કરવા માંહે તમને એ મીસલનો નશો થાસે કે તમારી ઉમરમાં કોઈ વખત એવો નશો થીઓ નહીં હોએ, અને હવે થાસે પણ નહીં, વાસતે તમે જલદીથી જાઓ અને આ મરદનું માથું કાપી લાવો તાકે તમે તમારી મકસદ અને મુરાદને પોંહોંચો.

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો જેવારે તે નસારાએ આવા કલામ બદ અંજામ લઈન શીમરની જબાનથી સાંભલેઆ તેવારે કહેવા લાગો કે ઘણું સારૂં હું જાઉછું, અને આ મરદનું માથું કાપી આવુંછું, એટલું કહીને તે નસારો આકા હુસેન અલેહિસ્સલામ, નબી મુહમ્મદ મુતસંફના દીલના ચએન, શતેમતજેહેરાની આંખનાં નુરના નજદીક જાવાનો ઈરાદો કીધો, લઈન શીમર, ખુદાની લાઅનત એ શીમર ઉપર, પોતાની કમરમાંહેથી ખાંજર કાહાડી આપેઓ, તે નસા રાએ તે ખંજર લીધો, અને આકા હુસેનની તરફ ચાલેઓ, તાકે તે નસારો જાહાં

મવલાના હુસેન પડેઆ હતા વાંહાં આવેઓ. તે નસારો આકાં હુસેનની નજદીક થીઓ, જુએછે શું કે આપ કીબલાની તરફ ઝુકેલાછે, આપના બદન મુબારકથી, બલકે હર એક જખમથી તસબીહ અને તહેલીલ અંને શુકરનું આવાજે આવી રહેઓછે, આપની આંખ બંદછે, સુખી હુઈ જબાનથી ઉમ્મતને બખશાવી રહે આછે, અને ફરમાવી રહેઆછે કે અએ બારી, તારી શાંનછે ઘણી ભારી, અએ પરવરદીગાર તું મારા નાના નબી મુહમ્મદ મુસતફાની ઊમ્મતને જહન્નમથી છો ડાવજે અને એ સઘલાને મારી સાથે જન્નતલ માવામાંહે વસાવજે.

અએ મારા ભાઈઓ અને બેહેનો રાવી પુરગંમ બયાન કરેછેકે આકાં હુસે નનો હાલ આવો જોઈને તે નસારો નેહાયત હએરતજદા થીઓ અને પોતાનાં નફસમાં યાઅંને દીલમાં વીચાર કરીને કહેવા લાગો કે અએ બારીઅલ બરાયા, અજબ તારી કુંદરતછે કે દુનીઆંમાં મેં ઘણાક તારા બંદાઓને જોયાછે, પણ આવો બંદોતો જોયો નથી, કે માથા ઉપર મૌત ઉભુછે, તમામ દુશમનો ચો તરફથી એનાં કતલ ઉપર તઈઆરછે, અને એનાં બચ્ચાંઓ અને બઈરીઓની બીલકુલ ફીકર નથી, અને ઉમ્મતનાં હકમાં જહન્નમથી છોડાવવાની દોઆ કરે છે. અએ પરવરદીગાર એ તારો બંદો કોનછે ? અએ બારીઅલ બરાયા એ ફીર શતોછે, યા કોઈ ઈમામછે ? તું મને એ અમર ઉપર આગાહ કર. એટલું કહી ને તે નસારો આકાં હુસેનની નજદીક થીઓ અને કહેવા લાગો કે અએ મરદ ગરીબ, અએ કરબલાનાં મુસાફર તમે કોનછો ? તમારૂં નાંમ સું છે ? ઈઆં કેમ આવવું થીઉંછે ? અને સું સબબ વાસતે તમને વતન મુકવું પડીઊં ? અએ મરદ ગરીબ હાં એટલું તો મેં જાણીઉં કે તમે બે ગુનાહછો, અને બે કુસુર કતલ થાઓછો.

માઅંશરલ એખવાનો નબીઅલ ઈમાનો રાવી પુરગંમ બયાન કરેછે કે આકાં હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અએ મરદ નેક આ જગલ માંહે

અમે તન દીવસ થીઆ ભુખેઆ અને પેઆસા છીએ, અમે જેની પાસે જમણુ અને પાણી તલબ કરીએ છીએ તે અમારાથી મોંહ છુપાવેછે, તે વાસતે તમે કોનછો કે આ મારો હાલ જોઈને તમને મારા' ઉપર રહેમ આવી ?

અએ એખવાનો ભાઇ જાનો આકાં હુસેન ફરમાવા લાગા કે અએ મરદ નેક હું આ કોમનો સરદાર છું, મારા નાના નબી મુહમંદ મુસતંફા છે, અને મારી માં ફાતેંમતજંજંહેરાછે, અને મારા બાવા અંલી ઇબને અબીતાલીબ છે, અને મારા ભાઇ હસનલ મુજતબાછે; અને મારૂં વતંન મદીનો છે, અને મારૂં નાંમ હુસેન છે, આ મલાઈંનો કુફીઓ મારા નાનાનાં કલમો પડેછે અને મને કંતલ કરેછે. અએ મરદ નેક આ મલાંઇનો કુફીઓએ મને કાગંલો લખીને બોલાવેઓ છે અને આવો દીવસ દેખાડેઓ છે.

રાવી પુરગંમ બયાન કરેછે કે જેવારે આકાં હુસેન અલેહિસ્સલામે આવા કલામ ફરમાવેઆ તેવારે તે નસાંરો રોવા લાગો અને કહેવા લાગોકે અએ હુસેન હું તમારી ગુંરબત ઊપર નીસાર છું, અએ હુસેન તમારૂં વિકાર ઇંસા નબીનું વિકારછે. અઈ હુસેન મેં ગઈરાતે સપનું જોયુંછે તેની તાઅંબીર બતાવી એ. આકાં હુસેન ફરમાવા લાગાકે અએ નસાંરા શું સપનું જોયુંછે તે બયાન કર. નસાંરો કહેવા લાગો કે અએ હુસેન સપનાં માંહે એક બાગં નજંર આવેઓ. એ બાગંનાં દરવાજા ઉપર એક મરદ બુજંરગ ઉંભાછે તે મરદ મને બોલાવેછે અને કહેછે કે અઈ મરદ તમે આ બાગંમાં આવો અને એ બાગંની સઅર કરો. અએ એખવાનો આકાં હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અએ નસાંરા તમે જે બાગંને જોઈઉછે તે જન્નંતછે, ને મરદ બુજંર અને જોયા તે ઇંસા રૂહ અલાંહછે.

રાવી જાનસોજં લખેછે કે તે નસાંરો અંરજં કરવા લાગો કે અએ હુસેન એ જન્નંત માંહે પોહોંચવું કેવી રીતે થાસે તે બતાવો. આકાં હુસેન ફરમાવા લાગા કે અએ નસાંરા તમે મારા નાના નબી મુહમંદ મુસતંફાનાં કલમો પડો

તો હું તમને જન્નતમાં પોહોંચાડી દઇસ.

રાવી લખેછે કે તે નસારાએ જેવારે નબી મુહમ્મદ મુસતફાનો કલમો પડીઓ અને ઇસલામ લાવેઓ તેવારે આસમાનથી નીદા આવી કે અએ નસારા તમે મરદ મુસલમ થીઆ અને હુસેનને કેમ યારી દેતા નથી? તમારા માથાને હુસેનનાં કદમ મુબારક ઉપર ફીદા કરો.

રાવી બયાન કરેછે કે તે નસારાએ આકા હુસેનથી રજા તલબ કીધી અને પોતાનાં માલો દવલતને ખુદાની રાહમાં લુટાવી દીધી, અને કોમ ઉપર સખત થીઓ અને લડવા લાગો. આકા હુસેન ફરમાવા લાગા કે અજબ ખુદા તાઆલાની કુદરતછે કે નબી મુહમ્મદ મુસતફાના કલમાનાં પડનાર તો મારા દુશમન છે, અને મરદ નસારા મારા ઉપર જાન આપેછે, અને મારા ઉપર નીસાર થઈ રહેઆછે, ખુદાના કસમ મારી નજદીક ઘણાં અજીજછે હું એને મારા દીકરા અલી અકબરનાં બરાબર જાણું છું.

રાવી પુરગમ બયાન કરેછે કે તે વખત જએનબ અલેહિસ્લામ ખેમાનાં દર વાજા ઉપર ઊભા હતા, આપે નીદા કીધી કે અએ ભાઈ હુસેન, અએ મારી ફાતેમાના દીલનાં ચએન, આ મરદ નેક કોનછે કે જેનું હમલ અલી અકબરનાં હમલની મારફકછે. આકા હુસેન ફરમાવા લાગા કે અએ બેહેન જએનબ આ મરદ નસારોછે મારા નાના નબી મુહમ્મદ મુસતફાનો કલમો પડીને ઇસલામ લાવેઓ છે, અએ બેહેન જએનબ હું એ મરદ નેકની સીફત સું કરૂં. એ મરદ નસારો હુરની સીસલ મારો મહેમાનછે.

અએ એખવાનો ભાઈજાનો મહેરબાનો રાવી પુરગમ બયાન કરેછે કે તે મરદ નસારાએ કેટલાક મલાઈના કુફીઆને કતલ કીધા, અને જહન્નમમાં પોહોંચાડે આ, તે બાદ તે નસારાને એક કુફીએ ભાલો મારેઓ, તે ભાલો તે નસારાના કલેજા ઉપર લાગો, તે વખત તે નસારો જમીન ઉપર પડીગીઓ, ને આકા હુસેન

અલેહિસ્સલામને પુકારવા લાગો.

રાવી બયાન કરેછે કે તે નસારાનું આવાજ આપના કાનમાં આવેઉ, આપને જોશ આવેઆ, ઉઠીને ઊભા થએઆ અને એનાં માથાને આપે ગોદમાં લીધું, અને ફરમાવા લાગાકે અય ભાઇજાનો જંખમીને પેઆસ ઘણી લાગેછે, અએ ભાઈ તમે પેઆસાછો તમારાથી હુસેન ઘણાં શરમીંદાછે. તે નસારો અરજ કરવા લાગોકે અએ હુસેન આપ મારી પેઆસની ફિકર ન રાખીએ મને અલી અલ મુરતંજા હોઝે કૌસરનો પાંણી પીવરાવી રહેઆછે, અને હજી હું જોઉછું કે એક બીબી જંનતનાં દરવાજા ઊપર ઉભા છે અને માતમ કરી રહેઆ છે. આકા હુસેન ફરમાવા લાગાકે અએ મરદ નેક એ બીબી મારી માં ફાતેમતજંજહેરાછે.

માઅશરલ એખવાનો નબી અલ ઇમાનો તે બાદ તે નસારો દંમ તોડવા લાગો તાકે હુસેનની ગોદમાં વફાત થએઆ, અને જંનતલ માવા માંહે દાખલ થએઆ. આમીન યા રબ્બિલ આલમીન.

# મોઅજેજો ૪ થો.

## આ મોઅજેજામાં અહેલેબએતનો બયાનછે.

માઅશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત ખુદા તાઆલા તમને રાખે હમેશાં સહી અને સલામત, અએ એખવાનો ભાઇજાનો મહેરબાનો, રીવાયત માંહે આવીઉછે કે મશીર કરીને એક શાએર હતો તે પોતાની તસનીફમાં બયાન કરેછે અને લખેછે કે જેવારે અહેલેબએતના વાસતે યઝીદ પલીદે કેદખાનાં માંથી રેહાઇનો હુકમ કીધો કે નબીના અહેલેબએતને કેદખાનાથી કાહાડો,

લઈન યજીદ પલીદનાં હુકમ મુવાફીક સજ્જાન કૈએદ ખાનાના નજદીક આવેઓ, અને કહેવા લાગો કે અએ નબીનાં અહેલેબએત ઉઠો, ચાલો આને તમારી રેહાઈ થઈ છે. સઘલા અહેલેબએત સજ્જાનનાં હુકમ મુવાફેક ઉઠેઆ, અને યજીદ પલીદની મજલીસમાં આવેઆ.

રાવી પુરગંમ બયાન કરેછે કે લઈન યજીદ પલીદ તખ્ત ઉપર સવાર થીઓ, લઈન મવલાનાં અલી જેંનુલ આબેદીનની તરફ મુખાતીબ થઇને કહેવા લાગો કે અએ અલી હવે સું મરજીછે? હું તમને અખતીઆર આપુછું, તમારી ખુશીમાં આવે તો ઈઆં રહો, અગર તમારી ખુશીમાં આવે તો મદીને જાઓ, હું તમને સફરનો તોશો આપુંછું. તેવારે આપ ફરમાવા લાગા કે અએ યજીદ હું મદીને જાવાનું અખતીઆર કરૂંછું. યજીદ પલીદ કહેવા લાગો કે અએ અલી જેંનુલઆબેદીન ઘણુ સારૂં. મદીને મુનવ્વર જાઓ.

રાવી લખેછે કે તે બાદ મવલાના અલી જેંનુલઆબેદીન ફરમાવા લાગા કે અએ યજીદ તારા લશકરીઓએ અમારો કેટલોક સામાન લુટી લીધોછે, તે અમને પાછો અપાવી દો. લઈને હુકમ કીધો કે નબીનાં અહેલેબએતનો જે લોકોએ સામાન લીધો હોએ તે આપી દો. લઈન યજીદ કહેવા લાગો કે અએ અલી હવે સું કહોછો? આપ ફરમાવા લાગા કે અએ યજીદ પલીદ હાં સઘલો સામાન તો આવીઓ લેકીન મારા બાવા હુસેનનું માથું મુબારક નથી આવીઉ, તે વાસ્તે મને માથું મંગાવી આપ.

રાવી પુરગંમ બયાન કરેછે કે લઈને હુસેનનાં માથા મુબારકને હાજર કરવાનો હુકમ કરેઓ. લઈનનાં અમર મુજબ હુસેન અલેહિસ્સલામનું માથું હાજર થીઉ. લઈન કહેવા લાગો કે અએ અલી હવે સું કહોછો? આપ ફરમાવા લાગા કે હવે હું મદીને જાઉંછું. લઈને કીધું કે ઘણું સારૂં જાઓ.

રાવી લખેછે કે આકા અલી જેંનુલઆબેદીન પાછા કાફેલાને લઈને

ધમરોંકથી ચાલેઆ કે મનાજંલો તંએ કરતા કરતા કરબલાએ મોઅલા માંહે આવેઆ, આવતાંજ આપ મૌલાના અલ હુસેન અલેહિસ્સલામના લાશા મુબારકના નજંદીક પડી ગએઆ અને આમ રોવા લાગા અને આ નુહો પડવા લાગા.

# નુહો.

| | |
|---|---|
| જંફનુલઅબા હુઈ નવહગર | છાતીસે લીપટાલો મુનેહે |
| બાબા મઈ આયા કુટકર | છાતીસે લીપટાલો મુનેહે ૧ |
| બીછડે હુએ મુદત હુઈ | અબ ગંદર હાલત હુએ મેરી |
| કુરબાન હોજાવે પીસર | છાતીસે લીપટાલો મુનેહે ૨ |
| હજંરતનેથા નોકુછ કહા | ઊસપર અમલ મએને કીઆ |
| શાબાશ ફરમાકર પીદર | છાતીસે લીપટાલો મુનેહે ૩ |
| કુનબા ફીરાં સબ દરબદર | ઔર ઉર નકી મઈને પીદરં |
| યે સબર ઔર મેરા જીગર | છાતીસે લીપટાલો મુનેહે ૪ |
| દુરે થે ઔર મેરા બદન | ગરદનથી મેરી ઔર રસન |
| શાકિર રહા હર હાલ પર | છાતીસે લીપટાલો મુનેહે ૫ |
| જંનજીર પહને નંગે પાવા | મનજંલો ચલના મેરા |
| બાબા મેરે ઈસ સબ્ર પર | છાતીસે લીપટાલો મુનેહે ૬ |
| તનહાઈકા સદમા મેરા | સબસે જીઆદા સખંતથા |
| મારા ફીરા મએં દરબદર | છાતીસે લીપટાલો મુનેહે ૭ |
| વો. નોઅંર વ તપ વ દરદેસર | ઊસપર વો જુંલમે આહેલે શર |
| આહેસાન ફરમાવો અગર | છાતીસે લીપટાલો મુનેહે ૮ |

અદ એખંવાનો ભાઇજાનો મહેરબાનો ખાનેં રાવીઓ કહેછે કે આકાં હુસેન અલેહિસ્સલામની લાશ ઉપર મવલાના અલી જેનુલઆબેદીને આ નુહો પડ્યો.

## નુહો.

કહેતેથે આબીદ અદ પીદર, પહેને શીરા મએં બેડીઆં

સંહેરા બ સંહેરા દરબદર, પહેને શીરા મએં બેડીઆં ૧

માં બહેનીં કુશીઆં ખુલ્લેસર, બએઠીંથીં નંગે ઉટો પર

ઔર આગે આગે નવહગર, પહેને શીરા મએં બેડીઆં ૨

ઈસ છાંઓમેં તલવે નંગે ગો ધુપ પડતીથી કડી

કાંટોપે બે ઔરો ખંતર પહેને શીરા મએં બેડીઆં ૩

હરરોજ સદમા પેઆસકા, થા કરબલાસેભી સવા

ગરમીમે યાઅંને નંગેસર પહેને શીરા મએં બેડીઆં ૪

કયા સરકા મેરે હાલથા જકડાથા મએં સર તાબપા

જએસાકે તફતીદા જીગર પહેને શીરા મએં બેડીઆં ૫

થરાંતેથે અસપો શતર જીસજાકે ચલતે ગામ ભર

ઊસ સરજંમીને ગરમ પર પહેને શીરા મએં બેડીઆં ૬

શીકવા હએ રસ્તેસે સીવા ઈજાંએ શહેરે શામકા

તકલીફસે ગો રાહભર પહેને શીરા મએં બેડીઆં ૭

હજરતતો હએં તુરબત નશીન મુજકો કહે કૌન આફરીન

કીસસે કહુ બા ચશમે તર પહેને શીરા મએં. બેડીઆં ૮

મરકંદ પે શાહાકે અદ મતીં શી બીબીઆં દો પીટતીં

આબીદ યે ગોયાથે મગર પહેને શીરા મએં બેડીઆં ૯

રાવી બયાન કરેછે કે મવલાના અલી જૈનુલઆબેદીને આકા હુસેન અલેહિસ્સલામના અને સઘલા શોહદાના લાશા દફનાવેઆ. તે બાદ આપ તી આંથી મદીના તરફ સઘલા અહેલેબએતને લઇને ચાલેઆ તાકે મનાજેલો તએ કરતા કરતા મદીના મુનવ્વરમાં આવેઆ.

રાવી જાનસોજ બયાન કરેછે કે તે બાદ આકા અલી જૈનુલઆબેદીન આપ રસુલિલ્લાહ સલ્લલ્લા અલેહે વ આલેહીના રોજા મુબારક માંહે આવેઆ, અને નબી મુહમ્મદ મુસતફા સલ્લલ્લા અલેહે વ સલમની જીઆરત કીધી, બાદ આકા અલી જૈનુલઆબેદીન રોવા લાગા અને વીલાપ કરવા લાગા, આપ ફરમાવા લાગા કે અએ નાના રસુલિલ્લાહ આપના સઘલા ફરજંદો જબેહ કરવાણાં, અને સઘલી દીકરીઓ ભાણજીઓ ગઈ, કોઈ એકના વાસ્તે ફરજંદ બાકી ન રહેઆ, તમામ સઘલા મારેઆ ગીઆ. અએ નાના રસુલ આપના નવાસા હુસેન બકરાઓની મીસલ જબેહ કરવાણાં, તાકે આપના હાથના આંગલાઓ પણ કતાઅ કરવાણાં, યાઅને સારબાન મલઉને આપનાં બેઉ હાથ મુબારકને કતાઅ કીધા. અએ નાના મુહમ્મદ દુશમનોએ તો અમારી સાથે જંગ કીધી અને જે દોસ્ત હતા યાઅને અમીરલ મોઅમેનીનના શીઆ કુફામાં હતા તે લોકોએ તરફ યારી કીધી યાઅને યારી ન દીધી.

અએ નાના નબી મુહમ્મદ આપના નવાસાના માથાને મલાઈનોએ ભાલાની નોક ઉપર ઉચું કીધું અને આપના જીસમ શરીફને જમીન ઉપર મુકીઉ

રાવી પુરગમ બયાન કરેછે કે આકા અલી જૈનુલઆબેદીન આપ રસુલિલ્લાહની કબર ઉપર ઉભાછે રોએછે અને ફરમાવેછે કે અએ નાના રસુલ, આપના કલેજાના ટુકડા હુસેન પેઆસ પેઆસ કરતાં મરી ગયા, અમ્મા દુશમનોએ પાણી ન પીવરાવીઓ કે જે પાણી થકી તમામ જંગલોનાં જાનવરો સએરાબ થાએ અને તે પાણીને મલાઈનોએ હુસેન અલેહિસ્સલામ અને આપના અહેલેબએત

ઉપર હરામ કીધું. અએ નાના રસુલિલ્લાહ મલાઇંનો કુરીઓ અમારા ઘરેણાંઓને છીની લીધા હતા કે જીસમ ઉપરથી કપડા પણ છીની લીધા, સઘલી બીબીઓને નંગેસર કીધી ઓડનીઓ છીની લીધી, અએ નાના રસુલિલ્લાહ સાહેબ અમે બંદીવાન થઇને શાંમ ગીઆ ગોયાકે અમે રૂમનાં કેદીઓ કરતા પણ હાલ અમારૂં બુરૂં થીઉ.

માઅંશારલ એખવાનો નબી અલ ઇમાનો, રાવી પુરઅંમ બયાન કરેછેકે આકા અંલી જંએનુલઅંબેદીન રસુલિલ્લાહની કંબર ઉપર એટલું રોયા કે બેહોશ થઇ પડીગીઆ, આપની પાસે આપની ફુઇ જંએનબ ઉભા હતા તેણે આપને ઉઠાડેઆ, તે બાદ આપ સઘલા અહેલેબએતને લઇને શતેમતજંજંહેરાની કંબર પર આવેઆ, અને કંબર ઉપર માથાને મુકી ઘણાં રોયા, તે બાદ આપની ફુઇ જંએનબ અલેહિસ્સલામ કંબર ઉપર માથાને મુકીને રોવા લાગા, અને કહેવા લાગા કે અએ જાન શતંમા આ જંએનબ કમનસીબ જીવતી આવી છે અને આપનાં ફરજંનદ હુસેન, આપના નુરલ અંએનને કરબલાની જંમીનમાં મુકી આવી, અએ માં શતંમા ભાઈ હુસેન, મારા દીલના ચએન વગર મને કેમ ચેન આવસે. એવી રીતે આપે ઘણાં વીલાપ કીધા.

રાવી લખેછેકે તે બાદ આકા અંલી જંએનુલઅંબેદીન સઘલા અહેલે બએતને લઇને ઘરની તંરફ ચાલેઆ. અએ એખંવાનો જેવારે આપ આપના સઘલા અહેલે બએતને લઇને ઘરની તંરફ આવેઆ તેવારે ઘરનાં એક બાજુંપર તો જંએનબ ઉભા રીઆ, અને એક બાજું પર કુલસુમ ઊભા રીઆ, અને રોવા લાગા અને કહેવા લાગા કે આ ઘરના વસનારાઓ કાંહાંછે, અફ બેટા અંલી જંએનુલઅંબેદીન આ ફુઇને આ વેરાન ઘરમાં કેમ ચેન આવસે, અએ બેટા અંલી આ ફુઇને કરબલામાં રહેવા દેતાં ઇઆં કેમ લઇ આવેઆ, અરે અએ બેટા હું કરબલાએ મુઅંલામાં રહીને ભાઈ હુસેન અલેહિસ્સલામની

જીઆરત કરતે અને વાંહાંજ મરતે. અએ એખવાનો એવીરીતના વીલાપ કરીને જંએનબ અલેહિસ્સલામ ઘણાં રોયા તાકે આપના રોવાએ તમામ મદીનાનાં લોકોને રૂલાવેઆ એક હશર્ બરપા થીઆ તે બાદ રાવી લખેછે કે સઘલા અહેલેબએત ઘર માંહે આવેઆ.

અએ મારા ભાઇઓ અને બેહુનો તમે આ દીનોમાં માતમના લીબાસને પહેનો. અએ એખંવાનો તે બાદ સઘલા અહેલેબએતનું સું કાનુન અને દસ્તુર હતું કે જેવારે જમણ યા કે પાણી આવતો તેવારે પહેલા આકાં હુસેન અલેહિસ્સલામની ભુખ અને પેઆસને યાદ કરતા અને રોતા, ને રૂલાવતા, તે બાદ જમણ જમતા અને પાણી પીતા, એવી રીતે દીવસ નીકલતો, વલેકીન જેવારે રાત પડતી તેવારે જંએનબ આકાં હુસેન અલેહિસ્સલામનું માતમ કરતા.

રાવી લખેછે કે યજીદ પલીદનું આમિલ મદીનામાં હતો, તેનું મકાન જંએનબના મકાનથી નજદીક હતું, તે મલઉંન આમિલને જંએનબનું માતમ કરવું અને રોવું પસંદ ન હતું, પણ મલઉંન પોતાના નફસમાં યાઅંને પોતાના દીલમાં વીચાર કરીને કહેવા લાગોકે આ જંએનબનું રોવું મારી ઉંગમાં ખલલ કરેછે, મને બીલકુલ ઉંગ આવતી નથી, એના રોવાને બંદ કરવાનું ઈલાજ કરવું જરૂરછે. એટલું સાંચીને મલઉંને યજીદ પલીદ ઉપર કાગલ લખીઓ તે કાગલમાં મલઉંન સું લખેછે કે અએ યજીદ તું સું ગફલતમાં છે, ઇઆં અલી જંએનુલઆબેદીને જમાઅંત બની હાશમની અને તે સીવા બીજા કેટલાક લોકોને તૈયાર કીધાછે કે યજીદને કતલ કરે, અએ યજીદ આ સઘલી રાઈ અને મનસુબો જંએનબના કરવામાં થાએછે. મે વાસતે તું હુશીઆરથા અને એ શરને દફા કરવા સારૂ કોશેસ રાખજે, સુસતી ન રાખીસ, અગર સુસતી રાખીસ તો પછે તારા જાનનું જોખમ છે. રાવી લખેછે કે એવીરીતે બનાવટની વાત કરીને મલઉંને કાગલ લખીને લઈન

યઝીદની તરફ મોકલાવેઓ.

માઅંશરલ એખબારનો નબીઅલ ઇમાનો જેવારે મલઉનનો કાગલ યઝી
દને પોહોંચેઓ તેવારે લઈન યઝીદ પલીદ ગજબનાક થઇને કહેવા
લાગો કે શીમર કાંહાંછે? અએ મારા દરબાનો જાઓ જલદીથી શીમરને
બોલાવી લાવો. રાવી લખેછે કે લઈનના અમર મુવાફેક શીમર હાજર થીઓ તેવારે
લઈન યઝીદ કહેવા લાગો કે અએ શીમર શું ગફલતમાંછે? જલદી તૈયાર થા, અને
લશકરને તૈયાર કર. મલઉન શીમર કહેવા લાગો કે અએ યઝીદ ખએર તો છે?
લઈન યઝીદ પલીદ કહેવા લાગો કે અએ શીમર શું ખએરીઅત પુછેછે, અરે
મદીનાના આંમિલે લખીઉંછે કે ઇમાં અંલી જંએનુલઆંબેદીને અને એની ફુઇ
જંએનબ અલેહિસ્સલામે અકસર બની હાશમને તારા કતલ વાસતે તઇઆર કીધાછે,
વાસતે અએ શીમર તું તારી સાથે કેટલુંક લશકર લઇને જલદીથી જા, જંએનબ
અને અંલી જંએનુલઆંબેદીનને પકડીને યાંહાં લઇ આવ.

રાવી લખેછેકે લઈન યઝીદ પલીદનાં હુકમ મુવાફેક લઈન શીમરે લશકરને
તઇઆર કીધું અને દમશ્કથી ચાલેઓ તાકે મનાજેલો તએ કરીને મદીનામાં
આવેઓ.

માઅંશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅંત, રાવી પુરગમ બયાન કરેછે
કે લઈન શીમરે લશકરને કહીઉં કે અએ લશકરીઓ તમે તમારો ઊતારો મદી
નાના બાહેર રાખો. લઈનનાં અમર મુવાફેક તમામ લશકર મદીનાના બાહેર ઉતરેઓ
જેવારે ફજરનો વખત થીઓ તેવારે લઈને હુકમ કીધોકે મારી સાથે સવાર તૈયાર
થઈને આવે. લઈનના હુકમ મુવાફેક ચાર સવાર તઇઆર થીઆ, શીમર લઈન
તે ચાર સવાર લઈને આકાં અંલી જંએનુલઆંબેદીનનાં ઘરની તરફ આવેઓ
અને પુકારવા લાગો કે અએ નબીનાં અહેલેબએત ઉઠો. રાવી જાનસોજ લખેછે કે
લઈન શીમરે આકા અંલી જંએનુલઆંબેદીનના દરવાજાને દશતક દીધો, અને

કહેવા લાગો કે અએ અલી દરવાજો ખોલો.

માઅશરલ એખવાનો નથી અલ ઈમાનો આકા અલી જંએનુલઆબેદીને દરવાજાનો આવાજ સાંભલીને આપે ફિજ્જાને અમર કીધોકે અએ ફિજ્જા જુઓ દરવાજો ખોલો એ કોણછે?

રાવી લખેછે કે મવલાના અલી જંએનુલઆબેદીનનાં અમર મુજબ ફિજ્જા ઉઠેઆ દરવાજાને ખોલીઉ, ફિજ્જા જુએછે સું કે શીમર લઈન ચાર સવાર લઈને આવે એોછે. ફિજ્જા કહેવા લાગાકે અએ. શીમર લઈન તું કેમ આવેઓછે? સું ઇરાદોછે? અએ લઈન સકીનાનાં કાનનાં દુર છીની લીધા, અને ગાલો ઉપર તમાચા મારેઆ તે હવે સું સુગરાનાં કાનનાં દુર લેવા આવેઓછે? અએ શીમર તું ખુદાથી ડર, કેમ નથી મુહમંદ મુસતફાનાં અહેલેબએતને સતાવા આવેઓછે? રાવી પુરગમ બયાન કરેછે કે લઈન શામર ફિજ્જાનાં કલામ સાંભલીને કહેવા લાગો કે અએ ફિજ્જા મવલાના અલી જંએનુલઆબેદીનને બાહેર બોલાવો મને કાંઈ સવાલ કરવોછે.

અએ એખવાનો ફિજ્જા ઘરમાં આવેયા. આકા અલી જંએનુલઆબેદીન ફરમાવા લાગા કે અએ ફિજ્જા દરવાજા ઉપર કોણ આવેઓછે? ફિજ્જા અરજ કરવા લાગા કે અએ આકા અલી, શીમર આવેઓછે. આપ ફરમાવા લાગા કે એ લઈન સું કાંમ વાસ્તે આવેઓછે? અને એ સું કહે છે? ફિજ્જા અરજ કરવા લાગા કે અએ મવલા એ લઈન કહેછે કે મવલાના અલી જંએનુલઆબેદીનને બાહાર બોલાવો. મને કોઈ શએનો સવાલ કરવોછે.

માઅશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅત રાવી બયાન કરેછેકે આકા અલી જંએનુલઆબેદીન આપ ઉઠેઆ ઘરના બાહેર તશરીફ લાવેઆ અને ફર માવા લાગા કે અએ શીમર સું કહેછે? સાવાસતે આવેઓછે? લઈન કહેવા લા ગોકે અએ અલી જંએનુલઆબેદીન યજીદનું હુકમ થીઓછે કે અલી જંએનુ

લઍાબેદીનને અને એની ફુઇ જેંએનબને લઈ આવો. તે વાસતે તમે અને તમારી ફુઈ બેઊ મારી સાથે ચાલો.

અદ એખવાનો આપ ફરમાવા લાગા કે અએ શીમર કેમ અમને સતાવે છે, અરે અમે મજંલુમો છીએ, અમે અમારા ઘરમાં બેઠા છીએ, અમારા શોહદાઓને રોઈ રહેઆ છીએ, તું અમારા ઊપર જુંલમ અને સીતમ ન કર, અએ લઈન ખુદા તાઍાલાથી ડર. અરે અએ લઈન તું ક્યામતના દીને ખુદા, અને અમારા નાના નબી મુહમંદ મુસં તંફા સલ્લલ્લાહે અલઇહે વ આલેહીને સું જવાબ દઈસ ? અએ લઈન તું કેટ લાક વરસ જીવનારછે? કે તું અમારા ઊપર એવું જુંલમ અને સીતમ કરેછે.

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાનો રાવી પુરઅંમ બયાન કરેછેકે આકા અંલી જેંએનુલઍાબેદીનનું ફરમાવું લઈન શીમરે કબુલ ન કીધું. આખ રૂલઅમર આપને જાવું પડીઊં, આપની સાથે આપની ફુઈ જેંએનબ અલે હિસ્સલામે પણ તઈઆરી કીધી.

અએ એખવાનો ભાઇ જાનો જેવારે મવલાના અંલી જેંએનુલઍાબેદીન અને જેંએનબ અલેહિસ્સલામે ચાલવાની તઈઆરી કીધી, તેવારે અહેલે બએતમાં રોવાનું અને માતમનું શોર ઉઠેઆ, સઘલા અહેલે બએત કહેવા લાગા કે સાહેબ આપતો પધારો છો હવે અમારો કોન વાલી અને વારસછે? કે અમે તેનાં આસરે બેસી સું. આકા અંલી જેંએનુલઍાબેદીન ફરમાવા લાગાકે અએ મારા નાના નબી મુહમંદ મુસંતંફાનાં અહેલેબએત તમે ન રોવો, ખુદા તાઍાલા તમારો હાફીજં અને નાસિંરછે.

રાવી લખેછેકે તે બાદ આકા અંલી જેંએનુલઍાબેદીન અને આપની ફુઈ જેંએનબ અલેહિસ્સલામ બેઊ જણાં યજીદ પલીદની તરફ ચાલેઆ તાકે મના જંલો તંએ કરતા કરતા ધમસંકની સરહદ તક પોંહાંચેઆ. રાવી બયાન કરેછે

કે જેવારે આકા અલી જંએનુલઆબેદીન અને જંએનબ અલેહિમસ્સલામ ધમ રૈકની નજદીક થીઆ તેવારે લઇન શીમર કહેવા લાગોકે અએ અલી જંએનુલ આબેદીન તમે આ બાગની અંદર ઉતરો હું યજીદ પલીદ ઉપર કાગલ તમારા બાબમાં લખુંછું અને સવાલ કરૂંછું કે હું અલી જંએનુલઆબેદીનને લઈ આવે ઓછું. હવે અમીરનુ સું હુકમ છે? પછે યજીદનુ જે હુમક હસે તે જારી કરીસ.

રાવી પુરગંમ બયાન કરેછે કે લઇન શીમરે યજીદ પલીદની તરફ માણસ મોક લેઓ અને મવલાના અલી જંએનુલઆબેદીન અને આપની ફુઈ જંએનબને તે બાગમાં ઉતારેઆ.

માઅંશરલ મોઅમેનીન રાવી લખેછે કે જેવારે આકા અલી જંએનુલઆબેદીન અને જંએનબે તે બાગમાં ઉતારો કીધો તેવારે જંએનબ અલઇહિસ્સલામને એક ખજુરી નજર આવી, તે ખજુરી સુકી હતી, આપ તે ખજુરીની તરફ ખિતાબ કરીને રોવા લાગા અને ફરમાવા લાગા કે અએ ખજુરી હજી તું ઉભીછે? આરે એક દીવસ તે હતો કે મારા ભાઈ હુસેન, માં ફાતેમાનાં દીલના ચઇનનું માથું મુબા રક તારી ડાલીમાં લટકેઓ હતો. અએ ખજુરી તે માથું કાંહાં ગઇયું? અએ ખજુરી તને હએરફછે કે તું હજી સુધી ઉભીછે, કેમ તું પડી ગઇ નહીં.

રાવી લખેછે કે તે ખજુરી તેજ વખત પડી ગઈ, તે બાદ આપ વીલાપ કરીને ઘણાંજ રોએઆ, અને ખુદા તઆલાથી મુખાતીબ થઈ ફરમાવા લાગા કે અએ બારી, હર વખત ને હર ઘડી અમેં તલબ કરીએ છીએ તારી યારી, તારી શાનછે ઘણી ભારી, આ મલાઇનોનું અમારા ઉપર જુલમછે ભારી, તેનાં સબબથી અમારી આંખોથી આંસુછે જારી. અએ પરવરદીગાર અએ આલમના પાલનહાર. અને અએ મજલુમની દુઆનાં જવાબ દેનાર, આ ખજુરી ભાઈ હુસેનનાં ગંમમાં સુકાઈ ગઈછે; તાકે આખરૂલઅમર પડી ગઈ, અને આ જંએનબને કેમ મૌત આવતું નથી તાકે દુનીઆની મુસીબતો અને બલાથી છુટે.

અએ મારા ભાઇઓ અને બેહેનો તમારા કાન સાંભલવાની તરફ લગાડો. રાવી જાનસોઝ બયાન કરેછે કે તે બાગમાં એક માલી રેહતો હતો, તે માલીનાં કાનમાં ઝએનબ અલએહિસ્સલામનાં રોવાનું આવાઝ પોંહોંચ્યું, મલઉન દોડતો ઝએનબ અલએહિસ્સલામની તરફ આવીઓ અને કહેવા લાગો કે અએ બઇ રીઓ તમે કેમ યાંહાં રોવોછો, અને મોંહથી બદ શકનીના કલામ બોલોછો? તે બાગબાનનાં હાથમાં એક કોડાળ હતો તે મલઉને ઝએનબ અલએહિસ્સલામનાં પીઠમાં મારેઓ.

રાવી પુરગમ બયાન કરેછે કે કોડાળાનાં લાગવાની સાથે આપ ઝમીન ઉપર પડી ગીઆ. આપની પાસે આકા ઝએનુલઆબેદીન ઉભા હતા, તે આપ ફરમાવા લાગા કે અએ મલઉન, તું અમારા ઉપર કેમ જુલમ અને સીતમ કરેછે અએ મલઉન તું અગર કહેતે કે મારા બાગમાં ન રોવો તો અમે ન રોતે, અએ મલઉન બાગબાન ખુદાતઆલા તારા બે હાથને કતો કરનો, અને અજાબે અકબરમાં દાખલ કરનો.

રાવી લખેછે કે આકા અલી ઝએનુલઆબેદીનનું ફરમાવું તમામ ન થીઉં કે મલઉન બાગબાનનાં બેઉ હાથ કતો થઇને ઝમીન ઉપર પડી ગીઆ, તે બાદ આકા અલી ઝએનુલઆબેદીન ફરમાવા લાગા કે અએ ફુઈજી સાહેબ ઉઠો આ ગરીબ ભતરીજાથી બોલો અને વાત કરો, અએ ફુઈજી સાહેબ કેમ બોલતા નથી આ મઝલુમ ભતરીજો રોએછે જવાબ દો.

રાવી પુરગમ બયાન કરેછે કે મવલાતનાં ઝએનબ અલેહિસ્સલામે આંખ ખોલી અને ફરમાવા લાગા કે અએ બેટા ઝએનુલઆબેદીન આ તમારી ફુઇજી હવે ઘડી બેઘડીનાં મહેમાનછે, સાવાસતે કે હમણાં મેં સપનું જોયું કે બાવા અલી અને માં ફાતેમાં મને ફરમાવેછે કે અએ બેટી ઝએનબ આજનાં દીનની મગરબ ન થાએ યાને સુરજ ગુરૂબ નહીં થાએ કે તમે અમને આવીને લાહકં

થાસો તે વાસ્તે અય બેટા અંલી હવે હું તમારી ફરાકંત કરનારછું.

રાવી લખેછે કે જંએનબ અલેહિસ્સલામની જંબાન મુબારકથી ફરમાવવું તમામ ન થયું કે આપ વફાત થીઆ. ખુદા તાઆંલાની સલવાત અને રેહેમત અને તહયાત હમેશાં કયામતનાં દીન લગી બીબી જંએનબ ઉપર મુતસલત રહે.

માઅંશરલ એખવાનો નબી ચ:લ ઈમાનો રાવી પુરગંમ બયાન કરેછે કે જેવારે જંએનબ અલેહિસ્સલામ વફાત થીઆ તેવારે મવલાના અંલી જંએનુલઆંબેદીન રોવા લાગા અને આપ ફરમાવા લાગા કે અય ફુઈજી સાંહેબ આ ગંરીબ ભતરીજાને પરદેસમાં યાને પરાયા દેસમાં મુકીને ચાલેઆ ગયા, અય ફુઇજી સાંહેબ બાવા હુસેન જેવારે શહીદ કરવાણાં તેવારે હું આપનાં ઊપર આસરો લઇને બેઠો હતો, હવે આ પરદેસ માંહે મારૂં કોનછે? કે તેનું આસરો લઊં, અય ફુઈજી સાંહેબ ઉઠો આ મજંલુમ ભતરીજાથી વાત કરો.

રાવી પુરગંમ બયાન કરેછેકે આકાં અંલી જંએનુલઆંબેદીન આપ ઘણાજ રોયા અને વીલાપ કીધા તાકે આપને ગંશ આવી ગીઆ. અય હુસેન અલેહિસ્સલામના માતમદારો અને ગંમખ્વારો જેવારે આકાં હુસેન અલેહિસ્સલામની અને અહેલે બએતની જીકર તમારા કાનો ઉપર ગુજંરે તેવારે તમો સઘલા રોવો અને માતમ કરો, વાવએલા પુકારો.

અય એખવાનો રાવી જાનસોજં બયાન કરેછેકે તે બાદ મૌલાતના જંએનબ અલેહિસ્સલામની બાંદી ફજજાં આપની લાશના નજંદીક આવી અને માથા ઉપર ખાક ઉડાવવા લાગી, જંમીનથી માથું ટકરાવા લાગી રોવા લાગી અને આ નુહો જીગર સોજથી પડીને ગોયા માતમ કરતી હતી.

## નુહો.

ફજજાંને કહા લાશએ જંએનબકે મએંવારી — અફ દુખંતરે જંહેરા
પરદેસમેં અબ કૌન ખંબંર લેગા હમારી — અફ દુખંતરે જંહેરા ૧

કયા દુશમને અલ્લાહથા વો જાંલીમો બેદાન  જંખમી કીઆ તુમકો
હએ બેલચેકા જંખંમ લગા પુશતપે કારી  અઈ દુખંતરે જંહેરા ૨
જબસે મેરી બીબીને કંજાં કી હએ બલાલું  થી આપકે હમશ
તાજીસ્ત મએં અબ કુંબ્રપે બએઠુંગી તુમારી  અઈ દુખંતરે જંહેરા ૩
વો જાંલીમે બેપીર જો યે જુલમ ન કરતા  બેટી પે નબીકે
તો કાહેકો યે શીકલ યહાં હોતી તુમારી  અઈ દુખંતરે જંહેરા ૪
અઈ જંએનબે ખાંતુન પરસ્તારે યતીમાં  અઈ આશકે શબ્બીર
કુછ આખરી ખીદમત લો મએં લૌંડી હું તુમારી  અઈ દુખતરે જંહેરા ૫
ફિજજાં યે બયાં કરતીથી રોરોકે જો એકબાર  સજ્જાદ પુકારે
બાબાકી શહાદત હએ શાહાદત યે તુમારી  અઈ દુખંતરે જંહેરા ૬
અશરફકુભી બહેરે નબી વ હએદરે કર્રાર  બખશાએ ખુંદાસે
અઈ બીનતે અંલી શર્તેમા જંહેરાકી પેઆરી  અઈ દુખંતરે જંહેરા ૭

માઅંશરલ મોઅમેનીન રાવી જાનસોજં બયાન કરેછે કે ફિજજાં આ જુહો પડીને ઘણાજ રોયા, એના રોવાથી મલાઈનો શામીઓ જે એના સાથે હતા તે પણ સઘલા રોયા.

અએ એખવાનો તે બાદ જંએનબ અલેહિસ્સલામનાં વફાતની ખંબર ગામડાના લોકોને પોંહોચી કેજે ગામડા તે બાગંથી નજંદીક હતો, ગામડા માંહે કેટલાક શીઆં રહેતા હતા તે આપના વફાતની ખંબર સાંભલીને તે શીઆં અને શીઆંની બઈરીઓ આવેઆ.

રાવી લખેછે કે તે શીઆં અને એની બઈરીઓ જંએનબ અલઈહિસ્સલામની લાશ મુબારક ઉપર ઘણાંજ રોએઆ, અને માતમ કીધું, તે બાદ સઘલી બઈરીઓએ આપને ગુંસલ દીધું, અને કફન પેહેરાવીયું, તે બાદ આકા અંલી જંએનુલઆબેદીને નમાજં પડાવી અને આપનાં જનાજાંને ઊપાડીને ચાલેઆ તાકે મીસ

રમાં આવેઆ. અએ એખવાનો બાગથી મીસર નજદીક હતું કે જે બાગમાં આપ શહીદ કરવાણાં.

રાવી પુરગમ બયાન કરેછે કે મવલાના હુસેન અલેહિસ્સલામનું માથું મુબારક દફન થીઉંછે તેનાં પાસે મીસરમાં મવલાના અલી જએનુલઆબેદીને આપને દફન કીધા, તે બાદ આપ જએનબ અલેહિસ્સલામના કબર ઉપર ઉભા રહેઆ, અને ઘણાંજ રોએઆ, અને વીલાપ કીધા. માઅશરલ એખવાનો નબીઅલ ઇમાનો રાવી લખેછે કે જએનબ અલેહિસ્સલામનાં વફાતની ખબર યજીદ પલીદને પોહોંચી તે વખત લઇને નેહાયત ખુશી કીધી. તે બાદ લઇનને ખબર પોંહોંચી કે મુખતાર નીકલેઓછે, મારા કતલનું ઇરાદો કરેછે, તે વાસતે લઇને આકા અલી જએનુલઆબેદીનને રજા દીધી અને હુકમ કીધો કે અલી જએનુલ આબેદીનને કેએદ ન કરસો, અને કહો કે મદીને જાઓ.

અએ એખવાનો ભાઇજાનો મહેરબાનો રાવી પુરગમ બયાન કરેછે કે આકા અલી જએનુલઆબેદીન આપ મદીનામાં આવેઆ, ઘરને લાજમ થીઆ. રાવી લખેછે કે તે બાદ યજીદ પલીદ નજદીકમાં હલાક થીઓ, ખુદાની લાઅનત એ યજીદ ઊપર.

# મલઉન યજીદના હલાકનું બયાન.

લઇન યજીદ પલીદની પીઠ ઉપર એક દાનું યાઅને એક ફુનસો થઇ હતી, તમામ સઘલા અતબાઓ એકઠા થીઆ, ઇલાજ કીધો, લેકીન આરામ ન થીઉ તે ફુનસીના અંદર એટલી ગરમી થઇકે ગોયા જહન્નમ સલગી રહીછે.

રાવી લખેછે કે અતબાના બાજોંએ એ ફુનસી ઉપર પટી મુકી તે વખત તે તબીબનાં હાથનાં આંગલા સુકાઇ ગીઆ, એવી રીતની જહન્નમ સલગી હતી. આખરૂલઅમર લઇન હલાક થીઓ. રાવી લખેછે કે લઇનનું મૈયત ઊપાડીને

શેહેરનાં બાહેર એક મકાન હતું ને મકાનનું નામ દરબલછે વાંહાં લઈ આવેઆ, લઈનનાં વાસતે કબર ખોદવાણી. જાં કબર તૈયાર થઇ અને જસદ નાપાકને નાખવાનો ઈરાદા કીધો, કે એક અજંદહા મોંહ શાડીને તે ખાડામાં બેઠોછે, સઘલા લોકોઇ તે કબરને મુકીને બીજી કબર ખોદી તે કબરનેભી મુકીને તીજી કબર ખોદી તેમાં પણ અજંદહા નજંર આવેઓ.

રાવી બયાન કરેછેકે લઇન યજંદ પલીદના વાસતે એવી રીતે ઘણી કબર ખોદાણી, સઘલી કબર માંહે અજંદહા નજંર આવેઆ તાકે મગરેબનું વખંત નજંદીક થીઓ. સઘલા લોકો લઈનનાં મુરદાને મુકીને શહેરમાં જાતા રહેઆ. અઇ એખવાનો ભાઇજાનો ફીકરનું મકાનછે ગોર કરવાની જગેહેછે કે લઇન પલીદનો જુસ્સો નાપાકને જંમીને ભી કબુલ કીધું નહીં તાકે જંમીન ઉપર પડી રહેઓ અને સઘલા જાનવરોએ નાશ કીધો, ખુદા તાઆલા એ લઇન પલીદને અને એના તાબે દારોને અજાબે અકબરમાં દાખલ કરજો અને હમેશાં એ અજાબમાં બાકી રાખજો આમીન યા રબ્બીલ આલમીન.

---

## મોઅજેજો ૫ મો.

## આ મોઅજેજામાં જીબરઇલ ત્રણ ફલ લાવેઆં તેનું બયાન છે.

---

માઆશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅત ખુદા તાઆલા તમને રાખે સંહી અને સલામત, અએ એખવાનો ભાઈજાનો મેહેરબાનો ઉમસલમા થકી રીવાયતછે કે ઉમસલમા કહેછે કે એક રોજં રસુલિલ્લાહ સલ્લલ્લા અલયહે વ

આલેહી મારા ઘરમાં બેઠા હતા અને જીબરઈલ નાઝેલ થીઆ, રસુલિલ્લાહ મને ફરમાવા લાગા કે અય્ ઊમસલમા હમણાં મારા નઝેદીક જીબરઈલ બેઠાછે ને વાસતે કોઈને આવવા નહીં દઈસ. ઊમસલમા કહેછેકે હું દરવાજા ઊપર ઉભી રહી જોઉં છું શું કે નબીનાં બે નવાસા, અલ્લાહના ખાસા, આલમના ખુલાસા, મવલાના અલ હસન વલ હુસેન તશરીફ લાવેઆ, મેં અરજ કીધીકે અય્ બેટા હમણાં ઠેરી જાઓ તમારા નાના મુહમ્મદ મુસતફાનાં નઝેદીક જીબરઈલ બેઠાછે.

ઊમસલમા રીવાયત કરેછેકે મારા કહેવાની તરફ બેઉ શાહેઝાદાઓએ બીલકુલ ખયાલ રાખેઓ નહીં, અને જીઆં નબી મુહમ્મદ મુસતફા બેઠા હતા તીઆં આવેઆ. ઉમસલમા કહેછે કે હું એઓની પાછલ આવી, જોઉછું શું કે જીબરઈલે આસમાનની તરફ ઇશારત કીધી ને હાથને દરાજ કીધો, તે બાદ પાછો હાથને ખેંચી લીધો કે જીબરઈલનાં હાથમાં મને ત્રણ ફલ નજર આવેઆ, એક તફાહ અને બીજું સફરજલ અને ત્રીજું દાડમ, એ ત્રણે ફલ જીબરઈલે મૌલાના અલ હસન વલ હુસેનને આપેઆ. ઉમસલમાં કહેછે કે બેઉ સાહેબોએ ત્રણે ફલને લઇને નબીની જનાબમાં અરજ કીધી. રસુલિલ્લાહ ફરમાવા લાગાકે અય્ મારી બેઉ આંખના નુર અને દીલનાં સરવર આ ત્રણે ફલને લઈને તમે તમારા મકાનમાં જાઓ. ઊમસલમા કહેછે કે મવલાના અલ હુસનેન એ ફલને લઈને ઘરમાં આવેઆ, થોડી દેર ન થઈ કે નબી મુહમ્મદ મુસતફા તશરીફ લાવેઆ, સઘલા અહેલેબએત એકઠા થઈને બેઠા તે પછે સઘલાએ તે ત્રણ ફલને ખાધા.

રાવી લખેછે કે જેવારે તે ત્રણે ફલને નોશ કરી ચુકા કે પાછા તે ફલો પોતાના હાલ પર બાકી છે, તાકે તે ફલો યાઓને સફરજલ તફાહ અને દાડમ, રસુલિલ્લાહ વફાત થીઆ વાંહાં સુધી સાહી સલામત બાકી રહેઆ. આકા હુસેન ફરમાવેછે કે જેવારે મારી માં ફાતેમતઝ્ઝેહેરા વફાત થીઆ

તેવારે દાડમ ગુમ થઈ ગીઉં, અને તરશાહ અને સરશરજલ બાકી રહેઆ, તે બાદ જેવારે મારા બાવા અલી ઈબને અબીતાલીબ શહીદ થીઆ તેવારે સરશરજલ ગુંમ થઈ ગીઓ, ફકત તરશાહ એક બાકી રહેઓ, તે કીઆં સુધી કે હું કરબલામાં આવેઓ અને મલાઈનો કુફીઓએ મારા ઉપર અને મારા અહેલેબએત ઉપર પાણીં બંદ કીધો ત્યાં સુધી તે તરશાહ બાકી રહેઓ.

મારૂશરલ એખવાનો નબી અલ ઝમાનો આકા હુસેન ફરમાવે છે કે જેવારે મને પેઆસની શીદત થાતી હતી તેવારે હું તે ફલ પાઓને તરશાહને સુંઘતો હતો કે ફોરન પેઆસ મટી જાતી હતી, પછે જેવારે મારી શાહાદત કરીબ થઈ પઓને શીમર લઈન ખનજર લઈને આવેઓ તેવારે તે તરશાહનું રંગ ફરી ગીઉં. આકા અલી ઈબનલ હુસેન ફરમાવેછે કે જેવારે મારા બાવા મવલાના અલ હુસેન શહીદ કરવાણાં તેવારે તે તરશાહ ગુંમ થઇ ગીઓ, અને તે તરશાહની ખુશબો આવવા લાગી, હજી આપ ફરમાવેછે કે મવલાના અલ હુસેનની શાહાદતના બાદ જેવારે હું આપની ઝીઆરત કરવા વાસતે જાતો તેવારે તે તરશાહની ખુશબો આપની કબર થકી આવતી હતી.

અએ એખવાનો ભાઈજાંનો આકા અલી ઝએનુલઆબેદીન ફરમાવેછે કે જે કોઈ શખસ અમારા શીઆ હોએ અને એમ ઈરાદો કરે કે મનેભી એ તરશાહની ખુશબો મયસ્સર થાએ તો આપ ફરમાવેછે કે નીયત ખાલિસ કરીને ફજરના વખત આપની કબર તરફ આવે અને આપનાં ઉપર સલવાત પડે તે બાદ આપની કબર ઉપર માથાને મુકીને ઝીઆરત કરે તો તે તરશાહની ખુશબો આવસે, યકીનન જાણો એમાં ઝરા ભર શક ન લાવો, અગર કોઈ શક લાવસે તો કાફર થાસે વસ્સલામ.

# મોઅજેજો ૬ ઠો
## આ મોઅજેજાંમાં હાથીનું બયાનછે.

માઅંશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅંત અફ એખવાનો ભાઇ જાંનો મહેરબાનો રાવી બયાન કરેછે કે હેજરાબાદનાં નવાબને શક પએદા થીઓ કે મવલાના હુસેન અલેહિસ્સલામ ઉપર રોવું અને તાઅંજીઆ બનાવવા એ સઘલું બીદઅંતછે.

રાવી લખેછે કે જેવારે મોહર્રમ અલ હરામનાં અૈયામ નજદીક આવેઆ તેવારે તે નવાબે શેહેરમાં મુનાદી ફીરાવીકે હુસેન અલેહિસ્સલામ ઉપર રોવું અને તાઅંજીઆ બનાવવા બીદએદછે વાસતે જે કોઈ શખસ તાઅંજીઆ બનાવસે તો તે શખસ ઉપર સીઆસતં કાંયમ થાસે. રાવી લખેછે કે તમામ શેહેરના લોકોએ તાઅંજીઆ બનાવવા મોકુફ કીધા તાકે મોહર્રમ અલ હરામની દસમી તારીક આવી.

માઅંશરલ એખવાનો નબી અલ ઇમાનો રાવી જાનસોજં બયાન કરેછેકે તે નવાબને વાસતે કેટલાક હાથીઓ હતા, હાથીઓના દરમેઆન એક હાથી ઘણોજ મોહોટો હતો, એ હાથીને લોકો સૈય્યદલ ફીલ કહેતા હતા.

અએ એખવાનો જેવારે કે મોહર્રમની દસમી તારીક આવી તેવારે તે હાથી કે જેનુંનામ સૈય્યદલ ફીલ હતું તે હાથીએ પોતાના દીલથી આહનો નારો ભરેઆ યાઅંને એક ચીખં મારી કે પોતાનાં પગની સાંકલને તોડી નાખી.

રાવી લખેછેકે તે સૈય્યદલ ફીલની ચીખના આવાજંને જુમતે હાથીઓએ સાંભલીને એકદમ સઘલાઓએ ચીખ મારી ને પોતાના પગની સાંકલોનેતોડી નાખી

ને વાંહાંથી ચાલેઆ તે સૈય્યદલ ફીલને તીઆં જમા થીઆ. તે બાદ તે સૈય્યદલ ફીલ પોતાના થાનકથી ચાલેઓ અને પછવાડે સઘલા હાથીઓ ચાલેઆ તાકે નવાબનાં મેહુલની નીચે આવીને ઉભારીઆ. તે બાદ તે સૈય્યદલ ફીલ, તે મેહુલનાં દરવાજો બંદ હુતા અને તે દરવાજોમાં ખીલા જડેલા હુતા, તે ખીલા ઊપર પોતાની સું'ન મારવા લાગો તાકે તે સુન જેખમોથી ચુરચુર થઈ ગઈ.

માઅંશરલ એખવાનો નબી અલ ઇમાનો તે સૈય્યદલ ફીલ રોએ છે અને આંખોથી આસું જારી કરીને સઘલા હાથીઓબી તરફ ખેતાબ કરીને કહુછે કે અએ સઘલા હાથીઓ તમે કેમ રોતા નથી? અને વીલાપ કરતા નથી? અરે આજ દીને રોવો અને વીલાપ કરો અને મોંહથી વા હુસેના વા હુસેના પુકારો. અઈ સઘલા હાથીઓ આજ દીને મારી મુસીબતે જોશ ખાધું, તે મુસીબતથી કે જે મુસીબત અને મેહુનત અને બલા ખલકના હમામ, મુત્તકીનનાં ઈમામ, રસુલલ્લાહના નુરલ અંએન, ફાતેમતજ્જેહેરાના દીલનાં ચદન ઊપર જારી થઈ; તે સઘલા તાબીયોનાં, કુફીઓ મલાઈનોનાં હાથથી, એ મલાઈનો અંબીઆના નેક, મુહમંદ રસુલિલ્લાહનાં એહેકામને મુખાલીફ થીઆ. રસુલિલ્લાહ બારહા ફરમાવતા કે મારા અહેલેબએતનું મીસલ તમારા માંહે નુહના સફીના મીસલછે, કે જે શખસ એ જહાજમા સવાર થીઓ, તે ગરકથી બચી ગીઓ અને જે શખસ એ જહાજમાં સવાર ન થીઓ અને મુતખલ્લેફ રહેઓ તે ગરક થીઓ. અએ એખવાનો એ મલાઈનો કુફીઓએ નબી મુહમંદના અહેલે બએતને સું સું તરેથી સતાવેઆછે? અને રૂલાડઆછે? અને સું સું તરેથી જુલમ અને સીતમ કીધાછે કે કોઈ નબીની ઉમ્મત એ મીસલ કામ કીધું નથી. તે સૈય્યદલ ફીલ કહુછે કે અએ સઘલા હાથીઓ આજ દીને વા હુસેના વા હુસેના પુકારો.

અએ એખવાનો તે સૈય્યદલ ફીલ ઉભોછે પોતાની સુન દરવાજો ઉપર મારી

રહેઓછે અને કહેછે કે અજબ પસતાવો મારા જાનને અજબ પસતાવો મારા નફસને એક શહીદના વાસતે, એવા શહીદ કે જુંલમ કરવાણાં. હજી તે સૈયદલ ફીલ કહેછે કે અએ સઘલા હાથીઓ આજ દીને તમે પાણી ન પીઓ, અને જમણ ન જમો અને નીંદથી રાહતને ન લીઓ, અએ હાથીઓ તમને ખંબરછે કે નહીં ? આજનું દીન કઈઉંછે, અરે આજનું દીન તે દીનછે કે એ દીન માંહે આલે નબી ઉપર મુસીબતનાં ગેહા ફરી ગયાછે. એ દીન માટે આકા હુસેન અને આપનાં બેટા અને બીરાદર અને ભાનજા અને ભતીજા અને અસહાબ વફાદાર સઘલા કરબલાની જંમીનમાંહે ભુખેઆ ને પેઆસા કંતલ કરવાણાં, ખુદા તાઆલા તે લોકોને અજાબ કરજો, અને જહનમમાં દાખલ કરજો, કે સઘલાઓએ આકા હુસેન અલેહિસ્સલામ સાથે જંગ કીધી કે જે હુસેનનાં નાના મુહમંદ મુસતફાછે. રસુલિલ્લાહ કયામતનાં દીને એ સઘલા મલાઇનોનાં જહગડુછે, તહકીક આંખના આંસુ આજના દીન જંઈફનાં થાનારછે, અએ સઘલા હાથીઓ વા હુસેના વા હુસેના પુકારો.

માઆશરલ એખવાનો નબી અલ જમાનો તે સૈયદલ ફીલ ખુદ પોતે રોએછે અને વીલાપ કરેછે અને કહેછેકે અએ સઘલા હાથીઓ તમે રોવો અને વીલાપ કરો એક મવલાના વાસતે કે જે મવલા કરબલાની જંમીનમાંહે એકલા બાકી રહીગઇઆ, અને જુલમની તલવારથી કંતલ કરવાણાં, અને માટી ઉપર આપની લાશ મુબારક ચાલીસ દીન તક પડી રહી, અને આપના ફરજંનદ મવલાના અલી જંએનુલ આબેદીન કંએદ કરવાણાં, આપના પગમાંહે મલાઇનો કુફીઓએ બેડી પેહેરાવી અને સઘલી બીબીઓને ઉંટ ઉપર સવાર કીધી.

અફ એખવાનો તે સૈયદલ ફીલ કહેછેકે અએ સઘલા હાથીઓ આજ દીને મારી આંખોથી ઉંઘ ઉડી ગઇ, અને મારા દીલમાં અંદહાએ જોશ કીધું, આકા હસન અને આકા હુસેન નબીના દીલના ચેનની મુસીબતનાં વાસતે, અએ સઘલા

હાથીઓ તમે આજ દીને આકા હુસેન ઉપર રોવો અને વીલાપ કરો અને વા હુસેના વા હુસેના પુકારો તાકે આકા હુસેન કયામતનાં દીન તમારા શફી થઇને શફા અંત કરે.

માઅંશરલ એખવાનો રાવી કહેછેકે જેવારે તે સૈયદલ ફીલના વીલાપને નવાબે સાભલીઉં તેવારે પોતાના દીલમાં સોંચી વીચાર કીધો કે આકા હુસેનના તાજીઆ બંદ કીધા તેની સજાં મને મલેછે, એટલું કહીને તે નવાબ પોતાનાં મકાંન ઉપરથી તે સૈયદલ ફીલના મશતક ઉપર પડી ગીઓ, તે બાદ તે મશતક ઉપરથી જંમીન ઉપર કુદવાને તે સૈયદલ ફીલની સુંઢ પોતાનાં હાથમાં પકડી કહેવા લાગો કે અએ સૈયદલ ફીલ હુંએ આકા હુસેનના તાજીઆ બંદ કીધા તે મારી ખંતા અંજીમ થઈ, હું એ ખંતાની આકા હુસેનથી મોઆફ તલબ કરૂંછું, અને મારા શેહેરમાં લોકોને અમર કરૂંછું કે તમામ લોકો આજને આજ તાજીઆ બનાવવા શુરૂ કરે. એવી રીત તે નવાબે તે હાથીથી ખિતાબ કરીને એની સુંઢને પકડીને તમામ શેહેરમાં નીદા કરતો ચાલેઓ જાએછે, અને કહેછે કે અએ લોકો મેં તમને આકા હુસેનના તાજીઆ બનાવવા બંદ કીધા તે મારી ખંતા અંજીમ થઈછે, તે વાસતે હું તમને અમર કરૂંછું કે આજથી તાજીઆ બનાવવા શરૂ કરો, જે શખંસ તાજીઓ બનાવતો હસે અને નહીં બનાવસે તો હું એને સજાં કરીસ. એવી રીતે તે નવાબે તમામ શેહેરમાં નીદા કીધી.

રાવી જાનસોજં લખેછે કે જેવારે તે નવાબ નીદાથી ફારેગ થીઓ, તેવારે સૈય દલફીલ અને સઘલા હાથીઓ પોત પોતાનાં થાનક ઊપર ચાલેઆ ગીઆ.

અએ એખવાનો ફીકર કરો ફીકરનું મકાનછે ગોર કરો ગોરની જગાછે કે આકાં હુસેન ઊપર હએવાનો રોએછે અને વીલાપ કરેછે, અને તમે એના લાલની મજલીસમાં હાજંર થાઓ, અને ચુપ ચાપ બેસી રહો? ના, ના, તંમને લાયક ન થાએ કે તમે ચુપ થઇને બેસી રહો.

અએ એખવાનો ભાઇજાનો તમે પણ રોવો, અને આંખોથી આંસુનો વરસાદ વરસાવો, તાકે આકાં હુસેન તમારાથી ખુશ થાએ અને તમારી શફાઅત કરે અને તમને જન્નતમાં દાખલ કરે, આમીન.

# લુહારની હિકાયતનું બયાન.

માઆશરલ એખવાનો નબી અલ ઇમાનો એક મરદ કુફીથકી રીવાયત આવીછે તે મરદ કુફી કેહેછેકે મારો કસબ સુતાર અને લુહારનો હતો. જેવારે કુફેથી ઉમર સાઅદ લશકર લઇને કરબલા મોઅલ્લાની તરફ નીકલેઓ હુસેનની જંગ વાસતે, તેવારે હું પણ મારો સામાન લઇને ચાલેઓ તાકે અમો કરબલામાં પોહોતા, ત્યાં ઉમર બીન સાઅદે ડેરો કીધો અને મેં પણ ડેરો કીધો. તેબાદ ઉમર બીન સાઅદે મને હુકમ કીધોકે અય હદ્દાદ તું ડેરા વાસતે કેટલીક ખીલીઓ તૈયાર કર, અને ઘોડાનાં બાંધવા વાસતે પણ મેખો તૈયાર કર. તે બાદ હદ્દાદ યાઅને લુહાર કહેછેકે મેં મેખો તૈયાર કીધી, તે બાદ તમામ લશકરનાં લોક હથીઆર દુરૂસ્ત કરવા આવેછે હું તે સઘલા હથીઆર દુરૂસ્ત કરી આપુંછું તાકે મારા પાસે પઇસા ઘણાં થીઆ, અને આકાં હુસેનભી કરબલા મોઅલ્લામાં આવી પોંહોંચેઆ, આપે પણ ડેરા દીધા. તે બાદ બે ફરીકીનના દરમેઆન જંગ શરૂ થઇ.

રાવી હદ્દાદ કહેછે કે મલઊન ઉમર બીન સાઅદે પેહેલાં તો આવતાનાં સાથે આકાં હુસેન ઉપર પાણી બંદ કીધો. તે બાદ કહેવા લાગો કે અય હુસેન અમીર અબદુલ્લાહ ઇબને ઝીઆદનો હુકમછે કે હુસેન મારા અમર ઊપર ઊતરે તો ખએર વ ઇલ્લા નહીં તો કતલ કરજે, તે વાસતે આપ સું ફરમાવોછો?

રાવી કહેછે કે આકાં હુસેન ફરમાવા લાગા કે અએ ઉમર બીન સાઅદ તુ સું બકેછે, અરે આ હુસેન ઊબીદલ્લાહ ઇબને ઝીઆદ લઇન દઇ, યાઅને ઝીના નું છોકરો એના હાથ ઉપર ઉતરે, અને એ મારા ઊપર હુકમ કરે, એ અમર હરગીજ

રહા કોસ દુરછે, તે સાથે તું કહે તો હું યઝીદ તરફ જાઊં? લઈન ઊમર કહેવા લાગો કે અએ હુસેન યઝીદની તરફ જાવું તમને ઈમકાન નથી.

રાવી હદાદ કહેછેકે આખરૂલઅમર લડાઇ શરૂ થઈ, કે તારીક દસમીએ હુસેન અને આપના ભાઈ, ભતીજા અને બેટા, અને ભાનજા, અને અસ્હાબ વફાદાર સઘલાઓ કરબલાના મએદાનમાં કાંમ આવી ગએઆ,કોઈભી બાકી ન રહેએ, ફક્ત મવલાના અલી ઝેંઈનુલઆબેદીન બાકી રહેઆ, તે આપ બીમાર હતા, બીલકુલ ઉઠવાની તાક્ત નહોતી, તેને કુફીઓએ પગમાં બેડીઓ પહેરાવી. તે બાદ હુસેનના ખેંમાને બાલી દીધો અને અહેલેબએતના માથાઓ ઉપરથી ઓડનીઓ છીની લીધી, અને ઊંટોની ખુલી પીઠ ઉપર સવાર કીધા, અને કરબલાથી ચાલેઆ.

અફ એખવાનો રાવી હદાદ કહેછેકે હુંભી એ સઘલાની સાથે ચાલેઓ, તાકે અમો કુફે આવેઆ, નબીના અહેલેબએતનો મલઉન ઉબીદલ્લાહ બીન ઝીઆદની દરબારમાં ગએઆ, અને હું મારા મકાનમાં આવેઓ. તે બાદ હું એક રાતે મારા બીછાના ઉપર સુતેલોછું કે મને સપનું થીઉં, હું જોઉંછું સુંકે કયામતનું દીવસછે, તમામ લોકો ચોતરફથી એકઠા થીઆછે. તે બાદ હું જોઉંછું સુંકે સુરજ આસમાનથી ઉતરેઓ તાકે જમીનથી નઝદીક થીઓ, તે વખત ગરમી નેહાયત ઉઠી, અને સઘલા લોકો પેઆસની શીદ્દતથી પુકારવા લાગા, અને મને પણ પેઆસની શીદ્દત ઘણી થઈ હતી કે મારા કાન બેહેરા થઈ ગએઆ, અને આંખોથી બીસારત ગુંમ થઈ ગઈ, અને મારૂં દીમાગ પાકી ગઇઉં; તે વખ્ત હું મારા દીલને ખીતાબ કરીને કહેવા લાગોકે અફ જાન હવે શું ઈલાજ કરશું? પેઆસની શીદ્દત ઘણી થઈ. ખુદા તાઆલાના કસમ ખાઇને કહુંછું કે મારા શરીરનું ગોશ કાટે અને લોહી નીકલે તો હું પીઉં. આ મીસલના અંઝાબથી હું મુબતીલા છું કે એટલામાં એક મરદ આવેઓ,

તે મરદના ચેહેરા મુબારકના નુરથી તમામ કયામતની જંમીન રોશન થઈ ગઈ, તે મરદ ઘોડા ઉપર સવાર છે, અને તે મરદના ચોતંરફ એક હજાંર ફીરશતાછે, તે પવનની માફક ચાલેછે.

માઅંશરલ એખવાનો નબીઅલ ઈમાનો, રાવી હદાદ કહેછેકે તે બાદ એક ઘડી ન ગુજંરી કે બીજો સવાર આવેઓ, તે સવારનું મોહ ચંદરમા જેવું રોશનછે, અને તે સવારની ચોતંરફ તમામ મલાએકોછે, તે તસબીહ અને તહેલીલ કરી રહેઆછે. તે સવાર ચોતંરફ નીગોહ કરવા લાગા, કે તેથી તમામ મહેશરના લોકોના આંગ ધ્રુજવા લાગા.

રાવી હદાદ કહેછેકે હું મારા જીવમાં પસતાવો કરવા લાગો કે મેં તે સાબીકનાં સવારને તો સવાલ ન કીધો કે તે કોણ હતા, અને આ સવાર કોણછે. તે બાદ હું સાંભલુંછું સું કે તે સવાર પોતાના અસ્હાબ વફાદારની તંરફ ઇશારો કરીને ફરમાવા લાગા કે અએ મારા અસ્હાબ પકડો તમે આ મરદને.

રાવી હદાદ કહેછે કે તે બાદ એક મંરદે આવીને મારા બે બાજું લોખંડની સાંકલથી બાંધેઆ, મેં તે મરદને સવાલ કીધો કે તમે કોણછો? તે મરદ કહેવા લાગો કે હું ફીરશતોછું.

રાવી હદાદ કહેછે કે મેં કહીઉં કે આ સવાર કોણછે? અને સાબીકના સવાર કોણ હતા? તે ફીરશતો કહેછે કે આ અંલી ઈબને અબીતાંલીબછે, અને સાબીકના સવાર મુહમ્મદલ મુસંતંફા હતા. તે બાદ મેં સવાલ કીધોકે એ બેઉ સવારના ચોતંરફ કોન લોકો હતા? તે ફીરશતો કહેછે કે સઘલા અંબીઆઓ અને શોહદાઓ અને સ્વાંલહુન અને મોઅમેનુન હતા.

રાવી હદાદ કહેછે કે તે બાદ હું જોઊંછું સું કે કેટલાક લોકો ઉમર ઈબને સાઅંદને સાંકલમાં બાંધીને લઈ આવેઆ, તે લઇંનની સાથે કેટલાક લોકોછે. તે મલઊંનોનાબી હાથ તેઓની ગરદનથી બાંધેલાછે, પગમાં બેડીઓછે, એ મલઊંનની

આંખમાંથી અને કાનમાંથી આગના શોઅ્લા નીકલી રહેઆછે, મલઉંન પુકારી રહેઓછે, અને એ મલઉંન સાથે બીજા લોકો હતા તે પણ સઘલા સાંકલમાં બાંધેલાછે, બાનેંના ગલામાં તૌક પડેલોછે, બાનેંના પગમાં બેડી જડેલીછે, બાનેંના બે બાજુ બાંધેલાછે.

રાવી હદાદ કહેછેકે આ મીસલનું હાલ જોઈને હું તો લરજંવા લાગો, તે બાદ ત્યાંથી અમો ચાલેઆ, થોડુંક દુર જ ગઈઆ કે અમને રસુલિલ્લાહ દેખાયા, કે આપ જવાહેરની કુરસી ઉપર બેઠેલાછે, આપના ચમીનમાં બે શખસ ખુબ્જંરગ બેઠેલાછે; મેં ફીરશતાને સવાલ કીધો કે અઈ ફીરશતા નબી મુહમ્મંદની જમણી તરફ બે શખસ ખુજ્જંરગ કોણ બેઠેલા છે? તે ફીરશતો કહેછેકે અઈ હદાદ એ બેઉ શખસ બુઝ્ઝંરગ બેઠેલાછે તે એક તો આદમછે અને બીજા નુહછે.

અઈ એખવાનો રાવી હદાદ કહેછેકે તે બાદ રસુલલ્લાહ સલ્લલ્લા અલઇહે વ આલેહી ફરમાવા લાગા કે અઈ ભાઇ અલી તમે સું ફએલ કીધો. અમીરલ મોઅમેનીન અરજં કરવા લાગા કે અઈ રસુલે ખુદા, સાહેબ હું આપના ફરજંદ હુસેનના કાતલ અને જે લોકોએ એ કાતલને યારી દીધી તે સઘલાને પકડીને લાવેઓ છું, હવે સું હુકમછે?

રાવી હદાદ કહેછેકે તે બાદ રસુલિલ્લાહ સલ્લલ્લા અલઇહે વ આલેહી ફરમાવા લાગાકે અઈ ભાઈ અલી એ સઘલા મલાઈંનોને મારી નઝંદીક લઇ આવો.

રાવી હદાદ કહેછેકે અમીરલ મોઅમેનીન અલી ઈબને અબીતાલીબ એક એક શખસને રસુલલ્લાહ સલ્લલ્લા અલઇહે વ આલેહીની નઝંદીક લઈ જાએછે, અને નબી રસુલિલ્લાહ તે શખસને ખુબ તરેહથી અતાબ કરી ફરમાવેછે, અને આપ રોએછે. આપના રોવાથી તમામ મહેશરના લોકો રોએછે, અને આપ તે શખસ મલઉનને ફરમાવેછેકે અઈ મલઉંન કરબલામાં મારી આંખના નુર, દીલના સરૂર સાથે સું ફએલ કીધો? અઈ મલઉંન મારા નવાસા, આલમના ખુલાસા, અલ્લાહના

ખાસાને તુંએ પેઆસા કંતલ કીધા ?

અય એખવાનો રાવી હદાદ કહેછે કે તે મરદ કહેછે કે અય રસુલિલ્લાહ મેં તમારા દીલના ચયન ઉપર પાણી બંદ કીધું, બાઆંનેં કહેછેકે મેં આકા હુસેનને કંતલ કીધા, બાનેં કહેછે કે મેં આકા હુસેનના કપડા છીની લીધા, બાનેં કહેછે કે મેં આકા હુસેનના સીનાને મારા ઘોડાની ટાપોંથી કચડી નાખીઊં, બાનેં કહેછે કે મેં હુસેનના ખંદમાને બાલી નાખીઊં, બાનેં કહેછે મેં હુસેનના ફરઝંદ અને દીલબંદની પીઠ ઉપર દુરૈં મારેઆ, બાનેં કહેવા લાગોકે મેં આકા હુસેનના અહેલે બએતની ઓડનીઆ છીની લીધી, બાનેં કહેવા લાગો કે મેં હુસેનના દીલબંદ અંલી અકબરની છાતીમાં બરછી મારી, ઘોડા ઉપરથી પાડી નાખેઆ કે જેની શીકલ રસુલિલ્લાહની શીકલ હતી.

માઅંશરલ એખવાનો નબી અલ ઇમાનો, રાવી હદાદ કહેછે કે જેવારે રસુલિલ્લાહ સલ્લલ્લા અલયહે વ આલેહીએ આ મરદુદો નાપાકોની જંબાને નાપાકથી એવી રીતના કલામ સાંભલેઆ, તેવારે આપે એક આહનો નારો મારેઓ, અને પુકારવા લાગા કે વા રૂલદા, વા કલીતા નાસેરા, વા હુસેના, વા અંલીયા, વા ફાતેમતા, અય મારા અહેલેબયત,તમારા ઉપર મારા બાદ શું શું મુસીબતો, અને આફતો ગુજરી. હજી આપ ફરમાવેછે કે અય મારા બાવા આદમ, અને અય મારા ભાઈ નુહ, મારી ઉમ્મતે મારા અહેલેબયતનો મારા બાદ શું હાલ કીધો ? મારી દીકરી ઉપર દરવાજો પાડીને મારા વસીને કંતલ કીધા, અને મારા નવાસા હસનને જેહેર દીધો, અને મારા દીલના ચયન, અને નુરએંન મારા નવાસા હુસેનને મલાઈનો કુફીઆએ કરબલામાં ભુખેઆ અને પેઆસા કંતલ કીધા. અયબાવા આદમ અને અય ભાઈ નુહ, એ મલાઈનો કુફીઆએ મારા નવાસા હુસેનને મેહેમાન કરીને બોલાવેઆ, અવલતો એ મલાઈનો કુફીઆએ કાગલો લખેઆ, કે અય હુસેન તમે આવો અને અમને હીદાયતનો

રસ્તો દેખાડો. જેવારે મલાઈંનોના કાગલો ઘણા આવેઆ તેવારે મારી આંખના નુર, દીલના સુરૂર, કુફે ગએઆ. એ મલાઈંનોએ કુશતક પણ પોંહોંચવા ન દીધા, તાકે કરબલાની જમીનમાં મારા અહેલેબઈતને ઘેરીને ભુખેઆ અને પેઆસા કતલ કીધા, અને એના હરમોને કંએદ કરી, બંદીવાન બનાવી, ઉંટોની ખુલી પીઠ ઉપર સવાર કરી, શામમાં યઝીદ પલીદની મજલીસમાં લઈ જઈને ઉભા કીધા. અઈ બાવા આદમ અને અઈ ભાઈ નુહ આવીરીતનુ કાંમ કોઈ નબીનીભી ઉંમ્મતે કીધું નથી. ખુદા તાઆલા એ ઉમ્મત ઉપર લાઆનત બોલજો.

માઅશરલ એખવાનો નબીઅલ ઈમાનો રાવી હદાદ કહેછેકે તે બાદ રસુલિલ્લાહ સલ્લલ્લા અલઈહે વ આલેહીએ એક આહનો નારો મારેઓ અને આપ ઘણાં રોએઆ, તાકે આપના રોવાએ તમામ મજલીસના લોકોને રોવડાવેઆ. તેબાદ રસુલિલ્લાહ સલ્લલ્લા અલઈહે વ આલેહી ગઝબનાક થઈને ફરમાવા લાગા કે અઈ જહન્નમના જબાનીઆ, આ મલાઈંનોને જહન્નમમાં દાખીલ કરો.

અઈ એખનાનો રાવી હદાદ બયાન કરેછેકે જહન્નમના જબાનીઆ એક એક મરદને પકડતા જાએછે, અને જહન્નમમાં નાખતા જાએછે, બલકે અમર મારી તરફ પોંહોંચેઓ. હું જોઉંછું સું કે એક જબાનીએ મારો હાથ પકડીને ખેંચેઓ તે વખત હું કહેવા લાગો કે અઈ જબાની મેં કાંઈ કાંમ કીધું નથી. તે જબાની કહેવા લાગો કે તું લુહાર છે? હું કહેવા લાગો કે હા હું લુહાર છું; મેં કાંઈ અમલ કીધું નથી, ફકત ઉંમર ઈબને સાઅદના ડેરાની ખુંટીઆ બનાવી આપતો હતો, અને લોકોના હથીઆર દુરસ્ત કરતો હતો. તે વખત તે જબાની રોએઓ, અને કહેવા લાગો કે અઈ મલઊન તું એ સઘલાની સાથે આવેઓ, માટે તું જહજમનો મુસતહકછે.

રાવી હદાદ કહછે કે એટલું કહીને તે જબાનીએ મને જહજમની તરફ ખેંચેઓ તાકે હું હુશીઆર થઈ ગીઓ અને મેં મારા કીસ્સાની ઝીકર લોકોમાં

કહી. તે બાદ મારી જબાન બંદ થઈ ગઈ, અને મારૂં અડધું જીસમ મરી ગઈઊં.

અદ્દ એખવાનો રાવી હદ્દાદ કહેછે કે તે બાદ જે શખસ મને મલે તે મારા ઉપર લાઅંનત બોલે અને હું ફકીરના હાલમાં મરી ગએઓ.

અએ એખવાનો ભાઈજાનો જે લોકો કે કરબલામાં હાજર થીઆ, અને આકાં હુસેન અને આપના અહેલેબએતના કતલમાં શામીલ થીઆ તે સઘલા મલાઈનો બુરા હાલથી હલાક થીઆ; બારી તાઆલા એ સઘલા મલાઈનો કુફીઓને અજાબે અકબરમાં દાખીલ કરજો, આમીન યા રબ્બિલ આલેમીન.

---

# મોઅજેજો ૭ મો

## આ મોઅજેજામાં હરણીનું બયાનછે.

---

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો, રિવાયતમાં આવીઊછે કે મદીના મુનવ્વરમાં એક શીકારી હતો. તે શીકારીનો કાનુન અને દસતુર સું હતું કે હરરોજ જંગલમાં જાએ અને શીકાર કરી લાવે, પોતે ખાએ અને પોતાના અહેલ અને ફરજંદોને ખવરાવે. કજારા ઈત્તેફાક આ બનીઊ કે તે શીકારી ફજરના વખત પોતાના કાનુન અને દસ્તુર મુવાફીક હથીઆર પેહેરેઆ, અને ઘરથી બાહાર નીકલેઓ, અને જંગલમાં ગએઓ, શીકારના વિચાર અને મેહેનતમાં પોતાની જાનને મેહેનત અને મુશકતમાં વાકા કીધો તાકે જોહરનો વખત કરીબ થાવા આવેઓ.

માઆશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, રાવી બયાન કરેછે કે તે

શીકારી શીકારની તલાશમાં ઉભોછે કે એક હરણી નજર આવી. તે શીકારી તે હરણીની પાછલ દોડીઓ તાકે તે હરણીને શીકાર કીધી.

રાવી લખેછેકે તે બાદ તે શીકારીએ તે હરણીને જબાહ કીધી, તે બાદ તે હરણીનો ચામડો કાહાડીઓ, તે બાદ તે હરણીના પેટ ચીરી તેમાંથી સઘલી આલાએશ કાહાડી નાખી, બાદ તે હરણીના કલેજાને કાહાડીઓ.

રાવી જાનસોજ બયાન કરેછે કે તે શીકારી જુએછે શું કે તે કલેજાની અંદર કેટલાક સુરાખ યાને બાંકા પડેલાછે. તે શીકારી તે બાંકાને જોઇને ઘણોજ અજબ થીઓ અને પોતાના જીવમાં ફીકર કરવા લાગો કે મેં ઘણાં હરણોના શીકાર કીધાછે લેકીન આ મીસલના હાલને કોઇ વખત જોયું નથી.

રાવી બયાન કરેછે કે તે શીકારી પોતાના જીવને ખિતાબ કરીને કહેવા લાગો કે અએ જીવ આ હરણીના કલેજાની અંદર બાંકાછે તેનું શું સબબ હસે? અને આ બાંકાના હાલને કોનાથી પુછું?

રાવી બયાન કરેછે કે તે શીકારી એજ હાલત ઉપર ઉભોછે કે આકાં અલી જએનુલઆબેદીન અલયહિસ્સલામ વાંહાં તશરીફ લાવેઆ. તે શીકારી આપના કદમબોસ થીઓ. તે બાદ આપ ફરમાવા લાગા કે અય શીકારી આજહીને સાનું શીકાર કીધું છે?

અય એખવાનો તે શીકારી અરજ કરેછે કે અય આકા ગુલામે ઘણાંજ શીકાર કીધા, લેકીન આજના શીકારની હાલતના મોસલ કોઇ વખત હાલત જોઈ નથી.

માઆશરલ એખવાનો આકા અલી જેનુલઆબેદીન ફરમાવા લાગા કે અય શીકારો શું હાલત જોઈ? બયાન કરો. શીકારી બયાન કરેછે કે અય આકા ગુલામે આ હરણીનો શીકાર કીધો, તે બાદ એને જબેહ કીધી, અને એના પેટને ચીરેઆ, અને એના અંદરથી કલેજાને કાહાડીઓ. તે કલેજાની

અંદર મેં કેટલાક સુરાખ યાને બાંકાઓ જોઇને ઘણોજ હએરતઝંદા થીઓછું, કે આ બાંકાઓનો સબબ સું હસે? એજ ફીકરમાં ઉભો હતો કે આપ તશરીફ ફરમા થીઆ.

રાવી બયાન કરેછે કે તે શીકારીની જબાની સાંભલીને આપે તે હરણીના કલેજાને તલબ કીધો. તે શીકારીએ આપના હાથમાં તે કલેજો આપેઓ.

રાવી જાનસોઝ બયાન કરેછે કે જેવારે આકાં અલીએ તે કલેજાની તરફ જોઇઉં તેવારે બેસાખતા આપ રોઆ તાહદ કે આપને ગશ આવી ગએઓ, તે બાદ આપ હુશીઆર થીઆ.

રાવી પુરગમ બયાન કરેછે કે તે શીકારી અરઝ કરવા લાગો કે અએ આકાં અલી ગુલામે આ કલેજાનાં બાંકાઓનો સવાલ કીધો તે ઉપર આપ રોયા, અને આપને ગશ આવી ગએઓ તેનું સું સબબછે? ફરમાવીએ.

રાવી લખેછે કે આકાં અલી ફરમાવા લાગાકે અએ શીકારી આ બાંકાઓનું સબબ આછે કે આ હરણીના કેટલાક બચાંઓ હતા, જેવારે તુંએ આ હરણીનો શીકાર કીધો તેવારે એના બચાંઓ તેજ વખત મરી ગએઆ. અએ શીકારી જાંહાં એના બચાંઓ મરી ગએઆકે ફોરન આ હરણીના કલેજામાં કાંણાઓ પડી ગએઆ. અએ શીકારી આ બાંકાઓ જોઇને મને કરબલાનું હાલ યાદ આવીઉં કે મારા ભાઇ અલી અકબરને છાતીમાં ભાલો લાગો તેજ વખત મારા બાવા હુસેનના કલેજામાં બાંકું પડી ગઇઉં. જેવારે આપના તમામ રફીકો અને ભાનજા અને બેટા અને બીરાદર સઘલા જાલીમોએ સીતમની તલવા રથી કતલ કરેઆ તેવારે આપના કલેજાની અંદર (૭૨) બહુતેર સુરાખ પડી ગએઆ, અએ શીકારી, જવાન ફરઝંદોનું ગુજરવું બાપના ઉપર મુસીબતોના પાહાડનો પડવુંછે. ખુદા દુશમનને પણ ફરઝંદનું દાગ ન દેખાડે. તેવારે અએ શીકારી, ભલા તમે ફીકર કરો કે મારા બાવા હુસેન ઉપર કેવી રીતે જુલમ

થીઉ છે કે એ મુસીબતના બરાબર કોઇના ઉપર મુસીબત ગુજ઼રી નથી. એટલું કહીને આપ અને શીકારી બેઉ ઘણાજ રોએઆ.

અએ ભાઇઓ અને બેહેનો તમેભી આકા હુસેનની મુસીબતનું જીકર સાંભલીને આંસુનો વરસાદ વરસાવો, અને માતમ કરો, તાકે આકા હુસેન અલેહિસ્સલામ તમારાથી ખુશ થાએ અને તમને જન્નતમાં બિલા હીસાબ દાખલ કરે, આમીન યા રબ્બિલ આલેમીન.

---

# મજલીસ ૧ લી.

સલ્લલ્લાહુ અલયકા યા અબા અબદિલ્લાહે,
સલ્લલ્લાહુ અલયકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆકા યા લયતની,
કુનતા મઆકુમ ફ અફુજાં ફવજાન અજીમા.

## પેશખ્વાની.

અએ ફલક જબ જંબાહે રનમેં સીબતે પયગંમ્બર હુવા,
ખંએમએ આલે નબીમેં ઉસ ઘડી મહેશર હુવા. ૧
ચરખપર તબ થરથરાયા સર બરાહના આફતાબ,
શતેમાકે બેટોંકા જબ બરાહના સર હુવા. ૨
સરકો દે મારા જમીંપર ઊસ ઘડી જએનબને આહ,
જીસ ઘડી નેજપે જાલીમકે સરે સરવર હુવા. ૩

ગુલ પડા સારે ફીરશતોંમેં કયામત આગઈ,
ફાતેમાકા ઔર અલીકા લાડલા બે સર હુવા. ૪
ઉસ ઘડી યારો લરઝતેથે ઝમીંનો આસમાં,
તૌક ઔર ઝંનજીરમેં આબોદકા જબ પએકર હુવા. ૫
આગદી ખેમોંકો હુએ હુએ નારિયોંને આનકર,
ખેમએ આલે નબી સબ જલકે ખાકિસ્તર હુવા. ૬
શેર મદ્દાને શુજાઅત પાઅને અબાસે અલી
તીશના લબ દરીઆકે ઉપર (ફદયએ સરવર હુવા. ૭
કયા શાહાદત ગાહથી જીસમેં કે સબ મારે ગએ
કતલ કાસમભી હુવા અકબર હુવા અસગર હુવા ૮
એકતો દર્દે યતીમી દુસરા જુલમે અદુ
કયા સકીના પર યે હદ હદ હાદીસા એકસર હુવા ૯
અદ અતા કુછ ગંમ ન કર તુંઝકું બચા લેંગે હુસેન,
હામીએ દોનોં જહાં તેરાહી વોહ સરવર હુવા. ૧૦



# રિવાયત મજલીસ પેહેલીની.



માઆશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅત, ખુદા તમને રાખે સહી અને સલામત, રીવાયતમાં આવીઉછે કે એક શખસે મવલાના ઈમામ જાઅફરસ્સાદિક અલહિસ્સલામને પુછીઉકે યા મવલા આકા હુસેન અલએહિસ્સલામનાં બદન મુતહર ઉપર કેટલા જખમ લાગેઆં હતા, આપ ફરમાવા લાગાકે સાડા ઓગણીસ સો (૧૯૫૦) જખમ આપને લાગેઆ હતા, અને તે સઘલા જખમો આપના મોહોડાની

સાંખે હતા, સા વાસતે કે આપે તે કાશીરેથી મોહોડું નહીં ફેરવીઊં હતું. તે શખ્સ કહેવા લાગો કે યા મવલા એટલા બધા જખ્મો આપના બદન મુબારક ઊપર કેવી રીતે લાગેઆ હસે, કેમકે માણસના શરીરમાં એટલી તો જગા પણ નથી. આ કલામ સાંભલીને મવલાના જાઅફરસ્સાદક ઘણાં રોવા લાગા, અને ફરમાવા લાગા કે અએ શખ્સ, તીર પર જખ્મ તીર, જખ્મ તીર પર જખ્મ તીર. અને જખ્મ શમશીર પર જખ્મ શમશીર, એવી રીતે સઘલા જખ્મો આપને લાગે આ હતા, જેથી જીસમ મુતહર આકા હુસેન અલઇહિસ્સલામનું પારા પારા થઈ ગયું હતું.

બગિરયદ અઇ અંજાદારાં બગિરયદ,
બરાએ શાહે મજલુમાં બગિરયદ.

---

# મજલીસ પેહેલી.

માઅશરલ એખવાનો નબી અલ ઇમાનો રાવી પુરગમ બયાન કરેછેકે જે વખત જાલીમોએ મોલાના અલ હુસેન અલેહિસ્સલામને શહીદ કીધા, તે વખત એક સીઆ આંધી ઊઠી, જેથી જમીન અને આસમાનમાં અંધારૂ થઈ ગયું, અને આફતાબ પણ છુપી ગીઓ. લોકોએ જાણીઊં કે કયામત આવી. નજદીક હતું કે જમીન ઉલટી જાએ અને આસમાન ટુટી પડે. તે વખત મોલાના અલી જએનુલઆબેદીન અલેહિસ્સલામ આપ રોતાના હાલે મઇદાનમાં આવેઆ, અને દોઆ કીધી કે "યા ઈલાહી હું યતીમ થયોછું મારા ઊપર રહેમ કર."

અઇ એખવાનો ભાઇજાનો રાવી લખેછેકે મોલાના અલી જએનુલઆબેદીનના કદમ મુબારકની બરકતથી તે આંધી સાકીન થઈ ગઇ. અએ એખવાનો જેવારે આકા હુસેન અલેહિસ્સલામના ઘોડાએ જોયું કે મારા આકા ખાક અને

ખુનમાં લેટી રીઆછે તેવારે તે મલાઈંનો કુફીઓ ઉપર હમલો કીધો, અને ચાલીસ (૪૦) મલાઈંનોને જહન્નમ વાસલ કીધા. ખુદા તાઆલા એ મલાઈંનોને હમેશા જહન્નમમાં બાલજો. તે બાદ તે ઘોડો ફરીઆદ કરતો કરતો ખેંમાની તરફ આવેઓ. જેવારે અહેલે બએતે ઘોડાનું આવાજં સાંભલીઉં તેવારે સઘલી બીબીઓ સરોપા બરાહના ખેંમાથી બાહાર દોડી આવીઆ, અને જેવારે ઘોડાને ખાલી જોયો અને શાહેસવાર મએદાને ખીલાફતને ન જેવાયા તેવારે વા હુસેના અને વા ઈમામા કરીને ફરીઆદ કરવા લાગા. અને આપની બેહેન જંએનબ અલેહિસ્સલામ માથા ઊપર ખાક નાખતા હતા અને કહેતા હતાકે વા મુહમ્મદા • આ આપના પેઆરા હુસેન છે જે ખાક અને ખુનમાં લેટી રહેઆછે, મલાઈંનો બે રહેમોએ આપના બદનને પુરજાં પુરજાં કીધોછે, અને જાંલીમોએ તેગ બેદરેગથી આપને શહીદ કીધાછે, અને આપને આ કરબલાની જંમીન ઊપર ખુલ્લા જીસમથી નાખી દીધાછે, વા અબતા, આજે અમારા નાના રસુલ અલ્લાહના મકંબુલ પણ જામ શાહદતનો પીચુકાછે અને અમારી આ હાલતછે.

અફ એખવાનો ભાઈજાનો મહેરબાનો રાવી જાનસોજં લખેછેકે તે વખત મૌલાતના જંએનબ અલેહિસ્સલામ આકા હુસેનની લાશ ઉપર જાણે આ નુહો પડતા હતા અને માતમ કરતા હતા.

## નુહો.

| | |
|---|---|
| જંઇનબને કહા લાશએ સરવરસે યે રોકર | મજંલુમ બીરાદર |
| મરનેસે તેરે હોગઈ બરબાદ યે ખ્વાંહર | મજંલુમ બીરાદર ૧ |
| થી જીતેહીજી આપકી સબ ઇજજંતો તોકીર | ભૈયાં મેરેશબીર |
| મરતેહી તેરે છિનગઈ સરસે મેરે ચાદર | મજંલુમ બીરાદર ૨ |

થે તુંમતો સકીનાકો બોહોત ચાહતે ભાઈ | કયું આંખ ફીરાઈ
દેખોતો ખડી રોતી હએ યે લાડલી દુખ઼્તર | મઝ઼લુમ બીરાદર ૩
પુછો તો નીશાં કએસે તમાંચું કે હએં મુંપર | ઔર ઝુંમેં હએ કયુંતર
કયું હાથ રખે કાનોંપે હએ કયા હુએ ગવહર | મઝ઼લુમ બીરાદર ૪
વારસ નથા જુઝ઼ આપકે અબ કોઇ હમારા | અઈ સૈયદે વાલા
બે વારસી કયું કરદીઆ પરદેસમેં લાકર | મઝ઼લુમ બીરાદર ૫
અબ શાંમકુ લેજાતે હએં હઈ હઈ સીતમઈજાદ | બેદાદ હએ ફરીઆદ
રોઝ઼ેપે કોઇ નાનાકે લે જાએ છુડાકર | મઝ઼લુમ બીરાદર ૬
તકદીરકી હઈ હઈ ન કીસીકો યે ખબરથી | યું તેગ઼ ચલેગી
ઇસ હલકંપે બોસે નો નબી દેતેથે અકસર | મઝ઼લુમ બીરાદર ૭
સબ ભુલ ગએ આહમદે મુરસલકી વસીયત | હએ કૈસી યે ઉમ્મત
ન હકકા ઉને ડર હએ ન હએ ખૌફે પયમબર | મઝ઼લુમ બીરાદર ૮
નાનાકો તેરે હાલપે અઝ઼બસથી શફકત | ફરમાથે થે હઝ઼રત
ઉલફતકા તકાઝ઼ા હએ મએં કુરબાનહું તુમપર | મઝ઼લુમ બીરાદર ૯

# મજલીસ ૨ ૭.

અસ્સલામો અલયક યા અબા અબદિલ્લાહે,
અસ્સલામો અલયક યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆક યા લએતની
કુનતો મઆકુમ ફ અફુઝ઼ો ફોઝ઼ન અઝ઼ીમા.

# પેશખ્વાની.

અઇ ફલક ઇબને અલીકા સર કટાના યાદ કર,
અહેલે બએતે મુસ્તફાકા ખુલખુલાના યાદ કર. ૧
જબ ગીરે હજરત જમીપર ખુબ રોઇ ફાતેમા,
હજરતે જીબરીલકા ઝુલા ઝુલાના યાદ કર. ૨
ક્યા અતેશથી હજરતે અબ્બાસકું ઔર ક્યાથા ગમ,
ફએંકના પાનીકા ઔર ચુલ્લુમેં લાના યાદ કર. ૩
જબ ગએ મલઊનકી મજલીસમેં સબ અહેલે હરમ,
શીમરકા હર એકકો ઉસદમ બતાના યાદ કર. ૪
નશતરે ગમસે જીગરકે હાએ તુકડે હોગએ,
હજરતે આબીદકા કાંટોંપર ફીરાના યાદ કર. ૫
રૂખસતે કાસમપે એક કહેરામથા ખએમેકે બીચ,
દેખના કુબરાકા ઔર આંસુ બહાના યાદ કર. ૬
જબ તહે ખંજર ઝુકાયા સર શહે મજલુમને,
હજરતે જએનબકા ઊસદમ ખુલખુલાના યાદ કર. ૭
જુલમ બાદ અજ મરગકે ચેહલી કીસીપર હએ હુવા,
બે કફન બે ગોર શાહકા ધુપ ખાના યાદ કર. ૮
આગ લગતીથી મહીનેમેં તો જએનબ રોતીથી,
ખએમએ શપ્પીરકા રનમેં જલાના યાદ કર. ૯
નવ જવાં અકબરસાભી કોઈ જમાનેમેં નથા,
રોએગા તા હસર જીસકો એક જમાના યાદ કર. ૧૦

અએ અંતા અહેલે હરમપર કયા મુસીબત હોગઈ,

પીટતે રોતે હુએ મકતલમેં આના યાદ કર. ૧૧

# રિવાયત મજલીસ બીજીની.

રિવાયત માંહે આવીઉંછે કે જે ઘરમાં છોકરાનું નામ હુસેન રાખેલું હોએછે, અને તેના માં બાપ તેને પુકારેછે કે યા હુસેન, તે વખત મવલાતના ફાતેમતજંજ હેરા અલયહિસ્સલામ ફરમાવેછે કે અએ મોહીબો અગર તમોએ મારા હુસેનને પુકારેઓ હોએ તો ખુદાતાઆલા તમને જજાએ ખએર દેજો. અને અગર તમોએ તમારા હુસેનને પુકારેઓ હોએ તો ખુદા તાઆલા તમને મારી માફક બેહુસેન ન કરજો.

રાવી લખેછે કે એક દીવસ મવલાના અંલી જંએનુલઆંબેદીન અલયહિસ્સલામ ઈદ કુરબાનીની નમાજં પડીને ચાલેઆ આવતા હતા. ઈતેફાક રસ્તામાં આપે જોયું કે એક શખસે એક બકરાને જંમીન ઉપર લેટાવેઓછે ને તેની ગરદન ઉપર છુરી મુકેલીછે કે તે બકરાને કુરબાની કરે. એટલામાં આપ તેને ફરમાવા લાગા કે અએ શખસ જંરા સબર કર. જેવારે તે મરદે સબર કીધું તેવારે મવલાના અંલી જંએનુલઆંબેદીન પુછવા લાગા કે અએ મરદ આ બકરાને પાણી પીવરાવીઉંછે યા પેઆસો જંબાહ કરેછે? તે મરદે અંરજં કીધી કે યા મવલા અમારૂં માઆંમુલછે કે બકરાને અમે પરથમ પાણી પીવરાવીએ છીએ અને પછી તેને જંબાહ કરીએ છીએ. આ કલામ સાંભલીને મવલાના અંલી જંએનુલ આંબેદીન પોતાના માથા ઉપરથી પાઘડી ફેંકી દીધી અને અસહાબોને ફરમાવા લાગા કે મારા બાવા હુસેન અલયહિસ્સલામે હરચંદ કે તે મલાઈનોથી પાણીની

તલબ કીધી પણ કોઇએ એકબી કતરો પાણીનો આપને ન આપેઓ.

બજીરયદ ઓએ ઓજોશરાં બજીરયદ,

બરાએ શાહે મજલુમાં બજીરયદ.

# મજલીસ બીજી.

માઅશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, રાવી લખેછે કે જેવારે આકા હુસેન અલયહિસ્સલામ શહાદતના દરજાને પોહોંચેઆ યાઅને આપના માથા મુબારકને મલાઇનોએ બદન અતહરથી જુદા કરીને ભાલાની નોક ઊપર ઊંચો કીધો તેવારે મલાઇનોમાં અજબ તરેહેની ખુશીનું હંગામ હતું, અને એક ગુલ મચી રહેઆ હતો કે હુસેન ઇબને અલીને કતલ કીધા. તે વખત આપની બેહેન જએનબ અલયહિસ્સલામનું આ હાલ હતું કે પીટતાં પીટતાં આપના મોહોડાને સુરખ કરી નાખીઉં હતું અને જરામાં ખએમાંથી બાહાર જાતા હતા અને જરામાં અંદર આવતા હતા, અને આપની બેહેન જએનબ પોતાની જબાન મુબારકથી કહેતા હતા કે વા મુહમ્મદા, વા અલીયા, આ આપના પેઆરા હુસેનને દગાથી બોલાવીને બેગુનાહ કતલ કીધા, અને મલાઇનોએ ભાઇ હુસેનના જુબા તથા અમ્મામો ગારત કીધો, અને મલાઇનોએ એકદમ હુમલો કીધો ને ખએમામાં ધશી આવેઆ, અને ખએમાને આગ લગાવી દીધી.

રાવી પુરગમ બયાન કરેછે કે જેવારે મલાઇનો કુફીઓ એકદમ ખએમામા ધશી આવેઆ અને સઘલા અસબાબને ગારત કરવા લાગા, અને મલાઇનોએ ચાહીઉં કે બીબીઓને લુટી લઇએ. તેવારે મવલાતના જએનબ અલેહિસ્સલામ ફરમાવા લાગા કે અય ઉમ્મતે મુહમ્મદ, અમો તો તમારા પએગમ્બરની જુરીયત

છીએ, અમને સાવાસતે લુટોછો, અને અમારા ઉપર સાવાસતે જુલમ અને સીતમ કરોછો? હએ હએ અફસોસ સદ અફસોસ તે વખત જેંનુલઆબદીન અલેહિસ્સલામના કલામને કોઈ પણ સાંભલતું ન હતું, વલેકીન લુટવા માંડેઆ હતા, યાંહાં તલક સીતમ કીધુ કે બચ્ચીઓના કાનમાંથી દુરને પણ ખેંચીને કાહાડી લીધા, અને બીબીઓના પગમાંથી ઝાંઝર પણ કાહાડી લીધા, વલી ઉમ કુલસુમના કાન ચીરીને દુર કાહાડેઆ, એટલું સીતમ કરતાં પણ મલાઉંનો ન ધરાયા. આખર આકા હુસેન અલેહિસ્સલામની બેટી સકીના જે (૬) છ વરસની ઉમરના હતા, તે વખત માંની ગોદમાં હતા, સકીનાના કાનમાં બે દુર હતા, કે જેમાં બે મોતી ઘણાં કીમતી હતા. તે દુર આકા હુસેન અલેહિસ્સલામે આપના હાથ મુબારકથી સકીનાને પેહેરાવેઆ હતા. એક મલઉંને તે દુરને જોએઆ, તેવોજ મલઉંન કંમબખત સીનફ સખત તે દુરને ખેંચવા લાગો, તે વખત શેહેરબાનુ કહેવા લાગા કે અરે મલઉંન જરા સબર કર કે હું મારા હાથથી એ દુર તુને કાહાડી આપું, કેમકે આ બચ્ચીનાં કાંન ચીરાંઈ જાસે, પણ તે મલઉંને કઈ સાંભલીઉં નહીં અને જબરદસ્તીથી તે દુરને ખેંચી લીધા જેથી બચ્ચી સકીનાના કાન ચીરાઇ ગએઆ. ખુદા તાઆલા તે મલાઉંનોના હાથને કંતા કરજો. તે વખત આકા હુસેન અલેહિસ્સલામની લાશ તરફ ખીતાબ કરીને સકીના જાણે આ નુહો પડતા હતા.

## નુહો.

| | | |
|---|---|---|
| સકીના કરતી હએ જારી, | મેરે બાબા મેરે બાબા, | |
| મએ તેરી લાશ પર વારી, | મેરે બાબા મેરે બાબા. | ૧ |
| સુનો અહેવાલ ટુક મેરા, | કે મુજપર કયા હુવા તુમ બીન | |
| તુમ્હારીથી જો મએ પેઆરી, | મેરે બાબા મેરે બાબા. | ૨ |

સીતમગાર ઘરમેં ઘુસ આએ, કયામત હમપે યે લાએ,
હુઇ કૈદી મએં બીચારી, મેરે બાબા મેરે બાબા. ૩
મુઝે છાતી લગાલો તુંમ, મુઝે ગોદી ઊઠાલો તુંમ,
મએં રોતી હુંગી દુખીઆરી, મેરે બાબા મેરે બાબા. ૪
મેરે કાનોં કો ચીરા, બાલીઆંલી છીન જંબરદસ્તી,
લહુ કાનોંસે હએ જારી, મેરે બાબા મેરે બાબા. ૫
અજબ અહેવાલ ઑબીદકા, બનાયા હએ મેરે સાંહેબ,
ગલેમેં તોક હએ ભારી, મેરે બાબા મેરે બાબા. ૬
મેરી માંકી છીની ચાદર, મેરી ખુશીઆં હએ નંગેસર,
કરત હએ મીલકે સબ જાંરી, મેરે. બાબા મેરે બાબા. ૭
કાંહાંસે પાની મએં લાઉં, ના લાશા તેરા નહેલાઊં,
બહુમેં લાશ હએ સારી મેરે બાબા મેરે બાબા. ૮
અંતાં નાલે સકીનાકી સભી સુન સુનકે રોતેથે.
કહીથી જબવો બીચારી મેરે બાબા મેરે બાબા. ૯

---

# મજલીસ ૩૭.

સંલ્લલ્લાહુ અંલઇકા યા અબા અંબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલઇકા યા ઇબને રસુલિલ્લાંહે,
વ અંલલ મુસતશહેદીના મઆંકા યા લઇતની,
કુનતા મઆંકુમ ફ અફુજાં ફવજાંન અંઝીમા.

# પેશખ્વાની.

અય ફલક કયું મુઝતરબ અહેવાલ હય બાદે સબા,
લોટતી ફીરતી બયાબાનોમેં હય વોહ જાબજા. ૧

બાગમેં જીસ ગુલકો દેખા વોહ ગીરેબાં ચાક હય,
બુલબુલોંકે હજનસે આતી હય રોનેકી સદા. ૨

બાલ કયું સુંબુલને ખોલે ખાંકે ઈતના પેચો તાબ,
પીટકર સોસનને અપને મુંહકો નીલા કયું કીયા. ૩

રો રહી શબનમ હય અપને આંસુઓંસે વા દરેગ,
ઔર ફૌવારેકે અશકોંસે હય એક દરીયા બહા. ૪

બાગે જેહેરા કરબલામેં કટગયા હય હય ફલક,
ચેહ ગમે શપ્પીરમેં સબ હોગએ હયં પુર અંજા. ૫

વોહ ગુલે રફહાને જન્નત હાએ જલતી રેતપર,
તુકડે તુકડે હાએ જખમોંસે હય વોહ સર તા બપા. ૬

પેઆસકી શીદ્દત હય ઔર જખમી બદન વકતે જવાલ,
ખંજરે કાતલ ગલેપર લબપે હય શુકરે ખુદા. ૭

રોતે હયં ઉસકે લીએ અહેલે જમીનો આસમાન,
વા હુસેન ઇબને અલી નો જખહા પેઆસા હોગયા. ૮

હજરતે જએનબને સર દેખા નો નેજેપર સવાર,
પીટ સર કહેને લગી મારા ગયા ભઇયા મેરા. ૯

લુટ ગએ અહેલે હરમ ઔર કએદ હોગએ આબેદીન,
બસ અતા તાકત નહીં તુઝકો જજા દેવે ખુદા. ૧૦

# રિવાયત મજલીસ ત્રીજીની.

માઅંશરલ એખવાનો નબીઅલ ઇમાનો રિવાયતમાં આવીઉંછે કે એક શખ્સે મવલાના જાઅંફરસ્સાદિકથી પુછીઊં કે અએ મવલા આકાં હુસેન અલ હિસ્સલામ ના ગંમમાં રોવાનું કેટલું સવાબછે? તે શખ્સના આ કલામ સાંભલી ને આપ ઘણાં રોવા લાગા, યાંહાંતક રોઅેઆ કે આપની દાહાડી મુબારક તમામ તર થઇ ગઇ. તે બાદ આપ ફરમાવા લાગા કે અએ શખ્સ મવલાના અલ હુસેન અલેહિસ્સલામપર રોવાનું એટલું સવાબછે કે, જે શખ્સ રોએઓ હુસેન અલેહિસ્સલામપર, તો ગોયા તે શખ્સે હક્ક અમો અહેલે બએતોનો અદા કીધો.

રાવી બયાન કરેછે કે તે બાદ તે શખ્સે અંરજ કીધી કે યા મવલા આકાં હુસેન ઊપર કેવી તરેહથી રોઇએ. આપ ફરમાવા લાગા કે અએ શખ્સ, જેમ આપણે આપણા અંજીજોને વાસતે રોઇએ છીએ તેવી રીતે રોવું જોઈએ.

માઅંશરલ એખવાનો નબી અલ ઇમાનો હદીસમાં આવેલું છે કે મવલાના આકાં જાઅંફરસ્સાદિક ફરમાવેછે કે જે મજલીસમાં અહેલે બએતની મુસીબતનું જીકર થાતું હોએ, અને ત્યાં કોઇ શખ્સની આંખમાંથી એક મખીના પર બરાબરભી આંસુ નીકલસે તો વલ્લાહ તે રસ્તગારછે.

# મજલીસ ત્રીજી.

માઅંશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅંત, ખુદા રાખે તમને ક્હાહી અને સલામત, મબલાતના શર્તોમા કુબરા અલેહિસ્સલામથી રીવાયતછે કે જેવારે

મારા બાવા હુસેન શહીદ થીઆ તેવારે હું ખેંદમાના દરવાજા ઉપર ઊભી હતી, અને હએરાન અને પરેશાન હતી કે આ મલાઈનો કુશીઓએ મારા બાવા અને ભાઈઓને શહીદ કીધા, જોઉં તો ભલા હવે આ કોમ જફાકાર અમારી સાથે શું સલુક કરેછે, યાતો અમને કેંએદ કરસે, યાતો કેંતલ કરસે.

અફ એખવાનો ભાઈ જાનો મહેરબાનો મૌલાતના ફાતેંમા કુબરા ફરમાવેછેકે હજી એજ ફીકરમાં છું તો એકાએક એક સવારની નઝેંર મારા ઉપર પડી, હું તેને જોઈને ભાગી, તે સવારે મારી પાછલ ઘોડાને દોડાવેઓ, અને એક ભાલો મારેઓ, કેજે ભાલાની અણી મારી પીંઠમા લાગી.

રાવી પુરગેંમ બયાન કરેછેકે મવલાતના ફાતેંમા કુબરાની પીઠમાં ભાલો લાગ વાથી આપ જેંમીન ઊપર બેહોશ થઈને પડી ગીઆ, અને તે મલઊંને આપના પગમાંથી ઝાંઝર ઊતારી લીધા અને માથા ઊપરથી ચાદર પણ ઉતારી લીધી, ખુંદા તાઆંલા તે મલઊંનના હાથને કેંતાં કરજો.

મવલાતના ફાતેંમા કુબરા ફરમાવેછે કે જેવારે મને હોશ આવેઓ તેવારે હું જોઉંછું શું કે મારી ફુઈ જેંએનબ ખાતુન મારા માથા આગલ બેઠાછે, અને રોઈ રહેઆછે, અને ફરમાવી રહેઆછે કે અફ ફાતેંમા ઊઠો, તાકે આપણે તારા ભાઈ બીમાર જેંએ નુલઆંબેદીનની ખંબર લઈએ કે તેના ઊપર શું આફત ગુજેંરતી હસે. મવલાતના ફાતેંમા કુબરા કહેછે કે તે વખંત મેં અંરજેં કીધી કે અએ અમાંં બુજેંરગવાર, હું ખુલ્લે સરછું, યાને મારા માથા ઊપર ચાદર નથી, વાસતે હું કેવી રીતે ઉઠું. આપે ફરમાવીઊં કે અએ ફાતેંમા મારોભી એજ હાલછે, હવે માથાના બાલને ખોલીને મોહોડા ઊપર નાખો તાકે મોહોડું ઢંકાસે.

અએ એખવાનો ભાઈજાનો મૌલાતના ફાતેમા કુબરા કહેછે કે હું ત્યાંથી ઉઠી અને મારી ફુઈની સાથે ખેંદમામાં આકાં અંલી જેંફનુલઆંબેદીનની પાસે ગઈ, જોઊંછું શું કે કેટલાક મલાઈનો ખેંદમામા ઘુસી આવેઆછે, અને શીમર મલઉંન

ખુદાની લાઅનત એ શીમર ઊપર, તે મલઉને મૌલાના અલી જેઇનુલઆબેદીનને બીછાનાથી નીચે ફેંકી દીધાછે, અને આપ સરબરહના ખાકપર બેઠા રોઇ રહેઆછે.

રાવી પુરગમ બયાન કરેછેકે તે વખત મલાઈનોએ ચાહીઊં કે આકા અલી જેએનુલઆબેદીનને શહીદ કરીએ. એટલામાં મુસલમની બેટી હમીદ ખાતુને કહીઊં કે સુબહાનલ્લા, અરે મલાઈનો સઘલાઓને તો કતલ કીધા, હવે આ બીમારને સા વાસતે કતલ કરોછો ?

રાવી જાનસોજ બયાન કરેછે કે તે વખત મૌલાતના જેઇનબ અલઇહિસ્સલામે આપની ગરદન આકા અલી જેએનુલઆબેદીનની ગરદન ઉપર રાખી, અને આપ મલાઈનોથી કહેવા લાગા કે અએ મલાઈનો પેહેલાં મારી ગરદન કાપો, પછે આ બીમાર આબીદનું નામ લો ; કારણ કે હવે આ બીમાર આબીદ વગર બીજો કોઈ અમારો વારસ બાકી રહેઓ નથી.

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો રાવી લખેછે કે મવલાતના જેએનબ અલઇહિસ્સલામના કલામ સાંભલીને શીમર મલઊને, ખુદાની લાઆનત એ મલઉન ઉપર, મવલાના અલી જેએનુલઆબેદીનના ગલામાં તોક અને જનજીર પેહેરાવી અને આપને સરોપા બરાહના ખેમામાંથી બાહાર લાવેઆ, તે વખત આકા અલી જેએનુલઆબેદીન આ નુહો જાનસોજ પડતા હતા અને માતમ કરતા હતા.

## નુહો.

રોતા હએ આજ જેઇનુલઅબા વા મુસીબતા,
મએ હાએ બે પીદરકા હુવા વા મુસીબતા. ૧

જો દોશપર રસુલે ખુદાકે ચડહા મુદામ,
નેજેપે સર હએ ઉસકા ચડહા વા મુસીબતા. ૨

જીસકે ગલેપર આપ નબી બોસે લેતેથે,
ખંજરસે વોહ ગલા હુએ કટા વા મુસીબતા. ૩

અએ ફાતેમા ખબર લો જરા આ હુસેનકી,
બેટા તુમ્હારા જબહા હુવા વા મુસીબતા. ૪

દાદી સુલાતે જીસકો થે તુમ અપને ગોદમેં,
વોહ જીસમ ખાકો ખુંમેં ભરા વા મુસીબતા. ૫

છાતીપર અપને જીસકો લીટાતેથે તુમ સદા,
સીનેપર ઊસકે શીમર ચડહા વા મુસીબતા. ૬

જીસકે દહનમેં જબાંન દેતેથે રસુલ.
ઊસકે દહનમેં તીર લગા વા મુસીબતા. ૭

જીસકા પીદર હો સાકીએ કોસર હુએ કયા ગઝબ,
પાની ઉસે જરા ન મીલા વા મુસીબતા. ૮

બસ અફ અંતાં નહીં મુજહે તાકત ખમોશ હો,
રો ઓર પીટ કરકે બુકા વા મુસીબતા. ૯

# મજલીસ ૪ થી.

સંલલલાહુ અલયકા યા અબા અબદિલ્લાહે,
સંલલલાહુ અલયકા યા ઈબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆકા યા લએતની
કુનતા મઆકુમ ફ અફુઝા ફોઝન અઝીમા.

# પેશઅંવાની.

અઐ ફલક સીબતે રસુલે મુસતંફા મારા ગયા,
જાન જેંહેરા વ અલીઐ મુરતજાં મારા ગયા. ૧

તિશના લબ વોહ તીન દીનકી પેઆસમેં વા હસરતા,
સીજદેમેં વોહ આશકે જાતે ખુદા મારા ગયા. ૨

પંજતનમેંસે રહાથા એક વોહ બાકી હુસેન,
હાઐ કયું વોહ ખામસે આલે અબા મારા ગયા. ૩

ભાનજે બેટે ભતીજે અકરૂબા મારે ગઐ,
જીસ ઘડી વોહ નુર જાતે કીબરીયા મારા ગયા. ૪

અહેલે બઐતે મુસતંફા કહેતેથે અઐ બારે ખુદા,
હમ કિધર જાવે હમારા પેશવા મારા ગયા. ૫

યા મુહમ્મદ મુસતંફા યા મુરતજાં લીજે ખબર,
કયા ગંજબ હઐ અબ હમારા આસરા મારા ગયા. ૬

જેંનઐબે દીલ સોખતા કહેતીથી લાશે શાહપર,
ફાતેમા દૌડો તુમ્હારા લાડલા મારા ગયા. ૭

ખંજરે શીમરે લઈ ઔર ઉસકા વોહ નાજુક ગલા,
ઉસ સીતમસે આપકા યાંહાં લાડલા મારા ગયા, ૮

માહસે માહી તલક પઐહમ યેહ આતીથી સદા,
હાઐ સદ અફસોસ સબકા રહેનુમા મારા ગયા. ૯

અહેલે બઐતે મુસતંફા ઉસવકત લુટગઐ અદ અંતા,
જીસ ઘડી રનમેં શહીદે કરબલા મારા ગયા. ૧૦

# રિવાયત મજલીસ ચોથીની.

માઅંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત, ખુંદા તમને રાખે સંહી અને સલામત, રિવાયતમાં આવીઉંછે કે જેવારે મૌલાના અલહુસેન અલઇહિસ્સલામે મલાઈંનાકુફીઓની બેહયાઈ જોઈ તેવારે આપની હુજ્જત તમામ કરવા વાસતે અમ્મામો રસુલિલ્લાંહ સલ્લલ્લાંહ અલઇહે વ આલેહીનો માથા ઉપર બાંધેઓ, અને તલવાર પણ આપની હુમાયલ કીધી, અંને જુંલજુનાહ જો ઘોડો રસુલિલ્લાંહ સલ્લલ્લાં અલઇહે વ આલેહીના હતો તે ઉપર સવાર થીઆ, અને આપ મલાઈંનો કુફીઓની નજદીક આવીને ખુંતબો બંલીગં ફસીહ જંબાનથી પડેઆ, તે બાદ મલાઈંનાથી કહેવા લાગાકે અઇ મલાઈંના કુફીઓ હું તમને ખુંદાના કસમ દઈને કહુંછુંકે તમો મને પીછાનોછો કે નહીં ?

રાવી લખેછેકે આકાં હુસેન અલઇહિસ્સલામના આ કલામ સાંભલીને તમામ મલાઈંના કુફીઓ કહેવા લાગાકે હાં તમે રસુલિલ્લાંહ સલ્લલ્લાં અલઇહે વ આલેહીના ફરજંદ છો. તે બાદ આપ બુલંદ અવાજથી ફરમાવા લાગાકે અઇ મલાઈંના કુફીઓ હું તમને કસમ આપીને કહુંછુંકે તમો સઘલા જાણોછો કે જંદ મારો રસુલિલ્લાંહ સલ્લલ્લાં અલઇહે વ આલેહીછે ? સઘલા મલાંઇનોએ કહીઉં કે હાં સાચી વાતછે. વલી આપ ફરમાવા લાગા કે તમે જાણોછો કે જદ્દાં મારી ખંદીજએ કુબરા બિનતે ખુયલદછે જે સઘલી અઉરીઓથી પેહેલાં ઇમાન લાવેઆછે ? સઘલાઓએ કહીઉં કે સાચી વાત. તે બાદ આપ ફરમાવા લાગા કે તમો સઘલા જાણોછો કે અંલી અલ મુરતજાં અને ફાતેમતજંજંહેરાનો હું ફરજંદછું ? સઘલા મલાઈંનોએ કહીઉં કે સાચુંછે તે બાદ આપ ફરમાવા લાગા કે જાઅંફરે તંઇયારને તમો જાણોછો કે મારો કાકોછે ? સઘલાઓએ કહીઉં કે

સાચુંછે. વલી આપ ફરમાવા લાગાકે આ તલવાર જે મેં હુમાયલ કરીછે તે રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલયહે વઆલેહીનીછે ? અને આ અમ્મામો રસુલિલ્લાહનો મારા માથા ઊપર છે? અને આ ઘોડો પણ રસુલે ખુદા નોછે કે જે ઊપર હું સવાર થીઓછું. અને આપ કહેછે કે મારા બાવા અલી ઇબને અબી તાલીબ, તમામ ઉમ્મતથી પેહેલાં ઇમાન લાવેઆછે, અને તમામ આલમથી દાના હતા, અને સઘલા મોઅમીન અને મોઅમીનાના વલી હતા. સઘલા મલાઇનોએ કહીઉં કે સાચીવાતછે. વલી આપ ફરમાવા લાગા કે તમો જાણોછો કે મારી માં ફાતેં મતજેહેરા જે ખાસ રસુલિલ્લાહ સલ્લલ્લાહ. અલયહે વ સલમની દીકરી છે, અને તમામ આલમની બઇરીઓ કરતાં બેહેતરીનછે ? સઘલાઓએ જવાબ આપે ઓ કે સાચી વાતછે.

માઅશરલ એખવાનો નબી અલ ઇમાનો રાવી લખેછેકે તે બાદ આકા હુસેન અલેહિસ્સલામ ફરમાવા લાગાકે અય મલાઇનો કુફીઓ એટલું સમજતાં પણ મારૂં ખુન કેવી રીતે તમોએ હલાલ કીધુંછે ? અને હજી તમો જાણોછો કે મારા બાવા હૌઝે કૌસરના માલીકછે, અને કયામતના દીને એક કોમને હોઝે કૌસરથી દુર કરસે, અને લોએ મુહમ્મદ મારી જદના હાથમાં હસે, અય મલાઇનો તમોએ સાંભલીઉં નથી કે મારા જદ્દ રસુલ, અલ્લાહના મકબુલે મારા હકમાં અને મારા ભાઇના હકમાં સું ફરમાવીઉંછે? આપે ફરમાવીઉંછે કે અમો બેઉ જણાં તમામ બેહેશત કરતા બેહેતરીનં છીએ. અએ મલાઇનો અગર આ હદીસને તમોએ સાંભલી નહીં હોએ, અને મારી વાતનું યકીન પણ તમને નહીં હોએ તો જાબર અનસારી, અને અબુ સઇદ ખીજરી, અને સુહીલ સામરી, અને જયેદ બીન અરકમ, અને ઉનસ બીન માલક, તથા જે અસહાબો આપના જીવતાછે તે સઘલાઓને પુછી લેઓ ? જેથી કરીને તમને યકીન થાસે.

રાવી લખેછેકે આકા હુસેનના આ કલામ સાંભલીને સઘલા મલાઇનો કુફીઓએ

કહીઉં કે એ સઘલું અમો જાણીએ છીએ, પણ જાહાં સુધી તમને ભુખેઆ અને પેઆસા શાહીદ નહીં કરીએ તાંહાં સુધી તમારાથી હાથ નહીં ઉઠાવી સું. ખુંદા તાઆલાએ મલાઈનાની જબાનને કતા કરજો.

રાવી પુરઅંમ બયાન કરેછે કે તે બાદ ચાર હજાર મલાઈનોએ તીર કમાન ઊપર ચડાવીને એકદમ આકાં હુસેન અલયહિસ્સલામની તરફ ફેંકેઆ.

અએ એખવાનો ભાઈજાનો મેહેરબાનો, રાવી જાનસોજં લખેછે કે તે વખંત મવલાના હુસેન અલયહિસ્સલામની ઉમર (૫૭) સતાવન વરસની હતી. આપે આપનો હાથ મુબારક મોહોડા ઊપર ફીરાવેઓ અને કહેવા લાગા કે અએ કોમ જફાકાર, નાબકાર, ખુંદાવંદ જબાંરનો ગંજબ થાજો તમો સીતમગારો ઊપર, કે આલમના ઈમામ, સરફરાજં અને આહમદે મુખંતારને તમો કુફીઓ મલાઈનો કતલ કરોછો.

---

# મજલીસ ચવથી.

માઆંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત, રાવી કલીનીએ બ સનદે મોઅંતેબરથી રિવાયત કીધીછે કે જેવારે મલાઈનો કુફીઓએ આકાં હુસેન અલયહિસ્સલામને ભુખેઆ અને પેઆસા શાહીદ કીધા, તે બાદ મલાઈનોએ આપના બદન શરીફપર ઘોડા દોડાવવાનો ઈરાદો કીધો. જેવારે આ ખંબર અહલે બએતે રિસાલતને પોંહોંચી, તેવારે જાણે મુસીબતનો પાહાડ તેઓના ઊપર તુટી પડેઓ.

રાવી જાનસોજં લખેછે કે તે વખંત આપની બેહેન જંએનબ અલયહિસ્સલામે ફરીઆદ કીધી કે વા મુહમંદા વા અંલીયા, અમારાથી આ ઉમંત બેદીને સું સલુક કીધો કે મારા ભાઈ હુસેન ઈબને અંલીને, અકંરૂબા યારો યાવર સહીત, ભુખેઆ અને પેઆસા શાહીદ કીધા, અને હજી મલાઈનો કુફીઓ ચાહેછે કે તે

લાશાઓ ઉપર ઘોડા દોડાવીએ. હફ હફ અફસોસ સદ અફસોસ, આ તે જીસમ છે કે જે રસુલિલ્લાહ સલ્લલ્લા અલયહે વ આલેહીની ગોદમાં પરવરસ થીઓછે, અને મૌલાતના ફાતેમતજ્જહેરાએ એને આપની છાતી ઉપર પાલેઆ હતા, તે જીસમ આજ દીને ઘોડાઓની ટાપોંથી પાએમાલ થાએછે.

અફ એખવાનો ભાઈ જાનો રાવી પુરગમ બયાન કરેછેકે તે વખત મૌલાતના ફાતેમતજ્જહેરા અલયહિસ્સલામની બાંદી ફિજ્જા, તે મૌલાતના જયનબ અલયહિસ્સલામની પાસે આવેઆ, અને કહેવા લાગા કે અફ ખાતુન, જેવારે રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલયહે વ આલેહીની બાંદી સફીય્યા જેને આપે આજાદ કીધી હતી, તેની કીશતી દરીયામાં ટુટી ગઈ, તેવારે સફીય્યા એક ટાપુમાં ઉતરી હતી, પણ તેને રસ્તો સુઝતો ન હતો. ફિજ્જા કહેછે કે અફ બીબી તે વખત નાગહાં સફીય્યાએ એક શેરને જોએઓ. સફીય્યા તે શેરની પાસે જાઈને કહેવાં લાગા કે અફ શેર હું રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલયહે વ આલેહીની આજાદ કરેલી બાંદીછું મને રસ્તો દેખાડો. અએ બીબી જાંહાં તે શેરે રસુલ, અલ્લાહના મકબુલનું નામ સાંભલીઊં કે એક પુકાર મારીને સફીય્યાની આગલ આગલ ચાલવા માંડેઓ; અને સફીય્યાને રસ્તો દેખાડેઓ.

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો રાવી લખેછે કે તેબાદ ફિજ્જા ફર માવા લાગાં કે અફ બીબી આ જગલમાં પણ એક શેર રહેછે, અગર આપ મને રજા આપોતો આ બાંદી તે શેરને ખબર કરે, કે આ મલાઈનો કુફીઓએ આપના લાશા ઉપર ઘોડા દોડાવવાનું ઈરાદો કીધોછે.

રાવી લખેછેકે મૌલાતના જયનબ અલયહિસ્સલામે ફિજ્જાને રજા આપી. તે બાદ ફિજ્જાં શેરની પાસે ગયા, જાઈને કહેવા લાગા કે અએ અબુઅલ હારસ, ફિજ્જાના કલામ સાંભલીને શેરે પોતાનું માથું ઉચું કીધું, તેવારે ફિજ્જા કહેવા લાગા કે અએ શેર તમને ખબરછે કે શેરે ખુદાના બેટાને મલાઈનોએ શહીદ

કીધા ? અને હવે મલાઈનો ચાહેછે કે આપનાં બદન શરીફ ઉપર ઘોડાને દોડાવીએ.

રાવી પુરગંમ બયાન કરેછેકે ફિજ્જાંના આ કલામ સાંભલતાંજ તે શેરની આંખોંથી આંસુ જારી થીઆ, અને તેજ વખંત તે શેર કંતલગાહની તંરફ ગીઆ, અને આપની લાશ મુતંહર ઉપર એક હાથ રાખીને બેઠા.

અફ એખવાનો જેવારે ફંજંર થઈ તેવારે તે મલાંઈનો બદબખંત આપના લાશા ઉપર ઘોડા દોડાવવાના ઈરાદાથી આવેઆ, પણ જુએછે શું કે એક શેર બેઠોછે. તે શેરને જોઈને ઉંમર સાઅંદ મલઉંને કહીઉં કે આ કાંઈ ફીતનો છે ખરો, માટે આ કામ ન કરો, અને પાછા ચાલો. એંવી રીતે મસલેહત કરીને સઘલા મલાંઈનો પાછા ગયા, અને આપના ખંફમાને લુટી લીધા, અને બાલી દીધા, અને સઘલા અહેલે બએતને કંએદ કીધા, અને બીબીઓના માથાઓ પરથી ચાદરો છીની લીધી, અને મૌલાના અંલી જંએનુલઆંબેદીનને તૌક અને જંનજીર પેહેરાવી. તે વખંત શેહેરબાનું અલફહિસ્સલામ ગોયા આ નુહો પડતા હતા અને માતમ કરતા હતા.

# નુહો.

રો રો બાનું પીટતી હએ અફ મેરે સરવર હુસેન,  
મએં તો બે ચાદર હુઇ ઔર હાએ તુમ બેસર હુસેન. ૧

હાએ દોશે પાકપર તુમકો ચડાહતેથે રસુલ,  
શતંમાકી ગોદથી યા ખાક હએ બિસ્તર હુસેન, ૨

જીસ ગલેપર થા ગીરેબાંકી નીશાની ઊસકો વિરદ,  
ઊસ ગલેપર દેખી જંહેરા આનકર ખંજર હુસેન. ૩

સર અંલીકે સીનેપર રહેતાથા જો શામો સહર,  
સો ચડહાયા હએ બખું આગુંશતા નેજંપર હુસેન. ૪

મેરે પરદેકી હમેશાસે તકીયદથી તુમ્હેં,
આજ બેપરદા હુઈ મએં ઔર બેચાદર હુસેન. ૫
કાશ પહેલે મએં તસંદુકે હોકે મરજાતી શાહા,
દેખતી કાહેકો યેહ આફતનો હએ મુજહપર હુસેન. ૬
અએ અંતા બાનુકે નાલોંસે જીગર તુકડે હુવા,
પીટ તુંભી અપના સર ઈસવક્ત અબ કહેકર હુસેન. ૭

# મજલીસ ૫ મી.

સંલ્લલ્લાહુ અંલઇકા યા અબા અંબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલઇકા યા ઈબને રસુલિલ્લાહે,
વ અંલલ મુસતશહેદીના મઅંાકા યા લઇતની,
ફુનતા મઅંાકુમ ફ અફુંજાં ફવજંન અંઝીમા.

# પેશખ્વાની.

અએ ફલક સર દફતરે ઈમકાન બેસર હોગયા,
હઝરતે જંહેરાકા પેઆરા જંબ્હા ખંજર હોગયા ૧
ખાંકપર બેસર પડા હએ શાકબે દોશે રસુલ,
હાએ મોહતાજે કફન ઔર ગોર સરવર હોગયા. ૨
ઊસ ગુલંદામીપે જંખમે નેજો વ તીરો તબર,
ફુલસા તન વોહ ગુલે સંદ ચાક અહમર હોગયા. ૩
શર્તમાને કીસતંરેહસે અપના પાલાથા હુસેન,
ખાંકમેં ઔર ખુનમેં આલુદા પએકર હોગયા. ૪

આપભી મારા ગયા ઔર સબકે સબ મારે ગએ,
સાથ ઉસ સરવરકે બેસર સારા લશકર હોગયા. ૫

હઝરતે અબ્બાસને શાને કટાએ નહેરપર,
તુકડે તુકડે તેગોંસે મએદાંમેં અકબર હોગયા. ૬

હાએ જબ અસગર હુવા હાથોંપે શાહકે ખાકે તીર,
હશર ઉસદમ શાહકે ખએમેકે અંદર હોગયા. ૭

હઝરતે આબીદકો હએ હએ બેડીયાં પહેનાઈઆં,
ઝાલિમોકે હાથસે વોહ કએદ મુઝતર હોગયા. ૮

જબ કનાતોંકો લગાદી નારયોંને આકે આગ,
ખંદમએ અહેલે હરમ જલકર બરાબર હોગયા. ૯

કએદ હોગએ શામમેં સબ અહેલે બએતે મુસતફા,
કયા કહું મએં અદ અંતા નો જુલમ ઊનપર હોગયા. ૧૦



# રિવાયત મજલીસ પાંચમીની.

માઅશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, રિવાયતમાં આવીઊછે કે જેવારે આશુરાના દાહાડામાં આકા હુસેન અલએહિસ્સલામ જંગનાં મએદાનમાં તશરીફ લઇ ગએઆ તેવારે આપના ફરજંદો અને અકરૂબા તથા અસહાબ વફાદાર સઘલા મલીને બહુતેર [૭૨] તન હતા, તેમાં [૪૦] ચાલીસ સવાર અને [૩૨] બત્રીસ પેઆદા હતા, એ સઘલા મુસતઈદ બશહાદત ઉભા હતા, અને મલાઈનોની તરફ શીમર ઝીલ જોશન, અને સીસ બીન રબીઅ, અને ઊમર બીન હુજાજ એ મલાઈના (૩૨૦૦૦) બત્રીસ હઝાર મલાઈનોની ફોજ લઇને ઉભા હતા.

રાવી લખેછેકે બાજે રીવાયતમાંછે કે કુફીઓના લશકરમાં એક લાખ માણસો હતા. લેકીન આકા હુસેનના રફીકોએ એવી જાન નીસારી કીધી કે કોઈ નહીં કરસે.

માઅંશરલ એખવાનો રાવી લખેછેકે તે વખ્તે મૌલાના અલ હુસેન અલએ હિસ્સલામની પાસે ફીરશતા આવેઆ, અને અંરજં કીધી કે યા ઇબને રસુલિલ્લાહ, અગર આપનો અમર થાએ તો આ સઘલા મલાઈનોના લશકરને એક દંમ ગાંરત કરી નાખીએ. આકા હુસેન અલએહિસ્સલામ ફરમાવા લાગા કે હકતાઆંલાએ મને પણ એવી તાકતં આપીછે, અને નોંર ઇમામતનું આપી ઊંછે, પણ એવીરીતે જબરદસ્તીથી લડવું મને મનજુર નથી, કેમકે આ મારા નાનાની ઊમ્મૅત થકીછે.

રાવી લખેછે કે તે પછી જીન્નૉ આવેઆ અને અંરજં કીધીકે યા ઇબને રસુલિલ્લાહ, અગર હુકમ કરો તો અમો આ મલાઈનો કુફીઓની ફોજથી લડીએ. આકા હુસેન ફરમાવા લાગાકે અએ જીન્નો તમો એ લોકોને જુઓછો, અને એ લોકો તમને જોઈ શકતા નથી, માટે તમને કેવીરીતે કહું કે એઓનાથી લડો. તેવારે જીન્નોએ અંરજં કીધીકે યા મૌલા અમો માણસની શીકલ બનાવીને એઓથી લડીએ. આપ ફરમાવા લાગા કે અએ જીન્નો ખુંદાતાઆંલા તમને જંજાએ ખેંર દેનો કે તમો આ મારી નસીરત અને મદદ કરોછો, પણ અએ જીન્નો મને તમારી મદદ જંરૂર નથી, કેમકે આ વખ્તે પરવરદીગારની મને હીમાયત છે. જીન્નોએ અંરજં કીધી કે યા ઇબને રસુલિલ્લાહ અમો આપના બાવાના ગુંલામો છીએ, અને આપના બાવાએ અમને મુસલમાન કીધાછે, હવે તમો લડવાની રજાં નથી આપતા પણ અએ મૌલા કયામતના દીને અમો આપના બાવાંને સું મોહોં દેખાડીસું ?

અએ એખવાનો આપ તે જીન્નોથી ફરમાવા લાગાકે આજ દીને ફેકત જંઇનુલ

ઝૈનેદીન સીવાએ અમો સઘલા શાહાદતની જામ પીઇશું, અને ખાક અને ખુનમાં ખુદા તાઆલાની રાહાપર લેટશું, અને અમારા માથાંઓ નેજાં ઉપર સવાર થાસે, નહીં તો આ જીન્નો મને ખુદા તાઆલાએ નૌર ઇમામત યાંહાંતક આપીઉંછે કે એક પલમાં આ સઘલા મલાઊંનોને ગારત કરી નાખું, લેકીન હું એઓનાથી નૌર બશરીથી લડીસ. એટલું કહીને આપે સઘલા જીન્નોને રજા આપી, અને કોઈની પણ મદદ કબુલ કરી નહીં.

# મજલીસ પાંચમી.

માઅશરલ એખવાનો નબી અલ ઇમાનો, બની અસદના કબીલા થકી એક રાવી રેવાયત કરેછેકે જેવારે આકા હુસેન અલહિસ્સલામે આપના યારો યાવર, અને અસ્હાબે વફાદાર સહીત જામ શાહાદતનો નોશ કીધો, યાને જેવારે સઘલા શાહીદ થઇ ચુકા તેવારે આપના સઘલા લાશાઓ અને આપની લાશ મુતહર તે જંગલમાં પડેઆ હતા, અને અજબ તરેહેના મોઅજેજા તે લાશાઓથી થાતા હતા.

બની અસદના કબીલાના રાવી રીવાયત કરેછેકે તે લાશાઓ ઉપર આખો દાહાડો પરંદાઓ પોતાના પરોનો સાયો કરતા હતા કે લાશાઓને ધુપ નહીં લાગે અને તે લાશાઓથી મુશકની ખુશબો આવતી હતી.

બની અસદના રાવી કહેછેકે અમો જોતા હતા કે હમેશાં સીતારાઓ આસમાન પરથી જમીન પર આવતા હતા, અને તે લાશાઓના નજદીક જાતા હતા, અને પાછા આસમાન પર ચાલેઆ જાતા હતા, વલેકીન બીજા કોઇ પણ શખસ નજર નહીં પડતા હતા કે તેનાથી આ માજરો અમો પુછીએ. જેવારે મગરીબનું વખત થાતો હતો તેવારે કીબલાની તરફથી એક શખસ આવતા હતા, અને આખીરાત તે

લાશાઓમાં રહેતા હતા, જેવારે ફજરનો વખ્ત થાતો તેવારે ચાલેઆ જાતા હતા.

બની અસદના રાવી કહેછેકે હું ગુંમાન કરતો હતો કે આ શેરછે જે લાશાઓને ખાઈ જાવાને આવેછે. ફજરમાં હું જાઇને જોતો હતો તો તે લાશાઓને કાંઈ પણ ઈજાં પોંહોંચેલી માલમ નહીં પડતી હતી. આ માજરો જોઈને હું હઅે રતજંદા થાતો કે ઈલાહી આ કોન લોકોછે જેના લાશાથી આવા મોઅજેજાં જાંહેર થાએછે.

રાવી લખેછે કે એક રાતનાં મેં મારા દીલમાં વીચાર કીધો કે આજે આખી રાત હું સુઈસ નહીં, તો અલબત આ લાશાઓની હકીકત મને માલમ પડસે. એવો વીચાર કરીને હું એક ખુણાપર બેસી રહેઓ. જેવારે રાત પડી તો પાછા તે શખસ જાંહેર થીઆ, હું તેને જોઈને મારા દીલમા કાંપવા લાગો કે રખેને આ શેર હોએ તો મને ખાઈ જાસે, એટલામાં હું જોઉંછું કે તે શખસ સઘલા લાશા ઓની વચમાં ગએઆ, અને એક લાશાને ઊપાડીને ગલે લગાડીઓ અને પોતાનું મોહોડું તે લાંશપર મલવા લાગા અને રોવા લાગા. જેવારે ઘણું અંધારૂં થીઊં તેવારે તે જંગલમાં કેટલીક મુસાલો અને બતીઓ રોશન થઇ, અને હજાંરો આંદમી ત્યાં આવેઆ. એકાએક આહ વ જાંરી અને માતમના આવાજં તે લોકો થી બુલંદ થીઆ, જાણે કે આ સઘલા આવાજં જંમીન માંથી આવતા હોએ એમ માલમ પડવા લાગું. તે લોકોમાંથી એક કહેતો હતો કે વા હુસેના, વા ઈમામા.

રાવી પુરગંમ લખેછે કે આ માજરો જોઈને હું કાંપવા લાગો તાકે હજાંર મેહે નતથી હું ઉઠેઓ, અને તે લોકોમાંથી એકની નજંદીક પોંહોંચેઓ, અને તેને ખુંદા અને ખુદાના રસુલના કસમ દઇને પુછવા લાગોકે તમે કોણછો? અને આવીરીતે આહ વ જાંરી કરવાનું સબબ સું છે? તેણે કહીઊં કે અમો જીન છીએ, આખી

રાત આ હુસેન તીરના ભભપર નુહા અને ઝારી કરીએછીએ. અને અય શખસ જે શેરનો તું ગુમાન કરેછે તે શેરે ખુદાછે, અમીરૂલ મોઅમેનીન અલી ઈબને અબી તાલીબ આપનું નામછે, અને તે આકા હુસેન અલેહિસ્સલામના બાવા થાએછે. અને તે પણ હરરોજે રાતના આવેછે અને આખી રાત તેમની પાસે રહેછે અને નુહા વ ઝારી કરેછે.

રાવી પુરગંમ બયાન કરેછે કે હજી અમો એજ વાતોમાં હતા કે એટલામાં એકાએક એક આવાજે આવીઓ કે દુર થાઓ, દુર થાઓ, અને આંખો બંદ કરો, આંખો બંદ કરોકે મૌલાતના ફાતેમતજેહેરા અલયહિસ્સલામની સવારી આવેછે. એ આવાજે સાંભલતાંજ બેઅખતીઆર મારી આંખો બંદ થઈ ગઈ, પણ હું આવાજે સાંભલતો હતો કે કેટલીક બઈરીઓના રોવાનું આવાજે આવતું હતું, તેમાં પણ એક બીબી ઘણાં બેકરાર હતા, તે પીટતા હતા અને કહેતા હતા કે અય હુસેન તમો કાંહાં પડેઆછો? અરે શું જાલીમો તમોને પુરજાં તુરજાં કરે તેટલા માટે મેં પાલેઆ હતા?

અય એખવાનો ભાઇજાનો તે બની અસદના રાવી કહેછે કે આવીરીતના કલામને સાંભલીને હું તે જીનથી પુછવા લાગો કે આ કોણછે? જે આવીરીતે બેતાબછે? તેણે કહીઉં કે આ મૌલાતના ફાતેમતજેહેરા આકા હુસેન અલયહિસ્સલામનાં માં છે, તેનું આવાજે આવેછે.

રાવી કહેછે કે તે બાદ મૌલાતના ફાતેમતજેહેરાએ ફરમાવીઉં કે અરે કોઈ મારા બાવા રસુલ, અલ્લાહના મકબુલને ખબર કરો કે આપના પેઆરા હુસેનને બે આબો દાનાં કતલ કીધા. હજી આપ ફરમાવેછે કે અય હુસેન હું ફીદા થઈ જાઉં આપના ફબર ઉપર, અય લાલ તારા બદન ઉપર માથું પણ નથી, અને તારો શરીર પણ એક ઠેકાણે દુરૂસ્ત નથી, પાઆંને પુરજાં પુરજાંછે. અને જાણે આ નુહો પડતા હતા અને માતમ કરતા હતા.

# નુહો.

જેહેરાને રોકર કહા — મેરે મુસાફીર હુસએન,
કટ ગયા તેરા ગલા — મેરે મુસાફીર હુસેન. ૧

લશકરો યાવર મુએ — બેટે બીરાદર મુએ,
અએસી ફલી કરબંલા — મેરે મુસાફીર હુસેન, ૨

ખુંનસે તર લાસા હુએ — ઔર્જા હરએક પાશ હઈ,
તુઝપે હુઈ યેહ જફા — મેરે મુસાફીર હુસેન ૩

ચફન અંદનમેં હો કયું — સંબર કફનમેં હો કયું,
મદફુન નહીં તુ હુવા — મેરે. મુસાફીર હુસેન. ૪

અફસીથી બે રેહેમ જાંત — મુરદકેભી કાટે હાત,
સંગસે કયાથે અંદા — મેરે મુસાફીર હુસેન. ૫

તીર બદનપર ચલે — હલકંપે ખંનજર ફિરે,
નેનોંસે દીલ છિદ ગયા — મેરે મુસાફીર હુસેન. ૬

ભુખેકો તેગેં સીતમ. — પેઆસોંકો જંખંમોંકા દમ,
દેતે હુએ યેહ અશકીયા — મેરે મુસાફીર હુસેન. ૭

તનસે હુવા સર જુદા — ધડસે હુઇ ગરદન જુદા,
જુલમ યેહ તુઝપર હુવા — મેરે મુસાફીર હુસેન. ૮

હાએ તુ પેઆસા રહા — છન ગયા તન ખું બહા,
સર હુએ બદનસે જુદા — મેરે મુસાફીર હુસેન. ૯

ભાનજે બેટે મુએ — રનમેં ભતીજે મુએ,
હો શાહે હકમેં ફીદા — મેરે મુસાફીર હુસેન ૧૦

ફઓને દિલાવર ખંપી — મરગએ અબાંસભી,
નેહર પે શાને કટા — મેરે મુસાફીર હુસેન. ૧૧

અસગરે ગુલગું કબા — તીર લગા મરગયા,
તેરાભી બાજું છીદા — મેરે મુસાફીર હુસેન. ૧૨

રાહતે હએદર હએ તુ — સાકીયે કવસર હએ તુ,
તુઝકો ન પાની મીલા — મેરે મુસાફીર હુસેન. ૧૩

લેકે અંદનસે લીબાસ — આવે મલક તેરે પાસ,
તુ બે કફન હએ પડા — મેરે મુસાફીર હુસેન. ૧૪

તુઝસે હએ આબે હયાત — તુઝસે હએં નહેરે ફિરાત,
આહ તરસતા ગયા — મેરે મુસાફીર હુસેન. ૧૫

ગોદમેં મેરી પલા — દોશે નબીપર ચડહા,
આજ જંમીંપર ગીરા — મેરે મુસાફીર હુસેન. ૧૬

તુઝકો ઝુલાતે મલક — પાની પીલાતે મલક,
આજ તુ પેઆસા રહા — મેરે મુસાફીર હુસેન. ૧૭

આયા હીદાયતકો તુ — પા પા કે આફતકો તુ,
મર ગયા કટવા ગલા — મેરે મુસાફીર હુસેન. ૧૮

મુરીદે રેહમત હએ તુ — માલીકે જન્નત હએ તુ,
આહ તેરા ઘર જલા — મેરે મુસાફીર હુસેન. ૧૯

તેરી પેયારી ઊપર — જુલમ હઈ યેહ કીસકદર,
માર ઊસે દુરે છીના — મેરે મુસાફીર હુસેન. ૨૦

કાનોંકી ઝંખમી હઈ યેહ — ગાલોંકી સુઝી હઈ યેહ,
ટોપી છીની સર ખુલા — મેરે મુસાફીર હુસેન. ૨૧

કેહતી હઈ આઓ પીદર — મુઝકો છુપાવો પીદર,
શીમર ઘુરકતા હઈ આ — મેરે મુસાફીર હુસેન. ૨૨

ફુફીયોંકી ચાદરકો લે     ભાઈકે બસ્તરકો લે,
તઓઈ દીએ હએ પેહના     મેરે મુસાફીર હુસેન.     ૨૩
ખુરંકએં માદર જલા     મેહદ જલા ઘર જલા,
હુલ્લએ જર લુટ ગયા     મેરે મુસાફીર હુસેન.     ૨૪
કબ વો હો નજમીં બયાં     કરતી હએ જહેરા ફિગાં,
ખાંક હએ કહેતી ઊડા     મેરે મુસાફીર હુસેન.     ૨૫

# મજલીસ ૬ ઠી.

અસ્સલલ્લાહુ અલયકા યા અબા અબદિલ્લાહે,
અસ્સલલ્લાહુ અલયકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહદીના મઆકા યા લએતની
કુનતા મઆકુમ ર અફુજા ફોઝન અઝીમા.

# પેશખ્વાની.

અઈ ફલક થા કરબલાકે દશ્તમે મહેમાં હુસેન,
નંહને બચ્ચે સાથમે બે સરો સામાં હુસેન     ૧
હાએ કયા ગરમીથી આશુરેકે દીન વા હસરતા,
તીશના લબથા આફતાબે દીન ઔર ઈમાં હુસેન.     ૨
ગીરદ ઊસકે શામીઆં પુરજશ હદસે ઝીઆદ,
જુલમ સહેતાથા કરેલા બાદીલે નાલાં હુસેન.     ૩

ગાહ રનમે ગાહ ખેંદમાં મે ગએ અહેનોકે પાસ,
સુબહોસે તાજોહોર બસ યુંહીથા સરગરદાં હુસેન. ૪

એક તરફ અબ્બાસ કે લાશેપે રોતા થા પુકાર,
એક તરફ અકબરકી ખાતર હોતાથા ગીરયાં હુસેન. ૫

જીસઘડી અસગર મુવા હાથોંપે ઉસકે તીર ખા,
હો ગયા ઉસદંમ ગરિબાં ચાક તા દામાં હુસેન. ૬

મોત કહેતીથી કે મએ હાજર હું અઈ સીબતે નબી,
યાદ કર અબ જલદ ઈસદમ ખંજરે બુરાં હુસેન ૭

આપ કહેતેથે કે તું ખાલકકી કરલે બંદગી,
સીજદે ખાલકમેં બનું બેસર યે હુએ અરમાં હુસેન. ૮

તીશનગીને હોઠ નીલે કરદીએ હુએ શાહકે,
ઉસપેભી લેતાથા નામે ખાલકે સુબહાં હુસેન. ૯

હર જગેહસે એક ફોવ્વારા નીકલતા ખુનકા,
જીસમસે જબ ખએંચતાથા તીરકે પએકાં હુસેન. ૧૦

બસ અંતા તુજકો જજા દેવે ખુદા ખામોશ હો,
હશરમે હોવેગેં તેરે શાફીએ અસીયાં હુસેન. ૧૧

# રિવાયત મજલીસ છઠીની.

માઅશરલ મોઅમેનીન મોઅમેનીનની જમાઅત, ખુદા તમને રાખે સહી અને સલામત, રીવાયતમાં આવીઊંછે કે જવારે આકા હુસેન અલયહિસ્સલા નમા અડધા અસહાબો શહીદ થઈ ચુકા, તવારે આકા અલી જએનુલઆબે

દીન અલએહિસ્સલામનો એક ગુલામ તુરક હતો, અને તે ગુલામ ઘણી બાહાદરી રાખતો હતો, અને વલી કુરાન શરીફ પણ જાણતો હતો.

રાવી જાનસોઝ બયાન કરેછે કે તે દીવસે આકા અલી જેઅનુલઆબેદીન બીમાર હતા, જેવારે તે ગુલામ તુરકે જોયું કે મારા આકા બીમાર છે, અને કરબલાના મારકામાં કોઇ નથી, એમ ન થાએ કે હું એ શાહાદતના દરજાથી મહેરૂમ રહી જાઉ, એવીરીતે પોતાના દીલમાં સોચીને તે ગુલામ તુરક આકા હુસેન અલએહિસ્લામની નજદીક આવેઓ, અને અરજ કીધી કે યા મૌલા હું જોઊંછું કે આજ દીને આપના લશકરમાંથી કોઈ પણ બાકી રહેવાનું નથી અને સઘલા શાહાદતના મરતબાને પોંહોંચસે, લેકીન આ ગુલામ એ મરતબાથી મહેરૂમ રહી જાએછે, અએ આકા આ ગુલામને હુકમ આપીએ તાકે હું પણ મારી જાન આપના કદમ મુબારક ઊપર ફીદા કરૂં. આકા હુસેન અલએહિસ્સલામ ફરમાવા લાગાકે અએ ગુલામ તમને મેં મારા બેટા અલી જેનુલઆબેદીનને માટે ખરીદ કીધા હતા, હવે તારો માલીક પણ તેછે વાસતે હું તમને કેવી રીતે ઇજાજત આપું.

રાવી લખેછે કે જેવારે તે તુરક ગુલામે આકા હુસેન અલએહિસ્સલામથી આવા કલામ સાંભલેઆ તેવારે લાગલોજ ત્યાંથી આકા અલી જેઅનુલઆબેદીનના ખએમામાં આવેઓ, આવીને આપને ઉઠાડેઆ અને અરજ કીધી કે અએ આકા આ ગુલામે આપના બાવાથી ઇજાજત જંગની તલબ કરી, અને ઘણીક આજેજી કરી લેકીન આપે રજા ન આપી, અને ફરમાવીઉં કે તને રજા આપવાનું અખતીઆર આકા અલી જેઅનુલઆબેદીન પાસેછે, હવે આ ગુલામ આપની હજુરમાં હાજર થીઓછે, અને અરજ કરેછે કે અએ આકા અને અએ મારા મવલા હું ઊમેદવારછું કે આપના કદમ મુબારક ઉપર હું મારૂં માથું નીસાર કરૂં.

રાવી જાનસોઝ બયાન કરેછે કે જેવારે આકા અલી ઝંએનુલઆબેદીને તે ગુલામ તુરકના આ કલામ સાંભલેઆ તેવારે આપ ફરમાવા લાગા કે અએ ભાઈ મેં તને રાહે ખુદામાં આઝાદ કીધા, હવે તું મુખતારછે. જેવારે તે ગુલામે આપની ઝબાન મુબારકથી આ કલામ સાંભલેઆ તેવારે ઘણો ખુશી થીઓ, અને વલી અરજ કરવા લાગો કે યા મવલા કયામતના દીને આપ આ ગુલામને આપની પાસે બોલાવી લેજો. અએ મારા આકા અને મવલા, મારાથી અગર કાંઇ આપની તકસીર અથવા કુસુર થઈ હોએ તો તે પણ મને મોઆફ કરજો. આપ ફરમાવા લાગા કે અએ ભાઈ મેં મોઆફ કીધી અને ખુદા તાઆલા પણ તને મોઆફ કરજો, અને જે કાંઈ તારી મુરાદ હોએ તે તને હાસલ થાજો.

રાવી પુરગમ બયાન કરેછે કે જેવારે આપે તે ગુલામ નેકને આવી રીતના કલામ કહેઆ તેવારે અહેલે બએતના ખેએમાથી પણ આવાજે રોવાનુ આવવા લાગું.

રાવી લખેછે કે તે ગુલામ નેક ત્યાંથી પાછો આકા હુસેન અલએહિસ્સલામના નઝદીક આવેઓ, અને જે કાંઈ હકીકત બની હતી તે સઘલી આપને કહી સંભલાવી, અને વલી આપની પાસે લડવાની ઇજાજત તલબ કીધી. આકા હુસેન અલએહિસ્સલામે તે ગુલામને શફકતથી રજા આપી.

રાવી લખેછે કે તે બાદ તે ગુલામ તુરક મએદાનમાં ગએઓ જેવારે એ ખબર આકા અલી ઝંએનુલઆબેદીનને પોંહોંચી તેવારે આપે અમર કીધો કે આ ખેએમાના પરદાને ઉંચો કરો તાકે હું પણ જોઉં કે એ ગુલામ તુરક કેવી રીતે લડેછે. એટલામાં આપ જોએછે શું કે તે ગુલામ નેક ખુશી થાતો બેઉ તરફની સફોમાં જાઇને ઉભો છે, અને વીજલીની માફક પોતાની તલવાર મેઆનથી કાહાડીને ચમકાવી રહેઓછે, અને મલાઈંનો કુફીઓના લશકર થકી બાહાદરોની તલબ કરેછે, અને કોઇ વખત અરબી ઝબાનમાં અને કોઈ વખત તુરકી

જંબાનમાં સના અને સીફત અહેલેબએતની કરી રહેઓછે, અને જે કોઈ માણસ મલાઈનોથી તેની સાંમે આવતો હતો તે તેના હાથ ઉપર મારેઓ જાતો હતો. આખરૂલ અમર તે ગુંલામ તુરકે ઘણાક મલાઈનોને જહન્નંમ વાસલ કીધા.

રાવી જાનસોજં લખેછે કે તે વખંત તે ગુંલામ નેકને પેઆસની શીદ્દત ઘણી થઈ, એટલે તે ગુંલામ પાછો આકાં અંલી જંઈનુલઆંબેદીનની પાસે આવેઓ. આવતાંજ આપે તેહેસીન અને આફરીન કહી, અને તે ગુંલામને હોજં કવસરના પાણીની વધામણી આપી અને ફરમાવા લાગા "વ રીજંવાના મિનલ્લાહે અકબરો" જેવારે તે ગુંલામ તુરકે આપની જંબાન મુબારકથી એવી રીતના કલામ સાંભ લેઆ તેવારે આકાં અંલી જંએનુલઆંબેદીનના હાથ પગને બોસા દેવા લાગો. તે બાદ તે ગુંલામ નેક પાછો જંગના મઈદાનમાં આવેઓ.

રાવી પુરગંમ બયાન કરેછે કે અહેલેબએત પણ તે ગુંલામ તુરકને માટે રોતા હતા અને ગંમ કરતા હતા, પણ તે ગુંલામ તુરક મલાઈનો અને કુફીઓની ફોજમાં ઘુસી ગએઓ અને બાહાદરીથીં પોતાની તલવારને વિજલીની માફક ચમકાવા લાગો, તાકે ઘણાંકોને જહન્નમના રસતે પોંહોંચાડી દીધા, અને પોતે પણ તમામ જંખમોથી ચુર ચુર થઈ ગએઓ, અને જંમીન ઉપર પડી ગએઓ.

અએ એખવાનો ભાઈ જાનો, જેવારે આકાં હુસેન અલઈહિસ્સલામે તે ગુંલામ નેકને જંમીન ઉપર પડેલો જોયો, તેવાંજ આપ ઊઠેઆ અને તેને આકાં અંલી જંએનુલઆંબેદીનના ખેઈમામાં લઇ આવેઆ, અને આપ તે ગુંલામના માથાને પોતાની ગોદમાં લીધું, અને તેના ચહેરા મુબારકથી માટીને દુર કરવા લાગા, અને આપ રોવા લાગા. તે વખંત આકાં અંલી જંએનુલઆંબેદીન જો કે બીમાર હતા તો પણ આપ ઊઠેઆ અને તેના સરહાને આવીને ઉભા થીઆ, એટલામાં તે ગુંલામે પોતાની આંખ ખોલી તો જુએછે શું કે પોતાનું માથું આકાં હુસેન અલઈહિસ્સલામની ગોદમાંછે અને આકાં અંલી જંએનુલઆંબેદીનનં પણ માથા

પાસે ઉભાછે તે માજરો જોઇને તે ગુલામે બાપ દીકરા બેઉને સલામ કરી અને પોતે આ દુનીઆ ફાનીથી બાગે રિઝવાનની તરફ પરવાઝ થીઓ. ખુદા તાઆલા તેને હમેશા જન્નતમાં રાખજો; આમીન યા રબ્બિલ આલેમીન.

# મજલીસ છઠી.

માઅશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત ખુદા તાઆલા તમને રાખે સહી અને સલામત, રાવી બયાન કરેછેકે જેવારે આકા હુસેન અલયહિસ્સલામના યારો યાવર સરવે શહીદ થઇ ચુકા અને આપ પણ શાહાદતના જામને નોશ કરી ચુકા, તેવારે આપના લાશાઓ બે ગોરો કફન બલતી જમીન ઉપર કરબલાના સહેરામાં પડેઆ હતા.

રાવી લખેછે કે કેટલાક દીવસ ગુજરેઆ બાદ બની અસદના કબીલાની બઇરીઓએ પોતાના શવહરોથી પુછીઉં કે આ કોના લાશાઓછે જે બે ગોરો કફન પડેઆછે? અને એ કોણ હતો જે આખા લશકર સુધાં મારેઓ ગયો? તેઓના શવહરોએ કહીઉં કે અરબના કોમના આ એક બાદશાહ હતા, તેને તેની ફોજ સહીત યઝીદે કતલ કીધાછે. તે બઇરીઓએ પુછીઉં કે એ બાદશાહનું શું નામ હતું. શવહરોએ કહીઉં કે એનું નામ હુસેન ઇબને અલી અલયહિસ્સલામ હતું. તે બઇરીઓએ પુછીઉં કે એની માં કોણ હતા? શવહરોએ કહીઉં કે ફાતેમતઝઝહેરા જે રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલયહે વ આલેહીની બેટી, તે એની માં છે.

રાવી જાનસોઝ બયાન કરેછે કે તે ઓરતોએ પોતાના શવહરોથી આ કલામ સાંભલીને કહેવા લાગા કે હએફછે તમારા ઉપર કે આ બાદશાહે જમીનની કીંમત

આપી હતી અને વલી બહુ મેહેરબાની પણ આપણી ઉપર કીધી હતી, અને તે શર્તેમતજંજંહેરાના બેટાના લાશાંને પણ દફન નહીં કરો? શવહરો કહેવા લાગા કે અરે અમોને ઇબને જીઆદની દેહેશતછે અગર તે આ વાતને સાંભલેતો અમોને કતલ કરે. તે બઇરીઓએ પોતાના હાથમાં કોડાળ લીધી અને કહીઉં કે અમો જઇને એ સઘલા લાશાને દફન કરીસું, પછે ઇબને જીઆદ ભલે અમને મારી નાખે.

રાવી લખેછે કે જેવારે તે શવહરોએ એવી રીતના કલામ પોતાની બઇરીઓથી સાંભલેઆ તેવારે લાચાર થીઆ, અને હથીઆર લઇને તે લાશાઓને દફન કરવા સારૂ મએદાનમાં આવેઆ. અને તેઓની બઇરીઓ તેની પાછલ માતમ અને નુહા કરતા કરતા ગયા.

રાવી જાનસોજ બયાન કરેછે કે જેવારે તેઓ કતલગાહમાં પોહોંચેઆ તો જુએછે સું કે કોઇ પણ લાશા ઉપર માથું નથી, અને તેઓના આજા પણ દુરૂસ્ત નથી, તેવારે એક ખાડો ખોદેઓ અને તે સઘલા લાશાઓને મદફુન કીધા, લેકીન અલી અકબર, અને અલી અસગર, એ બેઉ લાશાઓને આકા હુસેન અલેહિસ્સલામની બાજુમાં દફન કીધા. અને જેવારે આકા હુસેન અલયહિસ્સલામને વાસતે કબર ખોદીને તૈયાર કીધી, અને ચાહીઉં કે આપના લાશાને દફન કરે, પણ જુએછે સું કે તે લાશો કોઇનાથી ઉપડતો નથી. સઘલાએં એકઠા મલીને ઘણો જોર કરવા લાગા તોપણ તે લાશો જમીન ઉપરથી ઉંચકાયો નહીં. આ માજરો જોઇને ઘણા હએરતજદા થીઆ.

રાવી પુરગમ બયાન કરેછે કે એટલામાં તે લોકોએ સાંબેથી એક શખસને આવતાં જોયો, અને જુએછે સું કે તેના ગલામાં તઓક પડેલોછે પગમાં બેડીઓછે, અને તેની આંખોથી આંસુની ધાર ચાલી જાએછે, અને કહેછે કે ખબરદાર આ લાશને હાથ ન અડાડો એનો વારસ હું છું, અને હું

પોતે એને દફન કરીસ.

માઅશરલ એખવાનો નબી અલ ઇમાનો જેવારે તે શખસ નજદીક આવેઆ, તેવારે તે લોકોએ પુછીઉં કે આપ કોણછો? આપ ફરમાવા લાગા કે હું અલી જેંઇનુલઆબેદીનછું કે આ મારા બાવાની લાશને દફન કરવા સારૂ તએઅલ અરજનો મોઅજેજો કરીને આવેઓછું. તે બાદ આપે તે લાશ મુતેહરને આવીને સલામ કીધો, અને ફરમાવા લાગા કે "અસ્સલામો અલઇકા યા અબા અબદિલ્લાહે, અસ્સલામો અલઇકા યા ઇબને રસુલિલ્લાહે.

અઇ એખવાનો રાવી લખેછે કે જાંહાં આકા અલીના આ કલામ તમામ ન થીઆ કે તે લાશ ઉઠીને બેઠી, અને પોતાના હાથને ફેલાવેઆ, અને આકા અલી જેંઇનુલઆબેદીનને ગલે લગાડેઆ, તેવારે આકા અલીએ અરજ કીધી કે અગર આપનો હુકમ હોએતો દફન કરૂં. આકા હુસેન ફરમાવા લાગા કે જે મરજી આપની, લેકીન એટલું કામ કરો કે તમારા કાકા અબ્બાસ અલીનો લાશો જે દરીયા કીનારે પડેઓછે તેને પેહેલાં દફન કરો, પછી મને દફન કરજો.

રાવી કહેછે કે આપના આ કલામ સાંભલીને આકા અલી તે લોકોને સાથે લઇને દરીયા કીનારે ગયા અને કબર ખોદીને અબ્બાસ અલીના લાશાને દફન કીધા. તે બાદ આપ આકા હુસેન અલઇહિસ્સલામની નજદીક આવેઆ અને અરજ કીધી કે અઇ બાવા સાહેબ, અબ્બાસ અલીના લાશાને તો દફન કીધા, હવે આપનો શું અમર છે. તેવારે આકા હુસેને પણ પોતાને મદફુન કરવાનો અમર કીધો. તે બાદ આકા હુસેન અલઇહિસ્સલામના લાશાને મદફુન કીધા.

માઅશરલ એખવાનો નબી અલ ઇમાનો બાજે રાવી કહેછે કે આકા અલી જેંઇનુલઆબેદીન આકા હુસેન અલઇહિસ્સલામનું માથું મુબારક સાથે લાવેઆ હતા, અને બાજે કહેછે કે વગર માથે આપની લાશને દફન કીધા, તે બાદ આપ

જ્યાંથી આવેઆ હતા ત્યાં તશરીફ ફરમા થીઆ.

રાવી પુરગંમ બયાન કરેછે કે જે વખ્તે આકાં અલી જેંએનુલઆબેદીન આપ ત્યાંથી લાશાને દફન કરવા સારૂ રવાના થીઆ હતા અને જેંએનબ અલદહિસ્સલામને આપ નજેંર ન આવેઆ તેવારે મવલાતના જેંએનબનું અજબ તરેહનું હાલ હતું આપ જાણુતા હતો કે રખે ને કોઇએ આકાં અલીને પણ કતલ ન કીધા હોએ એટલા માટે આપ રોતા હતા અને ગંમ કરતા હતા, એટલામાં તો આકાં અલી જેંએનુલઆબેદીન પણ ત્યાં જઈ પોહાંચેઆ. જેવારે મવલાતના જેંઇનબ અલદહિસ્સલામે આપને જોયા તેવારે બેઅખતીઆર દોડીને ગલે લગાડેઆ અને પુછવા લાગા કે અઇ અલી આપ કાંહાં તશરીફ લઈ ગીઆ હતા? આકાં અલી ફરમાવા લાગા કે અએ ઉમ્મ બુજેંરગવાર હું મારા બાવાને મદફુન કરવા ગએઆ હતો, એટલું કહીને આપ બેસાખ્તા રોવા લાગા અને કહેવા લાગા કે "કાંલુ ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલએહે રાજેઊન."

## મજલીસ ૭ મી.

સલ્લલ્લાહુ અલઇકા યા અબા અબદિલ્લાહે,
સલ્લલ્લાહુ અલઇકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆંકા યા લઇતની,
કુનતા મઆંકુમ ફ અફુજાં ફવજેંન અંજીમા.

## પેશખ્વાની.

અએ ફલક. યેહ જુલ્મ તો અબતક કંહીં દેખા નહીં,
જાંરીએ અહેલે હરમ હરગીજેં કોઇ સુનતા નહીં. ૧

લાશએ શબ્બીર બે ગોરો કફન હએ રેતપર,
આફતાબે દીનકે તનપર જરા સાયા નહીં. ૨

યક હજાર નવ સદ વ પિંજા જખમ હએ જાને ગુદાજ,
શાહકે તન પર લગે હએ ખાલી કોઈ જા નહીં ૩

તન પડા હએ ખાક પર ઔર સર હએ બાલાએ સનાન,
સીબતે પએગમ્બર કો મદદ કોઇભી કરતા નહીં. ૪

વારસ ઉસ તનકા હુવા હએ કૈદ જએનુલઆબેદીન,
યે સીતમ કોઈ બશર હરગીજ કભી સહેતા નહીં. ૫

તઓક ગરદનમેં પડા હએ પાંઊંમેં જનજીર હએ,
પેઆદા પા ઊસકો ચલાતે હએં ચલા જાતા નહીં. ૬

અહેલે બએતે મુસતફાકી ચાદરેંતક છીન લી,
ખાનેકા ઈમકાન કાંહાં હએ પાનીતક પાતા નહીં. ૭

રોરો કહેતી હઇ યેહ જએનબ કયા કરૂં મેરે ઈલાહ,
કીસસે મએં જાકર કહું ભાઈ નહીં બાબા નહીં. ૮

બલવએ જાલિમમેં હએ હએ ફાતેમાકી બેટીયાં,
જુજ ખુદાકે ઉનકો અબ મુલજા નહીં માવા નહીં. ૯

અહેલે બએતે મુસતફાપર જો કોઈ રોવે અએ અતા,
હો ગીરફતારે બલા યેહ તો કભી દેખા નહીં. ૧૦

---

# રિવાયત મજલીસ સાતમીની

હાજરાંને મજલીસ અએ મોહાઆને હુસેન રીવાયતમાં આવીઉંછે કે નેવારે મૌલાના અલ હુસેન અલઈહિસ્સલામ કરબલાની જમીનમાં દાખીલ

થીઆ, તેવારે એકાએક આપનો ઘોડો ઉભો રહી ગીઓ, આપે ઘણીક તરતીબો કીધી, લેકીન ઘોડાએ એક કંદમ પણ આગલ રાખીઉં નહીં. તેવારે આપે તે જંમીનનુ નામ પુછીઉં. કહેનારાએ કહીઉં કે આ જંમીનને કરબલા કહેછે, તેવારે આપે કહીઉં. "કાલુ ઇન્નાલિલ્લાહે વઇન્ના ઇલઇહે રાજેઉંન" અમો આમારી મનજંલે મકસુદ પર પોંહોંચેઆં. તે બાદ આપ અંબાસ એલી અલઇહિસ્સલામને ફરમાવા લાગા કે અંલમ ગાડો, અને ખંઇમા ખોડો. તે બાદ આપ ઘોડા ઉપરથી નીચે ઉતરેઆ, તે વખંત એક ગુંબાર ખાંકનો એવો ઉઠેઓ કે આકાં હુસેન અલઇહિસ્સલામના બાલ સઘલા તે ખાંકથી ભરાઈ ગયા. તે બાદ જેવારે આપ અહેલેબએતના ખંઇમામાં દાખીલ થીઆ, અને આપને મૌલાતના જંઇનબ અલઇહિસ્સલામે જોયા તેવારે બેઅખંતીઆર રોવા લાગા અને કહેવા લાગા કે વા હુસેના આ ગેસુ યાને બાલ તે બાલછે કે જેને ફરંમતજંજંહેરા ધોતા હતા તે આજદીને ગુંબાર આલુદાછે.

રાવી પુરગંમ બયાન કરેછે કે મૌલાતની જંઇનબ અલઇહિસ્સલામના આ કલામ સાંભલીને આપ ફરમાંવા લાગાકે અઇ બેહેન સંબર કરો, હમણાથી તમારો આ હાલછે, કાલે જોસો કે આ ગેસુ ખાંક અને ખુનમાં ભરેલા હસે. આપની જંબાન મુબારકથી આ કલામ સાંભલીને તમામ અહેલે બએતમાં આહ અને જારીના પુકારો ઉઠેઆ.

અઇ એખવાનો ભાઇજાનો રાવી બયાન કરેછેકે તે બાદ આકાં હુસેન બાહાર તશરીફ લાવેઆ અને ફરમાવા લાગા કે આ જંમીનનો માલેક કોણછે તેને બોલાવી લાવો. કહેછે કે બની અસદના કોમની એ જંમીન હતી અને તેનું ગામ નજંદાક હતું. જેવારે તે જંમીનદાર આવેઆ તેને અપે કહીઉં કે હું આ જંમીન તનં (૩) ફરસખંથી તન ફરસખં સુધી યાઅંને ચાર બાજુંએરરતી (૧૨) બાર ગાઊ સુધી ખરીદ કરવાને ચાહુંછું. જંમીનદારોંએ અંરજં

કીધી કે આ જંમીનમાં ખેતી થાતી નથી બલકે ઘાંસ પણ ઉગાતું નથી, માટે આ જંમીન કાંઇ કાંમની નથી, અગરજો આપને આ જંમીનની ગરજં હોએ તો અમો તમને આ નજેંરાણા દાખલ ભેટ કરીએ છીએ. આપ ફરમાવા લાગા કે હું આ જંમીનમાં એક શેહેર વસાવવાને ચાહુંછું માટે તમને જે કીંમત જોઈતી હોએ તે લેઓ અને જંમીન માપી આપો. આખરૂલ અમર જે કીંમત તે જંમીનદારોએ કહી તે આપે તે લોકોને આપી, અને અંબાંસ અલીને હુકમ કીધો કે અય ભાઈ અંબાંસ તમો તન ફરસખંથી તન ફરસખં જંમીન માપીને એ લોકો પાસેથી લેઓ. આપના હુકમ મુજબ તે જંમીન અંબાંસ અંલીએ માપી લીધી.

બગિરયદ અય અંજાંદારાં બગિરયદ,

બરાએ શાહે મઝંલુમાં બગિરયદ.



# મજલીસ સાતમી.

માઅંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત, ખુંદા તાઅંલા તમને રાખે સંહી અને સલામત, રાવી લખેછે કે આકાં હુસેન અલયહિસ્સલામની શહાદત બાદ મલાઈંનો કુફીઓ સઘલા માથાને નેજાં ઊપર સવાર કરીને શામ લઈ જાતા હતા આખો દાહાડો ચાલતા અને જ્યાં સાંજ પડતી ત્યાં રાત રહી જાતા હતા, અને આકાં હુસેનના માથાને સંદુકમાં રાખતા હતા.

રાવી લખેછે કે એક મનઝંલમાં જે નેજાં ઉપર આકાં હુસેનનું માથું હતું તે નેજાં બેઅખતીઆર હીલવા લાગો, મલાઈંનો ઘણી તરતીબથી તે નેજાંને પકડવા લાગા પણ તે કોઇથી પણ પકડાયું નહીં, તેવારે સઘલા મલાઈંનો લાચાર થીઆ,

અને આ હકીકત મોલાના અલી ઝંએનુલ આબેદીનને કહી.

રાવી પુરગંમ બયાન કરેછે કે તે બાદ આકા અલી ઝંએનુલઆબેદીન આપના નેઝાંની નઝદીક આવીને કહેવા લાગા કે અસસલામો અલયકા યા અબા અબદિલ્લાહ, અસસલામો અલયકા યા ઇબને રસુલિલ્લાહ, અએ બાવા સાહેબ આજે વલી સું નવી મુસીબત પોંહોંચી કે આપનો આ હાલછે? આકા હુસેન અલયહિસ્સલામનું માથું મોઅનેઝાંથી બા આવાઝે બુલંદ કહેવા લાગો કે અય મારી આંખોના નુર,.આજે આપના ભાઈ અલી અકબરનું માથું નઝર આવતું નથી માટે મને કેવી રીતે ચેન પડે. તે બાદ આકા અલી ઝંયનુલ આબેદીન પાછલ જઇને જુએછે સું કે જે મલઉનની પાસે અલી અકબરનું માથું હેતું તે મલઉન બીમાર થઈ ગીઓ હતો તેથી પાછલ રહી ગીઓ હતો, અને અલી અકબરના માથાની આંખો ઉગાડી હતી અને આંસુ જારી હતા, અને માહીય બેઆબ, યાઅને પાણી વગર જેમ માછલી તડફડે તેમ તડફડી રહીઊં હતું.

રાવી જાનસોઝ લખેછે કે આકા અલી ઝંએનુલઆબેદીને તે માથું પોતાના હાથમાં લીધું અને હંફ હંફ કરતા કરતા આપની પાસે તે માથું લઈ આવેઆ. તે બાદ આકા હુસેનનું માથું હીલવાથી મોકુફ થીઊ.

રાવી પુરગંમ કહેછે કે જેવારે આ હાલ શહેરબાનુએ જોઇયું તેવારે અલી અકબરને વાસ્તે જાણે આ નુહો પડતા હંતા અને માતમ કરતા હતા.

## નુહો.

બાનોને કહા પીટકે યું નાઅંશે પીસરપર, હએ હએ અલી અકબર;
તુમ મરગએ ઔર જીતી રહી હાએ યેહ માદર હય હય અલી અકબર. ૧
કયા સોતે હો વારી ગઈ કુછ માંકી ખબર હએ, નંગા મેરા સર હએ;
ઈન ઝાલિમોંને છીન લી સરસે મેરી ચાદર, હએ હએ અલી અકબર. ૨

| | | |
|---|---|---|
| અરમાન રહા દુલ્હાભી તુમકો ન બનાયા, | વા હસરતો દરદા; | |
| લાઈ ન દુલ્હન બ્યાહકે ઘરમેં તેરી માદર, | હએ હએ અંલી અકબર. | ૩ |
| વારી ગઈ મારાગયા છોટા તેરા ભાઈ, | જીતી રહી હાઈ; | |
| આગોશ મેરા કર ગયા ખાલી અંલી અસંગર, | હઈ હઈ અંલી અકબર. | ૪ |
| સીનેપે તુમ્હારે તો લગા નેઝેંએ બે પીર, | અંસંગરકો લગા તીર; | |
| વાલીકે હઈ ગરદનપે મેરે ચલ ગયા ખંજર, | હઈ હઈ અંલી અકબર. | ૫ |
| કયા ચઈનસે વારી ગઈ તુમ સોતેહો ઉઠો, | પુરસાતો મુઝે દો; | |
| માં રાંડ હુઈ મર ગયા બાબા તેરા સૈફદર, | હએ હએ અંલી અકબર. | ૬ |
| બેવારસો બેવાલી હું અબ કોઈ નહીં આહ, | મએં કયા કરૂં બેટા; | |
| કયા જાન ભટકતી હએ સતાતે હએં સીતમગાર, | હઈ હઈ અંલી અકબર. | ૭ |
| કીસ બેકસીસે તુંમ ગએ ઇસ દશતમેં મારે, | કુરબાન તુમ્હારે, | |
| મર કર ન હુવા ગુંસલો કફન તુમકો મયસર, | હઈ હઈ અંલી અકબર. | ૮ |
| વારી ગઈ કુછ છોટી બહેનકીભી ખંબર હઈ, | વોહ પીટ રહી હઈ, | |
| અબ ખાંક ઉડા કર યે કહેતી હઈ વોહ દુખંતર, | હઈ હઈ અંલી અકબર. | ૯ |
| મોતીભી લઇનોને યાંહાં લે ગએ ઉસકે, | ઓર મારે તમાંચે; | |
| દેખોતો જંરા નીલા હઈ અબતક રૂખેં અનવર, | હઈ હઈ અંલી અકબર. | ૧૦ |
| અઈ મેરે જવાં અઈ મેરે દુખ દરદકે પાલે, | અઈ ગેસુઓં વાલે, | |
| આશક મેરે પેઆરે મેરે જાની મેરે દીલબર, | હઈ હઈ અંલી અકબર. | ૧૧ |
| અઈ નીંક બયાંકી નહીં અબ મુઝમેં હઈ તાકંત, | સબ કરતે હઈ રિક્કંત | |
| જબ પીટતી હએ બાનુએ નાશાદ યેહ કહે કર, | હઈ હઈ અંલી અકબર | ૧૨ |



# મજલીસ ૮ મી.

સઁલ્લલ્લાહુ અઁલફીકા યા અબા અઁબદીલ્લાહે,
સઁલ્લલ્લાહુ અઁલફીકા યા ઈબને રસુલિલ્લાહે,
વ અઁલલ મુસતશહેદીના મઅઁાકા યા લય્એતની
કુનતા મઅઁાકુમ ફ અફુજઁા ફૌજઁન અઁજીમા.

## પેશખ્વાની.

અઈ ફલક લખંતે દીલે જઁહેરાકો ઔર ખંજરકો દેખ,
નેજએ ખુલીકો દેખ ઔર ઉસ શહે અતહરકો દેખ. ૧

તીર કીસ શીદ્દતસેથે જીસમે મુતહર પર લગે,
તીર જઁાલીમ દેખ ઔર શપ્પીરકે પય્એકરકો દેખ. ૨

મુસતશા ઔર મુરતજઁાકી જાન જઁહેરાકા જીગર,
ઉસ તને નાજુઁકકો દેખ ઔર ખાકકે બીસતરકો દેખ ૩

ક્યા સીતમ હુય્એ ખય્એમય્એ અહેલે હરમકો આગદી,
આતશે સુજઁાકો દેખ ઔર શતંમાકે ઘરકો દેખ. ૪

હજરતે જય્એનબકા હો નામહેરમોમેં સર ખુલા,
ઈસ સીતમકો દેખ ઔર શપ્પીરકી ખ્વાહરકો દેખ ૫

સહેરબાનું કંય્એદ હોકર કતલગાહમેં જબ ગઈ,
હાય્એ કરકર ગશ હુઈ લાશે અઁલી અકબરકો દેખ. ૬

અએ ફલક અસઁગઁર અઁલીતક તીરસે મારા ગયા,
    તીરે કાફિર દેખ ઔર હજઁરતે અસઁગઁરકો દેખ. ૭
સીજદએ ખઁાલકમેં પેઆસે હલકંપર ખંજર ફીરે,
    તીશનગી દેખ ઔર ખંજર દેખ ઔર સરવરકો દેખ. ૮
અએ અઁતાઁ મકંતલમેં આએ જબકે જંએનુલઆઁબેદીન
    રોએ લશકર દેખકર ઔર સાહેબે લશકરકો દેખ. ૯

---

# રિવાયત મજલીસ આઠમીની.

મોઅમેનીન, અએ એખવાનો રીવાયતમાં આવીઉંછે કે કયામતના દીને હકંતાઆઁલા ખલકે અવઁલીન અને આખઁરીનને પાછી ખલક કરસે, અને તે સઘલાને એક ઠેકાણે યાઅંને એક જંમીનમાં ભેગા કરસે, ત્યાં સઘલાઓ કયામતની દેહેશતથી ઘભરાસે અને બીહીસે, અને એક બીજાની તંરફ જોસે, અને આપસમાં હકંીકંત પુછવા લાગસે. તે વખંત હાતિફથી યાઅંને ગેંબની ખંબર કરનારથી નીદા આવસે કે અએ લોકો તમો સઘલા હજંરત આદમની પાસે જાઓ.

રાવી લખેછે કે તે નીદા સાંભલવાથી સઘલા હજંરત આદમ અલએહિસઁલામની પાસે જઇને આજંજું અને નમનતાઇથી ઇલતેમાસ કરસે કે અએ અબુઅલ બશર યાઅંને અએ શઘલા બશરના બાપ, હવે આપના અવલાદની શફાઅંત કરો. હજંરત આદમ જવાબ દેસે કે અએ ખલાયક હું તમારાથી વધારે ગુનાહગાર છું.

## શઅેર.

ખુદા બ લુતફેશ કરમ તુમપે રહેમ ફરમાવે,

ગુનાહગાર જો ખુદહો વો કીસકો બખશાવે.

જેવારે તે સઘલા આદમ અલયહિસ્સલામથી આ જવાબ સાંભલસે, તે બાદ દરેક નબીની પાસે તે ખલાયક જાસે અને આજીજીથી અરજ કરસે કે અમારી શફાઅત કરો, પણ કોઈ શફાઅત નહીં કરસે.

રાવી લખેછે કે તે વખત હબીબે ખુદા, હજરત મુહમ્મદ મુસતફા સલ્લલ્લા અલયહે વ આલેહી વ સલમને ગએબથી ખબર પોંહાંચસે કે આજે ઇનસાફનો દીનછે અને અદાલતનો દીવસછે.

## શઅેર.

કાંહાં હુસેન હક જો કરબલામેં વખતે સુજુદ,

મુજેહે ગવાહ કીઆ જેરે ખંજરે મરદુદ.

કહોકે દાદ મીલેગી હમારે પાસ આવે,

જીસે વોહ ચાહે ઉસે આજ હમસે બખશાવે.

વફા જો વાઅદા કીઆ ઓર સર દીઆ ઉસને

બવકતે જબ્હાબી પાની નહીં પીઆ ઉસને.

અએ હબીબ મારા હુસેનને કહો કે તમોએ વાએદા વફા કીધો, અને મને રાજી કીધા, વાસતે હુ પણ આજે મારો વાએદા વફા કરીસ, અને તમોને રાજી કરીસ. આ ખબર સાંભલીને જનાબે સૈય્યદલ અંબીઆ અજબ તરેહથી મહેશરમાં આવસે કે તે સફ મહેશરની તમામ બરહમ થઇ જાસે. તે વખત મુનાદી નીદા કરસે કે અએ ખલકે અલ્લાહ, તમારી આંખો બંદ કરી લેઓ કેમકે ખાતુને કયામત આવેછે.

રાવી જાન સોજં બયાન કરેછે કે તે વખંત સઘલાઓની આંખો બંદ થઈ જાસે અને હજંરત શતંમતજંજંહેરા અલએહિસ્સલામ, જમણી ખાંદ ઊપર રીદાએ જંહેર આલુદા હજંરત ઇમામ હુસનની, અને ડાબી ખાંદ ઉપર પેરાણ ખુન આલુદા હજંરત ઈમામ હુસેન અલએહિસંલામનો, અને હજંરત રીસાલતપનાહ સલંલાંહ અલએહે વ આલેહીના દાંત મુબારક, અને હજંરત અમીરલ મોઅમેનીન અલએહિસંલામનો અમાંમો ખુન .આલુદા, હાથ ઉપર લઇને આવસે. અને કાંયમે અંરશ ઈલાહીને પાઅંને અંરશની સાંકલને હીલાવસે, અને કહેસે કે અએ ઈલાહી મારી દાદ લે અને મારી ફરીયાદને પોંહોંચ. અને હજંરત ઈમામ હુસેન અલએહિસ્સલામનો પેશાણ દેખાડીને કહેસે કે અએ ઈલાહી આ પેરાણ મારા ફરજંદ તીશના લબ શહીદનોછે, અએ ખુંદાવંદા, મારા ફરજંદે સું ગુનાહ કીધા હતા કે આ ઉમંત જશકારે કરબલાના મએદાનમાં તેને બકરાની મીસલ જંબહા કીધા.

રાવી લખેછે કે બારી તાઅંલાની તંરફથી નીદા આવસે કે અએ શતંમા સંબર કરો કે હુસેન અલઇહિસ્સલામ આવે. તે બાદ અંકાં હુસેન અલઇહિ સ્સલામ શોહદાએ કરબલાની સાથે આપનું માથું મુબારક હાથમાં લઇને, અને ખુંન આલુદા ચેહેરાથી આવસે, અને આપની ગરદનમાંથી લોહી ફેવારાની મીસલ જારી હસે. તે વખંત હકંતઅંલાની તંરફથી નીદા આવસે કે અએ હુસેન આ તમારા ખુંનનો બદલો સું જોઇએછે ? હજંરત ઈમામ હુસેન અલઇ હિસ્સલામ અંરજં કરસે કે અએ ખુંદાવંદા તમો ખુબ જાણોછો કે મેં આ મુસીબત મારા જદંદ બુજંરૂગવારની ઉમ્મતને વાસતે ઉઠાવીછે, અને આજે પણ હું ઊમેદવારછું કે મારા જદંદ બુજંરૂગવારની ઉમંતને બખશો; અએ બારે ઈલાહ મેં મારા કાંસમને, અને અંલી અકબરને, અને અંબાંસને, મએદાનમાં મોકલેઆ કે આપની રાહમાં ફીદા થાએ, અને વલી મેં મારૂં માથું મારા અસંહાબે વફાદાર

અને મારા (૬) મહીનાના ફરજંદ અલી અસગર સુધાં ફીદા કીધા, એટલા વાસતે કે મારા જદ્દની ઊમ્મતે આસી બખશાઇ જાએ, અને મારા જદ્દ બુજરૂગવાર બીજા પએગંમ્બરોમાં શરમસાર ન રહે.

રાવી લખેછે કે તેજ વખત ખુદાવંદે આલેમીનની તરફથી નીદા પોંહોંચસે કે અએ હુસેન તમારા દુશમન વગર, આપ જેને ચાહો તેને બેહેશતમાં દાખલ કરો. તે વખત હજરત ઇમામ હુસેન અલહેસ્સલામ, આપના જદ્દ બુજરૂગવાર, અને પીદરે આલી મીકદાર, અને માદરે અતહાર, અને ઈમામ હસન અલએહિસ્સલામ, અને તમામ શીઆ, અને આપના ગુલામો, અને રફીકો સહીત બેહેશતમાં દાખલ થાસે. ઇનશા અલ્લાહુ તાઆલા.

બગિરયદ અએ અંજાદારાં બગિરયદ;
બરાએ શાહે મજલુમાં બગિરયદ.



# મજલીસ આઠમી.



અએ મોહીબાને હુસેનો, મોઅમેનીન, રાવી રીવાયત કરેછે કે જેવારે હજરત ઈમામ હુસેન અલહેસ્સલામ શાહાદતના દરજાને પોંહોંચેઆ તેવારે, જમીનના આમીલ ફીરશતા રોતા હુવા હજરત જીબરઇલના પાસે ગીઆ, અને કહેવા લાગાકે અએ જીબરઇલ અમીન, આને જમીન ઉપર અજબ ખુન નાહકં થીઆછે, અને અજબ તરેહેનો સીતમ થીઓછે, હવે મને યકીનછેકે ખુદા તાઆલાનો અમર જમીનને ઉંધી કરવાનું થાસે. જીબરઇલે કહીઉં કે શું હુસેન ઇબને અલી શહીદ થીઆં? ફીરશતાએ કહીઉં કે હમણાંજ સીજદામાં હુખેઆ અને પેઆસા હુસેન ઇબને અલીને શહીદ કીધા. અને જમીન લરજતી હતી, અમોએ ઘણી

કોશેશ કીધી કે ઝંમીન ન લરઝે પણ કાંઈ ફાએદા ન થીઆ.

રાવી લખેછેકે આ કલામ સાંભલીને જીબરઈલ રોવા લાગા, અને હઝરત રસુલે ખુંદા સલ્લલ્લાહ અલઈહે વ આલેહીની પાસે બેહેશતમાં ગીઆ, જુએછે સું કે પએગંમ્બર ખુંદા પણ રોએ છે, અને ઘણાજ ઉદાસ બેઠાછે, આપે જેવારે જીબરઈલને જોયા તો ફરમાવીઉં કે "ઈન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલઈહે રાજેઉન" અઈ જીબરઈલ મારા હુસેનને ભુખેઆ અને પેઆસા કરબલાના મએદાનમાં શહીદ કીધા, અને તેના શાહાદતની ખંબર તમો લાવેઆછો. જીબરઈલે અંરઝ કીધી કે યા રસુલિલ્લાહ ઝંમીન લરઝેછે, અને આફતાબ છુપી ગીએછે, અને આસમાનથી લોહી વરસેછે. પએગંમબર ખુંદા ફરમાવા લાગાકે મારી ઉમ્મત બેદીને આ જુંલમ કીધો કે મારા હુસેનને શહીદ કીધા, એટલું કહીને આપ રોતાં રોતાં હઝરત ફાતેમા અલએહિસ્સલામની પાસે તશરીફ લાવેઆ. મૌલાતના ફાતેમતઝંઝેહેરાએ અંરઝ કીધી કે યા રસુલિલ્લાહ મારા હુસેનની સું ખંબરછે કે આજ ઘણા દીવસ થીઆ મારા હુસેનની કાંઇ ખંબર સાંભલી નથી.

રાવી પુરગંમ બયાન કરેછે કે આપના આ કલામ સાંભલીને રસુલે ખુંદા રોવા લાગા, અને ફરમાવા લાગા કે અએ ફાતેમા આપના હુસેનને ભુખેઆ અને પેઆસા શહીદ કીધા. આપના આ કલામ સાંભલીને હઝરત ફાતેમાએ પોતાનો ગીરેબાન ચાક કીધો, અને કાલો લીબાસ પેહેરેઓ, અને હુરોને સાથે લઇને કરબલામાં તશરીફ લાવેઆ, અને મકતલમાં આવીને ફરમાવા લાગા કે અએ હુસેન શહીદ, તું પુરઝાં પુરઝાં થઇને કયાં પડયોછે. ફીદા થઇ જાએ તારા ઉપરથી આ ફાતેમા.

મોઅમેનીન, આ કલામ સાંભલીને શહીદુશ શોહદાની લાશ ઊઠી, અને આપની ગોદમાં જાઇ પડી, અને અંરઝ કરવા લાગીકે અએ વાલીદા મહેરબાન હું માથું રાખતો નથી કે જેથી આપની તાઅંઝીમ કરૂં, અને મારા હાથ પણ નથી કે જેથી

સલામ કરૂં, અએ વાલીદા મહેરબાન, મને અને મારા બચ્ચાંઓને, અને મારા સઘલા અસહાબે વફાદારને, ભુખેઆ અને પેઆસા,આ, ઊમ્મત બેદીને શહીદ કીધા, અને મારા ઘરને લુટી લીધા, અને મારા ખેંએમાઓ બાલી નાખેઆ, અને મારા અહેલેબએતને કંએદ કીધા, અને મારા માથાને તનથી જુદા કરીને નેજા ઉપર બુલંદ કીધો, અફ માદરે મેહેરબાન, છ (૬) મહીનાના મારા અંલી અસંગર સુધાં પણ શહીદ કીધા.

અફ મેહીબોં તે વખત મૌલાતના શતૈમતજંજંહેરા અલફહિસ્સલામે તે લાશ મુતહરને ગલે લગાડેઆ, અને હાફ હાફ કરીને રોયા અને ગાયા આ નુહો જાનસોજં પડતા હતા, અને માતમ કરતા હતા.

## નુહો.

રનમે કહી જંહેરા મેરે મજંલુમ હુસેના,
સર કટ ગયા તેરા મેરે મજંલુમ હુસેના. ૧

સર દેખતી આઇ મએં તેરા નેજે કે ઉપર,
કીસ જાએ હએં લાશા મેરે મજંલુમ હુસેના. ૨

પેઆસાહી કટા તેરા ગલા હાએ સંદ અફસોસ,
પાનીભી ન પાયાં મેરે મંજંલુમ હુસેના. ૩

મલઉનકો કુછ રહેમ ન આયા તેરે ઉપર,
ખંજરનો ચલાયા મેરે મજંલુમ હુસેના. ૪

વારીદ હુએ ઇસ દશતમેં તુમ જબસે પેઆરે,
આરામ ન પાયા મેરે મજંલુમ હુસેના. ૫

મએં શાતસે હાજંરથી નો ઇસ દશત બલાકો,
બાજુંસે બોહારા મેરે મજંલુમ હુસેના. ૬

જબ તુમ ગીરે ઘોડેસે તો મઅેં બઅેઠ ગઇથી,
થામ અપના કલેજા મેરે મઝ્લુમ હુસેના. ૭
માથેપે લગા તીર તો મઅેં સરકી પટકતી,
તુ ગીરપડા ઇસજા મેરે મઝ્લુમ હુસેના. ૮
તું જબહા હુવા સર તેરા જાંનોપેથા મેરે,
લાશા તેરા તડપા મેરે મઝ્લુમ હુસેના. ૯
પાલાથા ઇસી વાસ્તે કયા મઅેં તુઝે પેઆરે,
યેહ હાલ નો દેખા મેરે મઝ્લુમ હુસેના. ૧૦
બહેનીં તેરી બે પરદા હુઇ કૈઅેદમેં હઅે હઅે,
ઘર લુટગયા સારા મેરે મઝ્લુમ હુસેના. ૧૧
અેક લાશ હઅે નંહનીસી પડી છાતીપે તેરે,
હઅે લાલ યેહ તેરા મેરે મઝ્લુમ હુસેના. ૧૨
સબ મેરી કમાઇ હઅે યહાં ખાંકમેં હઅે હઅે,
મઅેં લુટ ગઇ દેખા મેરે મઝ્લુમ હુસેના. ૧૩
રોતેથે અંતાં ઉસ ઘડી સબ જીન્નો મલાયક,
જબ કહેતીથી ઝેહરા મેરે મઝ્લુમ હુસેના. ૧૪

## મજલીસ ૯ મી.

સંલ્લલ્લાહુ અંલઇકા યા અબા અંબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલઇકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અંલલ મુસતશહેદીના મઆંકા યા લઇતની,
કુનતા મઆંકુમ ફ અફુઝા ફવઝન અંઝીમા.

# પેશખ્વાની

અય શલકથા હજરતે શબ્બીરકા પેઆરા મુસલિમ,

હાએ કુફેમેં ગયા વોહ જુલમસે મારા મુસલિમ. ૧

દશતે ગુરબતમેં હુવા વોહ જીસ ઘડી જાકે અસીર.

મુંહ મદીનેકી તરફ કર યેહ પુકારા મુસલિમ. ૨

યા હુસેન ઇબને અલી ભાઇકી અબ લાજે ખબર

કતલ હોતા હય કોઈ દમકો યે તુમારા મુસલિમ, ૩

મુશતે પએમાએ અજલ બાદએ શરસાએ અજલ,

ગર બચે યહાંસે તો પએદા હો દુબારા મુસલિમ. ૪

કસદ મત કીજીયે આનેકા યાંહાં યા હજરત,

કુફી સબ ફીરગએ તુમસે ગયા મારા મુસલિમ. ૫

દીલસે કહેતાથા કે તુ રાહે વફાસે મત ફીર,

સર કટા દેના તું અબ કરલે ગવારા મુસલિમ. ૬

કયા કરૂં હજરતે મુસલિમકી શુજાઅત મએં બયાન,

સચ તો યું હએ કે વોહથા હકકા સંવારા મુસલિમ. ૭

નામે શબ્બીરપે જાં અપની ફીદા કી ઊસને,

તીશના લબ મારા ગયા હાએ બિચારા મુસલિમ. ૮

અય અતા કુછ ખૌફ દીલમેં તુ કયામતકા ન કર,

હમકો બખશાએગા મહેશરમેં હમારા મુસલિમ. ૯

# રિવાયત મજલીસ નવમીની

અએ મોહીબ્બાને જનાબે શહીદુશ શોહદા અલએહિસ્સલામ, રીવાયતમાં આવી છે કે એક દીને જનાબે રસુલે ખુદા સલ્લલ્લાહ અલએહે વ આલેહી મસજીદમાં બેઠા હતા કે એટલામાં હઝરત ઇમામ હસન અલઇહિસ્સલામ તશરીફ ફરમા થીઆ, આવીને આપના જદ્દે બુઝરૂગવારના ગલે લાગેઆ. આપે આકા હસનને પેઆર કીધો અને તેને આપની જાનુએ રાસ્તપર યાઅને ખોળામાં જમણી તરફ બેસાડેઆ. અઇ મોહીબો કેટલોક વખત ગુઝરેઆ પછી ઇમામ હુસેન અલઇહિસ્સલામ તશરીફ લાવેઆ, અને દોડતા આવીને રસુલે ખુદા સલ્લલ્લાહ અલઇહે વ આલેહીના ગલે લાગેઆ, આપે આકા હુસેનને પણ ઘણો પેઆર કીધો અને તેને આપના ખોળામાં ડાબી તરફ બેસાડેઆ, અને આસમાનની તરફ જોઇને ફરમાવા લાગા "અલ્લાહુમ્મા વાલા મન વાલાહુમ વ આદા મન આદાહુમ વખઝુલ મન ખઝલહુમ વનસુર મન નસરહુમ વ અહલેક અદુવહુમ મિનલ જીન્ને વલ ઇનસે મિનલ અવ્વલીના વલ આખેરીન."

અઇ એખવાનો રાવી લખેછે કે તે બાદ આપ બેઉ ફરઝંદને ઘણોજ પેઆર કરવા લાગા તાકે હઝરત ઇમામ હસન અલઇહિસ્સલામનાં હોઠ અને દાંત ઉપર બોસા દીધા, અને હઝરત ઇમામ હુસેન અલઇહિસ્સલામના નાઝનીન ગલા ઉપર બોસા દેવા લાગા, જેથી આપની આંખોમાં આંસું ભરાઇ આવેઆ.

રાવી લખેછે કે જેવારે આકા હુસેન અલઇહિસ્સલામે જોયું કે મારા નાનાએ મારા ભાઈ હસન અલઇહિસ્સલામના હોઠ અને દાંત ઉપર બોસા દીધા સો દીલગીરીથી આપની આંખોમાં આસું ભરાઇ આવેઆ; આકા હુસેન ત્યાંથી ઉઠેઆ અને પોતાના હાલે મોલાનના ફાતેમા અલઇહિસ્સલામની પાસે આવેઆ. હઝરત

ફાતેમા અલયહિસ્સલામ બાહાર ઉભા આકાં હુસેનની વાટ જોઈ રહેઆ હતા, એટલામાં આપને સાંમેથી રોતા હુવા આવતા જોયા. જેવારે આપે આ માજરો જોયો તો બેઅખતીઆર દોડીને હુસેનને ગલે લગાડેઆ અને ફરમાવા લાગા કે અય મારી આંખોના નુર, ફીદા થઈ જાએ આ માં તમારા ઉપર, તમો સાવાસતે રોવોછો? મૌલાના હુસેન અલયહિસ્સલામ ફરમાવા લાગા કે આજે મારા નાનાએ ભાઇ હસનને પેઆર કીધો, તેના હોઠ ઉપર અને દાંત ઉપર બોસા દીધા, અને મને તો ફકત ગલા ઉપર બોસા દીધા, અય માદર મહેરબાન, યા તો મારા મોહોડામાંથી વાસ આવતી હસે, યા તો મારા નાના મને મારા ભાઇ હસનની બરાબર પેઆર કરતા નથી, તે વાસતે હું મારા નાનાથી રીસાઈ આવેઓછું, અય અમ્મા હવે તમો મારા મોહોડાની વાસ લઇ જુઓ કે મારા મોહોડાથી કાંઈ વાસ આવેછે?

અય એખવાનો, ભાઈ જાનો મૌલાતના ફાતેમાએ આકાં હુસેનના મોહોડાને સુંગેઓ અને કહેવા લાગા કે અય હુસેન હું ખુદાના કસમ ખાઇને કહુંછું કે તમારા મોહોડામાંથી અંબર અને ગુલાબ કરતાં પણ બેહેતર ખુશબુ અને સુગંધ આવેછે કેમકે મારા બાપની આપે જબાન ચુસી છે, અય હુસેન તારા મોહોડાની બરાબર કોઈનું મોહોડો નથી. મૌલાના અલ હુસેન અલયહિસ્સલામ વધારે રોવા લાગા અને કહેવા લાગા કે બસ હવે મને ખબર પડી કે નાના સાહેબ મને પેઆર કરતા નથી, એટલું કહીને આપ એક ખુણામાં જાઇને લેટી ગીઆ, અને રોવા લાગા. આપના રોવાથી હજરત ફાતેમા અલયહિસ્સલામ બેતાબ થીઆ અને રોવા લાગા, અને ફરમાવા લાગા કે અય ફિજ્જા, ખુદાના વાસતે જઈને મારા બાવા સાહેબને કહો કે આપે આ શું કીધું કે મારા હુસેનને રીસાવેઓ, હવે ખુદાના વાસતે જલદી તશરીફ લાવો અને મારા હુસેનને મનાવો.

રાવી લખેછે કે જેવારે રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલઈહે વ આલેહીને આ ખબર પોહોંચી તેવારે આપ શર્તેમતઝ્ઝેહેરાના ઘરે તશરીફ લાવેઆ, જુએછે શું કે શર્તેમા અલઈહિસ્સલામ બાર ઉભા રોઈ રહેઆછે. આપને જોતાંજ શર્તેમા અલઈહિસ્સલામ આપના કંદમો પર પડી ગીઆ અને અરજ કીધી કે યા રસુલિલ્લાહ, મારા હુસેનને આપે સાવાસતે ખફા કીધા ? જેઆરથી મારા હુસેન આપની પાસથી આવેઆછે ત્યારથી રોઈ રહેઆછે કે મારા ભાઈ હસનના હોઠ અને દાંતને મારા નાનાએ બોસા દીધા અને મારા હોઠ અને દાંતને કેમ ન દીધા, એટલા માટે રીસાણાં છે. રસુલે ખુંદા રોવા લાગા અને ફરમાવા લાગા કે અઈ શર્તેમા એમાં એક રાજ મખફીછે કે જે સાંભલવાની તમને પણ તાકંત નથી, અને તે આ વાતછે કે હસનના હોઠ અને દાંતને મેં પેઆર કીધા, તેનુ સબબ આ હતું કે મને યાદ આવીઉં કે તે આ જગાથી જેહેર પીસે અને શહીદ થાસે. હુસેનને તેના ગલા ઉપર બોસા દીધા તેનું સબબ આ હતું કે એ જગા ઉપર ખંજર ચાલસે, અને તે વખત ન હું હોઈસ, ન તમે હસો, ન અલી હસે. આ કલાંમ સાંભલીને હઝરત શર્તેમા હાઈ હાઈ કરીને રોવા લાગા. તે બાદ રસુલે ખુંદા આપ ઘરમાં ગીઆ, અને આકા હુસેન અલઈહિસ્સલામને પોતાની ગોદમાં લીધા, અને આપના હોઠ અને દાંતો ઉપર બોસા દેવા લાગા, અને ફરમાવા લાગા કે અએ હુસેન તમો બેઉ ભાઈ સૈયદ અહલે બેહેશતના જવાનછો, અને તમારા બાવા વલી તમારાથી બેહેતરછે. અઈ હુસેન હું ખુંદાના કમસ ખાઇને કહું છું કે હું તમને વધારે પેઆર કરૂં છું. અને તમારી ગરદન ઊપર બોસા દેવાનું સબબ આ હતું કે એક દીવસ આ જગા ઉપર ખંજરફરસે. અઈ હુસેન જે તારા ઊપર મુસીબત ગુજરસે તે કોઇના ઉપર ન ગુજરી હસે અને કોઈ ઉપર ગુજરસે પણ નહીં. અએ હુસેન તમારા સબબથી ખુંદા તાઆલા એક ખલકને

બખશસે. આ કલામ સાંભલીને આકાં હુસેન અલયહિસ્સલામ ખુશી થીઆ અને આપના નાનાના ગલે લાગેઆ.

# મજલીસ નવમી.

અય શહીદુશ શોહદાના મોહીઓં, ઉમંની હીકાયત લખનારા રાવી જીગર સોઝ રીવાયત કરેછે, કે જેવારે કુફીઓ બેવફાના કાગલો હદથી ઝીઆદા આકાં હુસેન અલયહિસ્સલામ ઉપર આવેઆ, તેવારે આપના કાકાના દીકરા મુસલિમ બીન અકીલને ફરમાવા લાગા કે અગર અહેલે. કુફા મારી બઈઅંત અને ઇતાઅંત પર એકઠા થાએ તો મને આપ લખજો.

રાવી લખેછે કે મુસલિમ આપના અહેલ વ અયાલથી વીદા થઇને જેવારે શેહેરથી બાહાર આવેઆ તો જુએછે સું કે એક શખસે એક હરણીને શીકાર કીધીછે અને તેને ઝબહા કરેછે. હઝરત મુસલિમ આ બદ સકન જોઇને પોતાના દીલમાં નેહાયત હરાસાન થીઆ, જેવારે કુફામાં પોહોંચેઆ તો મુખંતારના ઘરમાં ઉતરેઆ. હઝરત મુસલિમના આવવાની ખબર સાંભલીને કુફીઆના ટોલે ટોલા આપની પાસે આવતા હતા, તેવારે હઝરત મુસલિમ આકાં હુસેન અલયહિસ્સલામના કાગલ તેની રૂબરૂ વાંચતા હતા, તે સાંભલીને તેકુફીઓ રોતા હતા, અને આકાં હુસેન અલયહિસ્સલામની બઈઅંત, મુસલિમનાં હાથ ઉપર કરતા હતા, એટલા સુધી કે (૧૮૦૦૦) અઢાર હઝાર માણસોએ બઈઅંત કબુલ કીધી તે વખંત હઝરત મુસલિમ અલયહિસ્સલામે આકાં હુસેનને અરજી લખી કે આજ વખંત સુધી અઢાર હઝાર માણસોએ આપણી બઇઅંત કબુલ કીધીછે હવે આપ અહીંઆં તશરીફ લાવો તો નેહાયત મુનાસિબછે.

રાવી લખેછે કે જેવારે આ ખબર યઝીદ પલીદને પોહોંચી તેવારે ઊબીદુલ્લાહ

બીન ઝીઆદને કુફાનો હાકીમ કીધો, અને તેને લખીઊં કે મુસલિમ બીન અંકીલ ઈમામ હુસેન અલએહિસ્સલામને માટે કુફામાં લશકર ભેગો કરેછે, અને પોતાની બઈઅંત કરાવેછે, માટે જેવીરીતે બને તેવીરીતે એને પકડીને મારી પાસે મોકલાવી દે યા કંતલ કર. જેવારે યઝીદનું કાગલ ઇબને ઝીઆદને પોંહોંચેઓ તેવારે તે મલઊંન રાતો રાત બસેરાથી કુફામાં દાખીલ થીઓ. જેવારે ફજર થઇ તેવારે અહેલે કુફાને જમા કીધા અને કહેવા લાગો કે યઝીદ મને તમારો હાકીમ કીધોછે સા વાસતે કે જે યઝીદના તાબેદાર હોએ તેના ઊપર નવાઝેશ કરૂં, અને જે તેના મુખાલીફ હોએ તેને કંતલ કરૂં, એ સીવાએ બીજી ઘણીક ધાસતીઓ લોકોને દેખાડી.

રાવી જાનસોઝ લખેછે કે જેવારે આ ખંબર મુસલિમને પોંહોચી તેવારે મુખંતારના ઘરથી નીકલીને હાની બીન ઉંરવાના ઘરમાં છુપેઆ, અને કુફીઓ પણ છુપીને હઝરત મુસલિમની ખીંદમતમાં જાતા હતા, અને બઈઅંત કરતા હતા. જેવારે ઇબને ઝીઆદને આ ખંબર પોંહોંચી તેવારે હાનીને બોલાવેઓ, અને કહીઉં કે તુંએ ફીતનો પએદા કીધોછે, અને મુસલિમને તારા ઘરમાં રાખેઆછે. હાની કહેવા લાગો કે હું ખુદાના સોગંદ લઇને કહુંછું કે મેં મુસલિમને બોલાવેઆ નથી, તે બેખબર યાઅંને અજાણપણાથી મારા ઘરમાં આવેઆછે, અને વલી તેણે મારાથી અમાંન માંગીછે, હવે અગર જો તું કહે તો હું મારા ઘરથી તેને કાહાડી નાખું. ઇબને ઝીઆદ મલઉંન કહેવા લાગો કે હું કસમ ખુંદાના લઇને કહુંછું કે જ્યાંસુધી તું મુસલિમને મારી પાસે હાઝર નહીં કરસે ત્યાં સુધી તને નહીં મુકીસ. હાની કહેવા લાગો કે હું પણ કસમ પરવરદીગારના લઈને કહુંછું કે એ હરગીઝ બનનાર નથી કે હું મારા મહેમાનને તારા સવાધીન કરૂં યાઅંને તારા હાથમા આપું કે તું તેને કંતલ કરે. જેવારે તકરાર વધારે થઈ તેવારે ઇબને ઝીઆદ મલઉંને એક લાકડી

હાનીના માથા ઉપર મારી જેથી હાનીનું માથું ફાટી ગીઊં અને તેમાંથી ખુન જારી થીઊં, હાનીએ ચાહીઉં કે મેઆનથી તલવાર ખેંચીને મારૂં, એટલામાં ઇબને ઝીઆદના ગુંલામોએ તેને પકડીને કંએદ કરી લીધા.

રાવી લખેછે કે જેવારે આ ખંબર હજંરત મુસંલિમને પોંહોંચી તેવારે હુકમ કીધો કે જે લોકોએ મારી બઇઅંત કબુલ કીધી છે તે સઘલા જમા થાઓ. જેવારે કુફીઓ બેવફા જમા થીઆ તેવારે આપ ઘરથી બાહાર નીકલેઆ, અને ઇબને ઝીઆદની હવેલીની તંરફ ચલેઆ. તે મલઉંન (૫૦) પચાસ માણસ લઇને દારૂલ અમારામાં હતો. તે વખંત તે મંલઉંને શીસ બીન રબીઅંને, અને શીમ રઝીલ જોશનને અને બીજા સરદારોને બાહાર મોકલેઆ કે મુસલિમની સાથે જે માણસોછે તેને કોઈ મકર હીલાથી પાછા ફેરવો. જેવારે મલાઈંનો બાહાર આવેઆ તો મુસલિમની સાથે જે જમીઅંત થાઅંને માણસો હતા તેને પોતાન મકરો હીલા અને શએતાની ખસલતથી હજંરત મુસલિમથી જુદા કીધા અને કુફાના અશરાફને કહીઉં કે કોઠા ઉપર જાઇને સઘલાથી કહો કે અમીરે કસમ ખાધીછે કે જે કોઇ મુસલિમના સાંથથી જુદા નહીં થાસે તો તે બેગુનાહને પણ ગુનાહગાર ઠેરાવીને કંતલ કરીસ, અને તેનાં અહેલે અંયાલને અહેલે શામને વેંચી નાખીસ. કુફીઓ બેવફાઓએ જેવારે આ વાત સાંભલી તો વીસ [૨૦] માણસોથી વધારે હજંરત મુસલિમની સાથે ન રહેઆ.

રાવી લખેછે કે જેવારે હજંરત મુસલિમ કુફીઓના મકરથી વાકીફ થીઆ તેવારે એક મસજીદમાં ગીઆ કે નમાઝં પડે. ત્યાં આપે મગંરીબની નમાઝં પડી ને ફારેગં થીઆ તેવારે આપની સાથે કોઇ પણ ન હતું, હજંરત મુસલિમ એકલા ચાલેઆ જતા હતા, નાગહાં એક અવરતના દરવાઝં ઉપર પોંહોંચેઆ, કે જેનું નામ તંવઆં હતું, અને તે પોતાના દરવાઝં ઉપર ઉભી હતી, તેને આપે ફરમાવી ઊં કે થોડું પાણી મને પીવરાવો. તંવઆ પાણી લાવી, અને હજંરત મુસલિમે

પીધું, અને જરાક વાર ત્યાં બેસી ગીઆ. તવઆ કહેવા લાગી કે અએ બંદે ખુંદા તમો તમારા ઘરે જાઓ કે આ શેહેરમાં મુનાદીછે, જેથી યાંહાં તમારૂં રહેવું મુનાસીબ નથી. હઝરત મુસલિમ કહેવા લાગા કે હું આ શેહેરમાં ઘર રાખતો નથી અને હું મુસાફિરછું, અગર તમો આજે મને તમારા ઘરમાં બેસવાની જગા આપો તો કયામતને દીને હઝરત રસુલિલ્લાહ સલ્લલ્લાહ અલ ઇહે વ આલેહી તમોને જગા આપસે. તવઆ કહેવા લાગી કે આપ કોણછો? આપ કહેવા લાગા કે હું મુસલિમ બીન અકીલછું, કુફીઓએ મારાથી દગો કીધો. આ સાંભલીને તવઆ હઝરત મુસલિમને પોતાના ઘરમાં લઈ ગઈ, અને મેહેમાન કરી રાખેઆ.

રાવી લખેછે કે જેવારે તે તવઆનો દીકરો આવેઓ અને હઝરત મુસલિમના અહેવાલથી વાકીફ થીઓ, અને જેવારે ફજર થઈ તેવારે તે મલઉન ઈબને ઝીઆદને જઈને મુસલિમની ખબર આપી. ઈબને ઝીઆદ મલઉને મહમંદ બીન અસઅસને (૭૦) સીતેર માણસ આપીને હઝરત મુસલિમને પકડવાને મોકલેઓ. જેવારે હઝરત મુસલિમે ઘોડાના પગોના આવાજ સાંભલેઆ તેવારે ફરમાવા લાગા "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઈલયહે રાજેઉન" અને પોતાની તલવાર લઈને ઘરથી બાહાર નીકલેઆ, બાહાર આવીને તે કાફીરો ઉપર હમલો કીધો, ઘણાંકોને જહન્નમ વાસલ કીધા. અને સુજાઅત અને કુવ્વત હઝરત મુસલિમની યાહાં સુધી હતીકે જે શખસની કમ્મર પકડીને ફેંકતા હતા તે કોઠા ઉપર જઈ પડતો હતો. એટલામાં બકર બીન ઈમરાન મલઉને એક તલવાર મારી કેજેથી હઝરત મુસલિમનો નીચેનો હોઠ કપાઈ ગીઓ. અને હઝરત મુસલિમ જે તરફ હુમલો કરતા હતા ત્યાં કોઈ તાબ લાવી સકતું ન હતું. આખર જેવારે મલઉનો આજીજ થીઆ તેવારે કોઠા ઉપર ચડીને પથરાઓ મારવા લાગા, યાંહાં તલક કે ગોયા પથરનો વરસાદ વરસતો હતો, અને એક મલઉન પાછલથી આવીને

એક નેજાં મુસલિમને મારેઆ કે જેથી આપ પડી ગીઆ, અને તે કાફીરોએ હુજુમ કરીને આપને પકડી લીધા. હજરત મુસલિમ અલઈહિસ્સલામ રોતા હતા, અને કહેતા હતા, "ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલઈહે રાજેઉન." લોકોએ પુછીઉ કે અએ મુસલિમ કેમ રોવોછો? આપ ફરમાવા લાગા કે હું મારા વાસતે નથી રોતો, પણ મારૂં રોવું હજરત ઈમામ હુસેન અલઈહિસ્સલામને માટેછે, કે અગર જો આપ યાંહાં આવસે તો આ કુફીઓ આપની સાથે પણ આવી રીતે બેવફાઇ કરસે.

રાવી પુરગમ બયાન કરેછેકે જેવારે હજરત મુસલિમને ઈબને જીઆદ મલઉજના નજદીક લઇગીઆ, તેવારે તે મલઉને કહીઉં કે અએ મુસલિમ, જમાનાના ઇમામ પર યાગીને યજીદ ઊપર સા વાસતે ચડાઇ કરી હતી? હજરત મુસલિમ અલઈહિસ્સલામ ફરમાવા લાગા કે તું ખોટું બોલેછે? જમાનાના ઈમામ, હુસેન ઇબને અલી અલઈહિસ્સલામછે, અને યજીદ તો ફાસિક અને ફાજરછે. તે મલઉને બકર બીન ઈમરાનને હુકમ કીધો કે એને કોઠા ઉપર લઇજા અને કતલ કર. તે મલઉન હજરત મુસલિમને કોઠા ઉપર લઇગીઆ, તે વખત હજરત મુસલિમ અલઈહિસ્સલામ, હમદ અને સના ખુદા તાઆલાની કરતા હતા અને સલવાત પડતા હતા કે તે મલઉને આપને શહીદ કીધા. "ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલઈહે રાજેઊન."

## નુહો.

કુફેમેં જુંહી મુસલિમે મજલુમકો મારા, — અફસોસ સદ અફસોસ;
હર એક મલક રોકે ફલક પરસે પુકારા, — અફસોસ સદ અફસોસ. ૧
કહેતેથે કે થા નામે હુસેન ઈબને અલીકા, — ઉસ વકત જબાં પર;
સર જાલીમે બે પીરને જબ તનસે ઉતારા, — અફસોસ સદ અફસોસ. ૨

કહેતાથા મુસાફિર વોહ કે યા હઝરતે શબ્બીર, જાતાહું જહાંસે;
વલ્લાહ કે મયસ્સર નહીં દીદાર તુમ્હારા, અફસોસ સદ અફસોસ. ૩

ઈન કુફીયોંને યા શહેદી મુઝસે દગાકી, બુલવાકે વતનસે;
બીન સર કટે ઇસ વક્ત નહીં અબ મુઝે ચારા, અફસોસ સદ અફસોસ. ૪

હાનીને ફકત સાથ દીયા હય મેરા ઇસદમ, ઔર જાન ફીદા કી;
ઔર મુનહરફ ઇસ શહેરમેં યેહ કુફ્રાહય સારા, અફસોસ સદ અફસોસ. ૫

દો લડકે જો હમરાહ મયેં લાયાથા વતનસે, ક્યા ગુઝરેગી ઉનપર;
હોવેગા મેરા કતલ યેહ કીસ તરેહ ગવારા, અફસોસ સદ અફસો. ૬

મુસલિમકો મુહબ્બતથી શહેદીંસે તગાફિલ, થા ઉસકે જબાંપર;
દુનીયાંસે ચલા હઝરતે શબ્બીરકા પેઆરા, અફસોસ સદ અફસોસ. ૭

## મજલીસ ૧૦ મી.

સલ્લલ્લાહુ અલયકા યા અબા અબદિલ્લાહે,
સલ્લલ્લાહુ અલયકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆકા યા લયતનાં,
કુનતા મઆકુમ ફ અફુઝાં ફવઝન અઝીમા.

## પેશખ્વાની.

અય ફલક મુસલિમકે બેટે બેસરો સામાંન હય,
હય ગઝબ બીન બાપ માંકે હયગે ઔર નાદાન હય. ૧

એકતો દરદે યતીમી દુસરા હય ખૌફે જાન,
તીસરા કયદે સીતમમેં વોહ બોહોત હયરાન હય. ૨

આહ સેહેરામેં ફીરે હએં પીટતે રોતે હુએ,

ક઼ૈદ ખાનેમેં ગએ હમ દરદ વોહ ગીરયાંન હએ. ૩

હાથમેં હારસકે આએ હએં ફલક ઈનસાફ કર,

મિન્નતેં કરતે હએં ઊસકી ઔર વોહ લરજાંન હએ ૪

કહેતે હએં જ઼ુલફેં હમારી મુંડ કરતું બેચ ડાલ,

ક઼તલ મતકર હમકો હમ શેરે ખ઼ુદાકી જાન હએ. ૫

ઉસકી ઔરતસે યે કહેતે હએંગે રોકર દરેગ,

હમકો ઈસદમ તું બચાલે હમ તેરે મહેમાન હએ. ૬

ઔર વોહ બે રહેમ કુછ સુનતા નહીં ઉનકા કહા,

તાઅંમએ તલવારે જ઼ાલીમ હોરહી ઇસ આન હએ. ૭

હાએ કુછ બનતી નહીં ઉનકો કરે ક્યા વોહ ગ઼રીબ,

ફસગએ જ઼ાલીમકે હાથોં વોહ જીગર બીરીયાંન હએં. ૮

બસ અંતા તાક઼ત નહીં સુનનેકી હક઼ દેવે જ઼જ઼ા,

મુશકલીં મુશકલ કુશાસે સબ તેરી આસાંન હએ. ૯

---

# રિવાયત મજલીસ દસમીની.

---

અએ મોહીબ્બાને અહેલેબએત, હજ઼રત ઈમામ જાઅફરસાદિક અલયહિસ્સલામથી રીવાયતછે કે હજ઼રત ઈમામ જ઼ેનુલ આબેદીન અલયહિસ્સલામ, આક઼ા હુસેન અલયહિસ્સલામના ગ઼મમાં ચાલીસ (૪૦) વરસ રોએઆ, અને દીવસના રોજ઼ા રાખ઼તા હતા, અને રાતના ઇબાદત હક઼ તાઆલાની કરતા હતા, અને જ્વારે આપનો ગ઼ુલામ રોજ઼ો અફતાર કરવાને જમણ યા પાણી લાવતો

હતો, અને કહેતો હતો કે યા મૌલા અફતાર કરો. આ સાંભલીને આપ રોતા હતા અને ફરમાવતા હતા કે હું કેવીરીતે આ જમણ જમું કે રસુલે ખુંદાના ફરજંદ ભુખેઆ મારેઆ ગએઆ, અને હું કેવી રીતે પાણી પીઉં કે રસુલે ખુંદાના ફરજંદ પેઆસા શહીદ થીઆછેં, એ પરમાણે કહીને યાંહાં સુધી રોતા હતા કે જમણ અને પાણી સઘલું આપના આંસુથી તર થઇ જાતું હતું.

અએ એખવાનો ઇમામ જાઅંફરસાંદિક અલેહિસ્સલામ ફરમાવેછે કે એક દીવસ આકાં અંલી જંએનુલઆંબેદીન, આપના આજાંદ કરેલા ગુંલામની સાથે જંગલની તંરફ તશરીફ લઈ ગીઆ, ત્યાં એક સરખી જંમીન ઊપર આપે સીજદો કીધો અને રોવા લાગા. ગુંલામે અંરજં કીધી કે યા મવલા આપનું રોવું કેમ ઓછું થાતું નથી? આપ તે ગુંલામંને કહેવા લાગા કે વાએ હોજો તારા ઉપર કે હજંરત યાઅંકુબ પએગંમબરના (૧૨) બાર દીકરા હતા, અને તેમાંથી ફકત એક ગુમ થઈ ગીઓ હતો તો તેના ગંમથી આપ એટલા રોએઆ કે બાલ સફેદ થઇ ગીઆ હતા, અને આપની પીઠ પણ ગંમના બોજાથી વલી ગઇ હતી, અને આપની આંખોમાંથી પણ રોશની જતી રહી હતી, એટલુ છતાં કે યુસફ હજી જીવતા હતા. અએ ગુંલામ મારી આંખોના સાંમે સીતેર (૭૦) માણસો મારા અક રૂબા અને અહેલે બએત અને અસંહાબે વફાદાર, સઘલા કરબલાના સંહેરામાં ભુખેઆ અને પેઆસા કંતલ થીઆ. હવે અએ ગુંલામ મારૂં રોવું કેવીરીતે ઓછું થાએ.

# મજલીસ દસમી.

માઅંશરલ મોઅમેનીન, ગંમ વ અલમની હીકાયતના લખનારા રાવીઓ રીવાયત કરેછે કે હજરત મુસલિમ બીન અંકીલની શાહાદતના બાદ કેટલાક હરામજાદાઓએ પીસરે જીઆદને કહીઉં કે હજરત મુસલિમ ઇબને અંકીલના બે સાહેબજાદાઓછે કે જેના હુસનથી મહેરોમાને યાઅંને ચંદરમાને પણ તાબ નથી, અને વલી તેઓની નવી સીનનો શેહેરો, લાલ યાકુત અને હીરાઓથી પણ નથી નીકલતો, તે શહેજાદાઓ આ શેહેરમાં કોઈ ઠેકાણે છુપી ગીઆછે.

રાવી લખેછે કે જેવારે મલઉંને આ વાત સાંભલી તેવારે ઘણો ખુશી થઈ ગીઓ, અને પોતાના અરકાને દવલતને કહેવા લાગો કે જલદી મુનાદી કરો, અને આ અહેવાલથી હરેક નાના મોટાને આગાહ કરો કે અગર કોઈના ઘરમા તે યતીમ બેકસ છુપેલા હોએ, તો આ વાત સાંભલવાથી તે માહેલકા ફરજંદોને લાવીને દારૂલ ઈમારતમાં હાજર કરે. અગર મારા આ હુકમને તેણે નહીં સાંભલીઉં તો ખુદા જાણેછે કે તેને તેના બાલબચ્ચાં સહીત કતલ કરીસ, અને તેનું આખું ઘરબાર બાલીને ભસમ કરીસ.

રાવી જાનસોજ લખેછે કે હએ હએ અફસોસ સેદ અફસોસ મુસતરાના બવનીહાલ, અને મુરતજાના ગુલે બુસતાન તે બેઊ શહેજાદા કાજી શરઈના ઘરમાં છુપેલા હતા. જેવારે કાજીએ આ ખબર દહેશતનાક સાંભલી તેવારે આપે તે બેઊ શહેજાદાઓને પોતાની પાસે બોલાવેઆ, અને તે કાજી એક હાએ મારી યહાં સુધી રોએઆ કે રોતાં રોતાં ગશ આવી ગીઓ. જેવારે તે કાજી હોશમાં આવેઆ તેવારે તે બેઊ શહેજાદાઓએ પુછીઉં કે અએ કાજી સાચું બોલો કે તમો અમને જોઈને એવી રીતે સા વાસતે રોયા. આહા એવો મુસીબત ભરેલો

હાદીસો અમારા ઉપર વલી શું પડયો, અરે કાઝી આ તારી ગીરયા વ ઝારીના સીલ ગમથી અમો બેકસોની આતશે હસરત નહીં ભડકાવ; એવી રીતના તારા રોવાથી અમો સીતમ રસીદાના દીલે ગમગીનને નહીં બાલ. કાઝીએ ચાહીઉ કે વાતને ઝબત કરૂં લેકીન નહીં કરી શકેઓ.

જો ચેહી ચાહે હએ કરૂં મએં આહ વ ઝારી ઝબતસે,
દીલ કહે હએ હો ગયા મએં તંગ ટુક ફરીઆદ કર.

# મુસલિમના શહેજાદાઓનું કાફીલાથી જુદા પડવાના બયાનમાં.

રાવી જાનસોઝ યતીમોના માજરાને એવીરીતે લખેછે કે તે કાઝી કહેવ લાગો કે અય અહેલે બએતના આંખોની રોશની, તમારા પીદર બુઝરૂગવાર, બાવા સાહેબે આ દુનીઆથી હયાતનો લીબાસ ઊઠાવેઓ, અને દારૂલ બકાની તરફ કુચ કીધી, અને બુલબુલની માફક તેના રૂહે, કાલીબે અનસરી મુકીને બાલે શાહાદતની તરફ પરવાઝ કીધો, હવે ગુલશને જનતમાં પોતાનો આસતાન બનાવેઓ. હકસુબહાનહુ વ તાઆલા તમને સબર બખશે અને તમારો હાફીઝ અને મદદગાર રહે.

રાવી પુરગમ બયાન કરેછે કે જેવારે તે શહેઝાદાઓએ આ વાત સાંભલી તેવારે આપમાં ન રહેઆ, ગશ ખાઇને ઝમીન ઉપર પડી ગીઆ. જેવારે હોશમા આવેઆ તેવારે માથા પરથી અમામા ફેકી દીધા, અને પોતાના ગીરેબાન ફાંડી નાખેઆ, અને હાએ બાબા, વાએ બાબા કરીને પુકારવા લાગા.

તે શાહેજાંદાઓની આ હાલત જોઇને કાજીની આંખમાં પણ આંસુની ધાર ચાલી, પછી તે શાહાજાંદાઓને તસલી આપીને કહેવા લાગો કે અઈ યતીમો, અઈ મજલુમો, અઈ બીચારાઓ, અઈ સીતમ રસીદાઓ, આ વખત ગીરયા વ જારી કરવાનું નથી, સબર કરો, મેં એક તદબીર ઠેરાવીછે કે તમને કોઈ પણ તરતીબથી મદીના મુનવરમાં મોકલાવી દઉં, અને આ જફાકારોના શેહેરથી તમને બાહાર કાહાડું. આખર કાર તે કાજીએ એક એક શાહેજાંદાની કમરમાં (૫૦) પચાસ પચાસ દીનાર બાંધીને પોતાના દીકરાને કહીઉં કે અઈ બેટા આ બેઉ સાહેબજાંદાને તમારી સાથે લઇજાઓ અને આ કારવાન જે મદીના તરફ જાએ છે તેમાં પોહોંચાડી આવો.

રાવી પુરગમ બયાન કરેછેકે તે કાજીનો દીકરો આ બેઉ મજલુમો, યતીમો, અને સીતમના રસેલાઓને પોતાની સાથે લઈને રવાનો થીઓ, પણ હઈ હઈ અફસોસ સદ અફસોસ, તે કાફેલો ત્યાંથી કુચ કરી ગીઓ હતો, લેકીન કંઈક નીસાની તેની નજર આવતી હતી. ઈતેફાક રસતામાં તે કાજીના દીકરાએ બેઉ શાહેજાંદાઓથી અરજ કરીકે અઈ યતીમો અને વતન આવારો, હવે જલદી તમારા કદમ ઉપાડીને પેલા કાફેલાથી જાઈ મલો. તે બીચારા હઈબતના મારેઆ, તેનાથી જુદા થીઆ, અને પેલા કાફેલાની તરફ ચાલેઆ, હજી જરાક રસતો ચાલેઆ ન હસે કે તે કાફેલાની નીશાની જે દેખાતી હતી તે પણ ગએબ થઇ ગઈ. હએ હએ આ બેઉ ભાઇ રસતો ભુલી ગીઆ, અને અહીઆંથી ત્યાં ને ત્યાંથી અહીઆં ભટકવા લાગા, એટલામાં કોટવાલ જે કેટલાક પેઆદા લઈને શેહેરમાં ફરી રહેઓ હતો તેને એ બેઉ ભાઇઓ ભેગા થીઆ તે કોટવાલે ઓલખેઆ કે આ બેઉ મુસલિમના શાહેજાંદાઓછે, ત્યાંજ બેઉને બાંધેઆ, હાથમાં હથકડી અને પગમાં બેડી અને ગલામાં તોક પહેરાવીને પીસરે જીઆદની પાસે લઇ ગીઓ. તે મલઉન પીસર જીઆદ હુકમ કીધો કે આ બેઉને બંદીખાનામાં કએદ કરો.

# અહેલેબએતના મોહીબનો અહેવાલ.



માઅઁશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅત, રાવી બયાન કરેછે કે તે બંદીખાનાનો દારોગો એક મરદ સાંહેબે ઈમાન અને અહેલેબએતનો દોસત હતો અને તેનું નામ મશકુર હતું, અને તે ઘણોજ દેઆનતદાર અને પરહેજગાર હતો. તેણે તે બેઉ સાંહેબજાંદાઓને એક સારા મકાનમાં રાખેઆ, ખાણું ખવડાવીઉં અને પાણી પીવરાવીઊં. જેવારે એક પોહોર રાત ગુજરી તેવારે એ બેઉ યતીમો દરદો ગમના ગીરફતારોને કૈદ ખાનાથી બાહાર કાહાડીને કાદસીઆનો રસ્તો દેખાડેઓ, અને કહેવા લાગો કે અએ સાંહેબજાંદાઓ આ મારી અંગુઠી લેઓ અને ત્યાં મારો એક ભાઇછે તેને મારી તરફથી સલામ કેહેજો અને તેને આ અંગુઠીની નીશાની આપજો તો તે તમને ઘણી ચોકસીથી મદીને પોંહોંચાડી દેસે.

રાવી જાનસોજ લખેછે કે તે સાંહેબજાંદાઓએ અંગુઠી લીધી અને એકતો નાની ઉમર વલી યતીમીનો લીબાસ પોતાના બદન ઉપર પેહેરીને તે જંગલ બયાબાનની તરફ રવાના થીઆ, હએ હએ અફસોસ સદ અફસોસ થોડુંક ચાલેઆકે પાછો રસ્તો ભુલી ગીઆ. જેવારે સવારનો તારો ચમકેઓ, અને જહાનને રોશની આપનાર સુરજ નીકલેઓ તેવારે પીસર જીઆદને ખબર થઈ કે મશકુરે હજરત મુસલિમના બેટાઓને કૈદખાનાથી નસાડી દીધા, તરતજ તેને બોલાવીને પુછવા લાગો કે સા વાસતે તુંએ એ યતીમોને નસાડેઆ? અને મારો ખોફ પણ ન કીધો? તેણે કહીઉં કે અએ મરદુદ જે શખસ પોતાના ખુદા અને રસુલથી બીહેછે તે કોઇ મખલુકનો વલી કયારે તરસ કરેછે? વલી આ કારે ખએર સીવાએ મેં જનાબ મુહમંદ મુસતફા, અને અલીઅલ મુરતજા,

અને શર્તૈમતજંજંહેશને ખુશી કીધા. આ કલામ સાંભલીને તે બદઅંજામ, વલદલ હરામે લોકોને હુકમ કીધોકે એને બાંધીને પાંચસો કોડા મારો.

રાવી પુરઅંમ બયાન કરેછે કે જેવારે મશકુરને પેહેલો કોડો મારેઓ તેવારે મશકુરે કહીઉં કે "બીસમિલ્લાં હિર્રહમાન નિર્રહીમ" જેવારે બીજો કોડો મારેઓ તો કહેવા લાગો કે ખુદાવંદા હું ગવા રાખું છૂં તમને, તારી ઈનાયતથી તું મને સંબર જમીલ અંતા ફરમાવ. જેવારે ત્રીજા કોડાની વારી આવી તો કહીઉં કે ખુદાવંદા ઝવાં રેહેજે મારો કે મને મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહ અલયહે વ આલેહી વ સલમના ફરજંદાની દોસતીમાં મમે મારેછે. ચોથા કોડાના વખતમાં બોલેઓકે બારે ખુદા યા મને બખશજે. પાંચમો કોડો ખાઈને કહેવા લાગોકે યા અલ્લાહ મારો હશર હજરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહ અલયહે વ આલેહીની સાથે હોજો. ગરજં એટલા સુધી કોડા મારેઆકે તમામ ગોશત અને પોસત રૂઈની મારફક ઉડવા લાગો. જેવારે તેને તખતાથી ઉતારેઓ તેવારે જાન બહક તસલીમ થીઓ. રહેમતહોએ ખુદા તાઆલાની એ હાની ઉપર.

માઅંશરલ એખવાનો નબી અલ ઇમાનો રાવી લખેછે કે તે બેઉ શાહેજાદાઓ આખી રાત શેહેરના અતંરાફ ફરેઆ, જેવારે સુબાહ નજદીક થઇ તો એક ખજુરીના બાગમાં જાઈ બેઠા ત્યાં એક મોહોટો તલાવ જોયો, તેના કીનારા ઉપર એક દરખતની જડમાં જાઇ બેઠા. જેવારે દીવસનો ત્રીજો પોહોર થીઓ તેવારે એક હબશણ લૌંડી હાથમાં આફતાબો લઇને તે ઝાડની પાસે આવી, અને તે બેઉ શાહેજાદાનો અંકસ પાણીમાં જોઈને ઘબરાઈ ગઇ, રોઈ રોઈને કહેવા લાગી કે અએ સાહેબજાદાઓ તમો કોણછો? અને યાંહાં સા વાસતે એવા હએરાન અને પરેશાન બેઠાછો. આ વાત સાંભલીને તે યતીમ આંખોમાં આંસુ ભરી લાવેઆ, અને કહેવા લાગા કે અએ લૌંડી તું અમારા દોસતદારોમાંથીછે યા બદખ્વાહો માંથીછે, યાર વફાદારછે યા દુશમન જફાકારછે. તે લૌંડીએ અરજ કીધી કે હું

અહેલે બએતે રીસાલતની લોંડીઓમાંથી એક કનીઝેક વફાદારછું, અને જનાબે ફાતેમાના ફરજંદોપર દીલોજાનથી નીસાર અને કુરબાનછું. આ વાતને સાંભલીને તે બેઉ સાહેબજાંદાઓ કહેવા લાગા કે અમો બેઉ ભાઇ હજરત મુસલિમ ઈબને અકીલના ફરજંદ દીલબંદ છીએ, હાએ સું વાત કહીએ. આ વાતના સાંભલવાથી તે લોંડી એઓના પગપર પડી ગઈ, અને કહેવા લાગી કે અએ શાહેજાદા મારા સીવાએ મારી બીબી પણ તમારા ખાનદાનપર જાન નીસાર કરેછે, હવે તમો મારા ઘરે ચાલો અને આરામ કરો.

હાસેલ કલામ રાવી લખેછેકે તે લોંડી બેઉ સાહેબજાંદાઓને ઘરે લઈગઇ, અને આ વાતથી બીબીને આગહ કીધી. તે બીબી નેકબખત ખુશીના મારે પોતામાં ન રહી, તે બેઉ શાહેજાંદાઓ યતીમોને છુપાવીને એક હુજરામાં લઈગઇ, અને ત્યાં ખાંણું ખવરાવીઊં, ને પાણી પીવરાવીઉં, અને નરમ નરમ બીછાના ઉપર સુવરાવેઆ. હફ હફ હનુજં કંદરે વખંત ન ગુજરેઓ કે તે બીબીનો શવહર હારસ મલઉન આવેઓ. તે બીબીએ પુછીઉં કે સાહેબ આજે એટલી વાર સુધી તમો કાંહાં હતા? તે મલઉન કહેવા લાગો કે અફ બીબી આજે પીસરે જીઆદે હુકમ કીધો હતો કે મુસલિમના ફરજંદોને જે કોઇ દારૂલ ઈમારતમાં લાવસે તેને ઘોડો તેના સાજ સહીત ઇનામ આપીસ, અને વલી આલી મરતબા ઉપર પોંહોંચાડીસ. મેં તેની જુસતજુમાં એટલા સુધી ઘોડ ધુપ કીધી કે મારો ઘોડો સકંત થઈ ગીઓ અને હું પણ કરીબે હલાકત પોંહોંચેઓ, મગર તે નહીં મલેઆં.

રાવી જાનસોજં લખેછે કે આ વાત સાંભલીને તે બીબીએ કહીઉં કે અફ કાફિર ખુદાથી ડર, અને રસુલે ખુદા જે આખરી જમાનાના પએગંમ્બરછે તેની શરમ કર, તને હજરત મુહંમદ મુસતફાના ફરજંદોથી સું કામછે, જમણ જમો અને આરામ કરો. તે મલઉન બેચાર નીવાલા ઝટપટ જમીને સુઈ રહેઓ.

રાવી પુરગંમ બયાન કરેછે કે જેવારે એક પોહોર રાત ગુજરી તેવારે મોટા

ભાઈ મુહમ્મદની આંખ ઉઘડી ગઈ, તેવારે નહાના ભાઈ ઈબરાહીમથી રોઈ રોઇને આ વાત કહી. અએ ભાઈ જલદી ઊઠો હવે યકીનછે કે આપણને પણ મારસે, અને તલવારના પાણીથી શહાદતનો જામ પીવરાવસે, સા વાસતે કે મેં હમણાંજ સપનું જોયુંછે કે આપણા બાવા સાહેબ, મુહમ્મદલ મુસતફા, અને અલી અલ મુરતઝા, અને ફાતેમતઝઝેહેરા, અને હસનલ મુજતબા અલયહિસ્સલામની સાથે બેહેશત બરીનમાં ફરેછે, એટલામાં જનાબ રસુલે ખુદાએ મને જોઇને ફરમા વીઉં કે અઈ મુસલિમ તારા દીલે આ તારા ફરઝંદોની જુદાઈ કેવી રીતે ગવારા કરીછે? બાવા સાહેબે અરજ કીધી કે યા રસુલિલ્લાહ હમણાં આ બેઉ મારી પાછલ આવી પોંહોંચસે. આ વાત સાંભલીને ઈબરાહીમ જે નાનો ભાઇ હતો તેણે પણ કહીઉં કે ખુદાના કસમ મેં પણ એજ સપનું જોયુંછે જે તમોએ કહીઉં. એટલી વાત કહીને તે બેઉ ભાઈ એકબીજાના ગલામાં હાથ નાખીને રોવા લાગા. હએ હએ તેઓનો આવાજે સાંભલીને તે કાફીર નાતરસ પણ ઉઠી બેઠો અને કહેવા લાગો કે જલદી બતી રોશન કરો? એટલું કહીને પોતેજ ઉઠેઓ અને બતી લઇને તે હુજરામાં ગયો. હઈ હઈ તે સાહેબઝાદાઓને જોઈને પુછવા લાગો કે તમો કોનછો? કાંહાંથી આવેઆછો? તે યતીમોએ કહીઉં કે અમો મુસલિમ ઇબને અકીલના બેટા છીએ. આ વાત સાંભલીને તે મલઉન ખુશી થીઓ અને કહેવા લાગો.

## બએત.

યારથા ઘરમેં જહાંકે ગીરદ મએં ફીરતા રહા,  
તીશનાલબ જગમેં ફીરા કુનેમેં મેરે આબથા.

વાવયલા તે સીતમગર સંગદીલે કંઈ રહેમ ન ખાધી, એવીરીતે તમાંચા મારવા લાગો કે ગુલાબ જેવા તેઓના ગાલોને નીલા કરી નાખેઆ; અને પછી

એક કોઠડીમાં બંદ કીધા. જેવારે સુંબાહ થઈ તેવારે ઢાલ તલવાર લઇને ઘોડા ઉપર સવાર થીઓ અને તે બેઉ યતીમોના જુલફ બાંધીને પગેથી ચલાવતો ચલાવતો ફીરાતના કાંઠાં ઉપર લઈ ગીઓ. તેની પાછલ તેની બીબી, અને ગુંલામ, અને તેનો દીકરો એ પણ જાઈ પોંહોચેઆ. મલઉંને ચાહીઉં કે તે બે માંથી એકને કંતલ કરે કે તેની બીબી તેની પાસે દોડી ગઇ અને અંરજં કીધી કે ખુંદાના વાસતે એઓને ન માર, ખુંદાથી ડર, રસુલે ખુંદાના ફરજંદની શરમ કર, હફ હફ તે પાક દામન બીબી તે મલઉંનના પગ 'પર માથું મુકીને આ બએત કહેતી હતી.

# મસનવી.

બેદાદ નકર તું ઇનકે ઉપર, કર લુતફ બસાને મહેરે માદર.
બેકસ હએ યે બેનવા બીચારે, હએ અપને વતંનસે યે આવારે.
ઇતના ન સીતમ તું ઇનપે કરના, બસ આહ વ ફીગાંસે ઇનકે ડરના.
દુખીયોં કી ન ઇતની બદ દુઆં લે, યે આગ ઘડીમેં જગ જલા દે.

એટલામાં તે કાફીરે તે બીબીને જંખમી કીધી, અને પોતાના ગુંલામને કહેવા લાગો કે આ શમશીર આબદાર લે અને આ બેઉને કંતલ કર. ગુંલામે નહીં માનીઉં. તે મલઉંને ચાહીઉં કે એને પણ હલાક કરૂં, એક તલવાર એવી મારી કે કાકડીની મારફક તેનો હાથ ઉડીગીઓ, ગુંલામને ગશ આવેઓ. જેવારે તેના છોકરાએ જોયું કે ગુંલામ મારો દુધ ભાઇ છે તેવારે દોડેઓ અને પોતાના બાપને કહેવા લાગો કે સું ગંજંબ કરોછો, મારા ભાઇને નહીં મારો. તે ખુંદા નાતરસે કહીઉં કે બસ અએ ફરજંદ અરજમંદ આ તલવારથી આ બેઉને માર, અને તેઓના માથા બદનથી જુદા કર. છોકરાએ કહીઉં કે વલ્લાહ આ બદઅંજામ કામ મારાથી હરગીજં બનનાર નથી. મલઊંને તેને પણ એક એવી તલવાર

મારી કે તેની અરવાહ બુલબુલની તરેહ રોઝે રિઝવાનન! તરફ પરવાઝ કરી ગઇ.

હએ હએ એવીજ રીતે નંગી તલવાર લઇને તે મલઉન બેઉ સાહેબઝાદાઓની પાસે આવેઓ. તે ગરીબ બીચારા બીહી ગએઆ અને કહેવા લાગા કે અમને નહીં માર, અમારા જુલફ યાઅને માથાના બાલ મુંડાવીને કોઇને પણ વેચી નાખ તો તારો મુદઆ પુરો થાસે અને તુંને ઘણો જર મલસે. તે મલઉન કહેવા લાગો કે હું તમને કતલ કરવા વગર હરગીઝ મુકનાર નથી. તેઓએ કહીઉ કે અમારી બેકસી અને યતીમી ઉપર રહેમ ખાઓ, કાફીરે કહીઉ કે મારા દીલમાં રહેમ બીલકુલ નથી. જેવારે તે યતીમો સીતમ રસીદાએ જોયું કે આ જાલીમ અમને મારવા વગર રહેસે નહીં તેવારે માયુસ થઇ, રોઇ રોઇને કહેવા લાગા કે અરે એટલી ફુરસત આપ કે અમો વઝુ કરીને નમાઝ પડીએ. હએ હએ તે મલઉને એ પણ માનીઉ નહીં, અને મોટા ભાઇની તરફ દોડઓ, નાના ભાઇએ કહીઉ કે અઈ કાફીરે બદકેશ અને અઈ સીતમગરે બદઅંદેશ પેહેલાં મને માર કે હું એનો દાગ ન ઉઠાવું. મોટા સાહેબઝાદાએ ફરમાવીઉ કે અઈ જાલીમે જફાકાર, અને અઈ કાફીરે નાહનજાર પેહેલાં મને માર કે હું મારા ભાઇને કતલ થએલો નહીં જોઉ. અને તેની બીબી આ હાલ ત્યાં ગશની હાલતમાં પડી પડી જાતી હતી, અને રોઇ રોઇને આ નુહો જબાનથી અદા કરતી હતી અને માતમ પણ કરતી હતી.

## નુહો.

હારસકી યેહ બીબીને કહા ઉસ ઘડી રોકર, અએ કાફીરે બેદરદ;
યેહ તીફલ હએ માઆંસુમ હએ ટુક રહેમ
કર ઇનપર, અએ કાફીરે બેદરદ. ૧

કયું ખેંચતા હએ જુલમોંકો ઇન બચ્ચોંકે હરદમ, કર ખોફ ખુંદાકા;
લેતા હએ વબાલ ઇનકા અબસ આજ તું સરપર, અએ કાફીરે બેદરદ. ૨
યેહ દરદે યતીમીમેં ગીરફ્તાર હુએ હએં, મરનેસે પીદરકે;
કયું ઇનકો દીખાતા હએ તું અબ ખેંચકે ખંજર, અએ કાફીરે બેદરદ. ૩
લાઝીમ હઇ તુઝે ઇનકી યતીમીપે કરે રહેમ, ઔર કતલસે બાઝ આએ;
હએં બુરજે વીલાયતકે યેહ દોનોં મહે અનવર, અએ કાફીરે બેદરદ. ૪
યેહ મર રહે હએં ગરદીશે અફલાકસે ખુંદહી, દમ ઇનમેં નહીં હએ;
હરદમ ન ડરા તુ ઇન્હે તલવાર દીખાકર, અએ કાફીરે બેદરદ, ૫
કુરતે ન ઉતાર ઇનકે નકર તુ ઇન્હે ઊરયાન, મત ખાંકપે બીઠલા;
બીસતરથા સદા ઇનકે લીએ દામને હએદર, અએ કાફીરે બેદરદ. ૬
ગુસ્સેસે નીકાલ ઇનપે ન તુ દીદએ પુર કેહેર, યેહ જાતે હએં સહેમે;
કાતીલ નહો ઇનકા કે યેહ હએ જાને પયમબર, અએ કાફીરે બેદરદ. ૭
દુનીઆ કે લીએ દીનકો તું હાથસે મતદે, યે બાત મેરી માન;
સમઝાતીહું દીલ સોઝીસે મએં દીલજલી રોકર, અઇ કાફીરે બેદરદ, ૮
અલકિસ્સા કીયા કતલ ઊનહે અઇસે સીતમસે, પથ્થર ન પસીજા;
હરચંદ વોહ કહેતી રહી બા હાલતે મુઝતર, અએ કાફીરે બેદરદ. ૯
અઇ હઇદરી યે ફએલે જબુ ઉસકા જો દેખા, ખલકતને ખુંદાકી;
હારસસે કહા કેહેર ખુંદાકા પડે તુઝપર, અઇ કાફીરે બેદરદ ૧૦

આખરૂલ અમર એવી આજીજી અને ઇનકસારી અને લાચારી અને બેકસી તે યતીમોની ઊપર પણ મલઊનને રહેમ ન આવી, અફસોસ સંદ અફસોસ તે મલઊન બેહયાએ પેહેલાં મોટા ભાઈ મુહમ્મદને શહીદ કીધા, અને તેનું નાઝનીન બદન દરીયામાં નાખી દીધું. તે બાદ નાના ભાઈ ઇબરાહીમને શહાદતનો જામ પીવરાવેઓ, અને તન મુબારકને દરીયામાં નાખી દીધો. ઇન્નાં લિલ્લાહે વ ઇન્નાં ઇલઇહે રાજેઉન.

# મજલીસ ૧૧ મી.

સંલ્લલ્લાહુ અંલઈકા યા અબા અંબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલઈકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અંલલ મુસતશહેદીના મઆંકા યા લઈતનાં,
કુનતા મઆંકુમ ફ અફુઝાં ફવજાંન અંઝીમા.

## પેશખ્વાની.

અઈ ફલક જીસદમ સંરઆરા શાહકા લશકર હુવા,
તીરે ઇબને સાઆંદ પહેલે શાહેદીપર સર હુવા. ૧

થે બહાતર તન રફીકો જાંનીસારે શાહેદીન,
જો ગયા મઈદાનમેં સો બીસમીલે ખંજર હુવા. ૨

બ્યાહ થા કાંસમ બનેકા ફતેંમા કુબરાકે સાથ,
વોહ બની બેવા હુઇ ઔર વોહ બના બેસર હુવા. ૩

હજંરતે અંબાસને લી મીશક પાનીકો ચલે,
હાએ જંખમી જબ વો ઇબને હઈદરે સંફદર હુવા. ૪

કટ ગએ શાનેથે પર દીલમેં નથા ખૌફો હીરાસ,
મીશકકા પાની બહા અંબાસ તબ મુજંતર હુવા. ૫

મર ગએ અંબાસ જબ આંદાને કી વાંહાંકી ખંબર,
તબ પકડ કર તેગ ઉનકે સામને અકબર હુવા. ૬

જબ ગીરા મઇદાનમેં ઘોડેસે અકબર હો શહીદ,

હાલે જેંઇનબ રોતે રોતે ઉસ ઘડી અબતર હુવા. ૭

શાહ બોલે અબ કંહીં જલદા શહાદત હો મેરી,

બીસમીલે તીરે એંદુ જબ શાહકા અસેંગર હુવા ૮

પુરનેં પુરનેં તન હુવા ઔર ખુંન સારા બહે ગયા,

ગીર પડા ઘોડેસે જબ બેતાબ વો સરવર હુવા. ૯

રૂહે જેંહેરા પીટતીથી ઉસઘડી બેઅખતીઆર,

જેંબહા સીજદેમેં ના હક હક સીખંતે પએગંમબર હુવા. ૧૦

અઇ એંતા અજેંબસકે હક તું તાઆંજીઆદારે હુસેન,

હામીએ મહેશર હક તેરા શાફીએ મહેશર હુવા. ૧૧

---

# રિવાયત મજલીસ અગીઆરમીની.

---

જનાબે રસુલે ખુંદા સલ્લીલ્લાહ એંલઇહે વ આલેહીએ ફરમાવીઉછે કે જે કોઈ શખંસ મારા હુસેન પર રોસે યા તો રોવડાવસે તે શખંસ ઉપર બેહેશત વાજેબ થાએછે. અઇ દોસતો અને અઇ મોહીબ્બાને જનાબે શહીદુશ શોહદા એંલઇહિસ્સલામ, આ મજલીસ શહીદુશ શોહદાના માતમનીછે, જે શખંસ તેઓની મુસીબત સાંભલીને રોસે તો બેશક તે ખુંદા તાઆંલાની નજેંદીક બખંશાઈ જાસે યાએંને તેનો છુટકારો થઈ જાસે.

માઅંશરલ મોઅમેનીન, મોઅમેનીનની જમાઅંત, રાવી લખેછે કે મવલાના, હુસેન એંલઇહિસ્સલામે મક્કાથી કરબલાની તરફ કુચ કીધી, તો રસતામાં જેંહીર બીન કેંઅસ આપના લશકરની પાસે પોંહોચેઓ, અને આપના ખંએમાથી દુર

તે ઉતરેઓ હતો. એક દીવસ જોહીર પોતાના ખઓમામાં બેઠો હતો, એટલામાં મવલાના અબુ હુસેન અલએહિસ્સલામે અલી આકબરને ફરમાવીઉં કે જોહીરને બોલાવી લાવો.

રાવી લખેછે કે જેવારે અલી અકબર જોહીરની નજદીક પોંહોંચેઆ અને પએગામ આકા હુસેનનો કહેઓ, તેવારે જોહીર ઘણો તાઅજુબ થીઓ. અફ એખવાનો જોહીરની બઈરીનું નામ દેલમ હતું તેણે કહીઉં કે સુબહાનલ્લાહ, રસુલે ખુદાના ફરજંદ તમને બોલાવે અને તમો જાવામાં તાઅમુલ કરો. જોહીર તેજ વખત આકા હુસેન અલઇહિસ્સલામની ખીદમતમાં ગયો અને ત્યાંથી ખુશી થાતો પાછો પોતાના ખેમામાં આવીને કહેવા લાગો કે મારો ખેમો ઈમામ હુસેન અલઇહિસ્સલામના લશકરમાં કરો; અને પોતાની બઈરીને કહેવા લાગો કે તમો તમારા અકરૂબામાં જાઓ કેમકે કદાચ મારા સબબથી તમને કાંઈ ઇજા ન પોંહોંચે, સાવાસતે કે હું ચાહું છું કે મારી જાન હજરત ઇમામ હુસેન અલઇહિસ્સલામ ઉપર ફીદા કરૂં.

રાવી લખેછે કે જોહીરની નેક બખત બઈરી આ કલામ સાંભલીને રોઈ અને કહેવા લાગી કે ખુદા તમને જજાએ ખએર દેજો, મગર મારી અરજ આછે કે કયામતના દીને મને હજરત ઈમામ હુસેન અલઇહિસ્સલામની પાસે યાદ કરજો. આખર જોહીરે તેને વીદાએ કીધી, અને પોતાના અસહાબોથી કહેવા લાગો કે મેં તમો સઘલાને રજા આપી, જેનું દીલ જ્યાં ચાહે ત્યાં ચાલેઓ જાએ. એટલું કહીને આપ હજરત ઈમામ હુસેન અલઇહિસ્સલામના લશકરમાં શામીલ થીઆ.

મોહીઆને હુસેન, હજરત ઈમામ જાઅફરસાદિકથી રીવાયતછે કે જેવારે આકા હુસેન અલઇહિસ્સલામ મનજલે ઊકબાથી નજદીક થીઆ, તેવારે આપના અસહાબોને કહેવા લાગા કે હું આ સફરમાં શાહીદ થાઈસ. અસહાબોએ અરજ

કીધી કે યા ઇબને રસુલિલ્લાહ, આપે કેવી રીતે જાણીઉં? હઝરત ફરમાવા લાગા કે મેં એક સપનું જોયુંછે કે કેટલાક કુતરાઓ મારા ઉપર હમલો કરેછે અને તે સગ યાએંને કુતરામાંથી એક સગ અબલક મોટોછે કે સઘલાથી પેશતર મારા ઉપર હુમલો કરેછે વાસતે હું જાણુછું કે જરૂર શહીદ થાઈસ તો પછી આ ઉમ્મતને જમાઅતની નમાઝ પડવાની તવફીક બહક ન મલસે. અને મારી બાદ બની હાશમ હમેશા મહેનત અને બલાઓમાં રહેસે જ્યાં સુધી કે કાયમ આલે મુહમ્મદ જાહેર ન થાસે.

અય એખવાનો ભાઈજાનો, રાવી જીગર સોઝ અને ગમ અંદાઝની હીકાયત કરનારા રીવાયત કરેછેકે હઝરત ઇમામ હુસેન અલય્હિસ્સલામ ઝીલહજની ત્રીજી તારીકે અને બાઝ કહેછેકે આઠમી તારીકે મક્કાથી કરબલાની તરફ રવાના થીઆ, જેવારે સુરાબમાં પોંહોચેઆ તો ત્યાં એક હઝાર સવારથી હુર બીન યઝીદ રયાહી આપની નઝદીક આવેઓ. તે દીવસે ગરમી નેહાયત ઘણીજ પડતી હતી. હુર આકા હુસેનની પાસે આવીને કહેવા લાગોકે "અસસલામો અલય્કા યા ઇબને રસુલિલ્લાહ વ રહેમતુલ્લાહે વ બરકાત." હઝરતે સલામનો જવાબ આપેઆ બાદ ફરમાવીઉં કે અય બંદે ખુદા તું કોણછે? હુરે કહીઉં કે હું હુર બીન યઝીદ રયાહી છું. આપ ફરમાવા લાગા કે અય હુર તમો મારી સાથે લડવા આવેઆછો કે મારી મદદ કરવા આવેઆછો? હુરે કહીઉં કે યા ઇબને રસુલિલાહ હું ખુદાના કસમ લઇને કહુંછું કે મને લડવા મોકલેઓછે, મગર હું ખુદાથી પનાહ માગુંછું, હવે તમો પાછા મદીને જાઓ, કેમકે યાંહાં તમને કતલ કરસે. ઇમામ હુસેન અલય્હિસ્સલામે ફરમાવીઉં કે મને કતલ કરવાની હું કાંઇ પરવા રાખતો નથી. હુરે કહીઉં કે મને ઇબને ઝીઆદ મોકલેઓછે કે હુસેનને મારી પાસે લઇ આવ. આપ ફરમાવા લાગા કે જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી હરગીઝ એ બનનાર નથી.

રાવી જાનસોઝં લખેછેકે હુરની સાથે મઝંકુર કલામ કરેઆ પછી આપ રવાના થીઆ, અને જ્યારે બીજી તંરફ જાવાનો ઈરાદો કરતા હતા તો રસતો ગું મ થઈ જાતો હતો, એમ કરતાં આખર કરબલામાં પોંહોંચેઆ. આપે પુછીઉ કે આ ઝંમીનનું નામ સું છે? લોકોએ અંરઝં કીધીકે આ ઝંમીનને કરબલા કહેછે. જેવારે આપે કરબલાનું નામ સાંભલીઉં તેવારે આપ રોયા, અને ફરમાવી ઉંકે આ કરબલાની ઝંમીન એવીછેકે યાંહાં અમારા ખુન થાસે. તે બાદ આપ ઘોડા ઉપરથી ઉતરેઆ અને અહેલેબઅતોને માટે ખંએમા ઉભા કીધા.

રાવી લખેછે કે જેવારે આ ખંબર ઈબને ઝુંઆદને પોંહોંચી તેવારે તે મલઉંને ઉંમર ઈબને સાઅંદ મલઉંનને અને શીમર ઝુંલજોશન, લાઅંનત હોએ ખુંદાની એ શીમર ઊપર, તેને (૩૦૦૦૦) ત્રીસ હઝાંર સવાર અને પેઆદા સાથે આપીને મોક લેઆ. અને ઉંમર બીન હુજાઝં મલઉંનને (૫૦૦) પાંચસો માણસથી દરીઆએ ફીરાત ઊપર રાખેઆ કે ઇમામ હુસેનના લશકરમાં પાણીનો એક ટીપો જાવા નહીં પામે. હઝંરત અંબાંસ અંલીએ હઝંરત ઈમાંમ હુસેનથી અંરઝં કીધી કે અય બીરાદર બુઝંરૂગવાર, મુખાંલીફોનું લશકર પાસે આવી પોંહોંચીઉંછે. આપે હુકમ કીધો કે તમો જઈને પુછો કે એ લોકોંની મતલબ અને ગંરઝં સું છે. અંબાંસ અંલીએ મુખાંલીફોના લશકરમાં આવીને કહીઉં કે તમારી ગંરઝં સું છે? તે મલાઉંનોએ કહીઉં કે ઈબને ઝુંઆદનો હુકમ એમછે જે અગર તમો ઈતાઅંત અમીરની કરો તો તમને ઇબને ઝુંઆદની પાસે લઈ જાઈએ, અને અગર એ વાતનું ઈનકાર કરસો તો તમારી સાથે લડસું.

રાવી પુરગંમ બયાન કરેછેકે અંબાંસ અંલીએ આવીને આકાં હુસેનને એ વાત કહી. આંપ ફરમાવા લાગાકે અગર તમારાથી બને તો આજની રાત તે લોકો પાસેથી મહેલત માંગો કે ફંકત આજની રાત હું ઈબાદત ખુંદા તાઅંલાની આખરી કરૂં. અંબાંસ અંલીએ જેવારે આ વાત મુખાંલીફોના લશકરને કહી

તેવારે ઉંમર બીન સાઅંદે પુકારીને કહીઉ કે આજની રાત અમોએ હુસેનને મહેલત દીધી.

માઅંશરલ એખવાનો, આકાં. હુસેન અલએહિસ્સલામે આપના સઘલા અસ્હાબોને જમા કીધા અને કહેવા લાગાકે મારા ઉપર એક બલા નાઝેલ થઈછે, જે તમો સઘલા જુઓછો ; હવે મેં સઘલાઓને રજા આપી, અને મારી બઈઅંત કરવાનું સઘલા ઉપરથી ઉઠાવી લીધું, હવે જ્યાં તમારૂં દીલ ચાહે ત્યાં ચાલેઆ જાઓ, સાવાસતે કે આ લોકો જરૂર મારા ખુનને ખાતર ઉભાછે, અને તમારાથી એ લોકોનું કાંઈ કાંમ નથી. આ કલામ સાંભલીને હજરત અબ્બાસ અલી, અને ભાઈઓ, અને અસ્હાબો, સઘલા ઉઠીને આપના કદમ મુબારક ઉપર પડી ગીઆ, અને કહેવા લાગાકે અમો આપથી જુદા નહી થાસું, અને જ્યાંસુધી અમો આપના કદમ ઉપર અમારી જાન ફીદા નહીં કરીએ ત્યાં સુધી ખુંદા અમોને આપથી જુદા ન કરે. હજરત ઈમામ હુસેન અલએહિસ્સલામે સઘલાને દોઆએ ખએર કીધી. તે બાદ આપ અને આપના યારો યાવર તમામ શબ ઇબાદતે ખુંદામાં અને કુરઆને શરીફની તીલાવત કરવામાં મશગુલ હતા. જેવારે સુબોહ થઈ તેવારે આપે કહીઉ કે હું ગવાહી આપુંછું કે અલી ઈબનલ હુસેન સીવાએ આજ તમો સઘલા શહીદ થાસો. આપના તમામ લશકરમાં બત્રીસ સવાર અને ચાલીસ પેઆદા મલી બહુતેરં તન હતા.

રાવી પુરગમ બયાન કરેછે કે હજરત ઈમામ હુસેન અલએહિસ્સલામ સવાર થીઆ, અને પોતાનો અલમ હજરત અબ્બાસ અલીને આપેઓ. જેવારે બેઉ સફો બરાબર થઈ તેવારે હુરે ઉંમર સાઅંદને પુછીઉ કે અએ ઉંમર, ઈમામ હુસેનની સાથે તું જરૂર લડસે? તેણે કહીઉ કે અલબતા, તેજ વખત હુરે ઘોડા દોડાવેઓ અને ઇમામ હુસેન અલએહિસ્સલામની ખીદમતમા હાજર થીઓ, અને પોતાના હાથ માથા ઉપર રાખીને અરજ કરવા લાગો કે ખુદાવંદા હું

તોબા કરૂંછું મારી તોબા કબુલ કરો; બાદ આકા હુસેનથી કહેવા લાગોકે યા ઈબને રસુલિલ્લાહ હું તમને આ મકાનમાં લઈ આવેઓ હતો લેકીન હું આ વાત નહીં જાણતો હતો, હવે અઈ મોલા તોબા મારી કબુલ થાસે? આપે ફરમાવીઉં કે જો કોઈ તોબા કરે તેની તોબા કબુલ છે. તે બાદ હુરે કહીઉં કે યા આકા હવે મને ઈજાજંત આપો તાકે હું પરથમ આ કાફીરોથી લડવાને જાઉં અને પરથમ હુંજ તમારા ઉપર ફીદા થાઉં.

રાવી પુરગંમ બયાન કરેછે કે તે બાદ હુર રજા લઇને મઍદાનમાં ગીઓ, અને [૪૦] ચાલીસ કાફીરોને જહન્નમ વાસલ કીધા. આખરકાર ઘોડો હુરનો મારેઓ ગીઓ, હુર પેઆદો લડતો હતો, એટલા સુધી લડેઓ કે પોતે તમામ જખમી થઈને પડી ગીઓ. તેવારે ઈમામ હુસેન અલયહિસ્સલામ આપ તેને મઈદાનમાંથી લઇ આવેઆ.

રાવી લખેછેકે બાજે રીવાયતથી સાબીત થાએછેકે આકા હુસેનના અસહાબો હુરને ત્યાંથી ઉપાડી લાવેઆ, હજી કદરે જીવ હતું, અને બદનથી લોહી જારી હતું, એટલામાં હુરે આંખો ઉઘાડીને આપને કહીઉં કે યા મોલા મારાથી રાજી થીઆ, આપે ફરમાવીઉં કે અઈ હુર હું રાજીછું અને મારો ખુદા પણ રાજીછે, અઈ હુર તમારી માએ તમારૂં નામ હુર રાખીઉંછે કે તમો દીન અને દુનીઆમાં પણ આજાદકરદા છો. બસ એટલીજ વાત સાંભલીને હુરે પોતાની જાન ફીદા કીધી, યાઅને આ દુનીઆ ખેબકાથી આલમે બકાની તરફ પરવાજ થીઓ. ઈન્નાલિલ્લાહે વ ઈન્ના ઈલયહે રાજેઉન. તે બાદ આકા હુસેન અલયહિસ્સલામ હુરના હકમા દોઆએ ખઈર કરતા હતા, અને ચારો તરફથી હરએકે આ જુહાનો આવાજ સાંભલેઓ.

# નુહો.

અય્એ યારો યે જિદ્યાથા હુસેન ઇબને અલીકા, હુર કહેતે હય્એં જીસકો;
શબ્બીરકેહી કદમોંપે સર ઉસને કટાયા, હુર કહેતે હય્એં જીસકો. ૧

વોહ તીશના લબો ખંસતા જીગર દશતે બલામેં, શબ્બીરકે ખાતર;
સર દેકે સુય્એ હય્એદરે કર્રાર સીધારા, હુર કહેતે હય્એં જીસકો. ૨

વોહ યાર વફાદારથા ઔર સાહેબે ઇમાન, નો અર્જ રાહે હિમ્મત;
ઉકબાકે લીય્એ ધ્યાનમેં કુછ લાયા ન દુનયા, હુર કહેતે હય્એં જીસકો. ૩

અફ્જાલે ઈલાહીસે યેહ રૂતબા મીલા ઊસકો, દર જંગે મુકાલીફ;
સય્એરાબ હુવા જામે શાહાદતસે વો પેય્આસા, હુર કહેતે હય્એં જીસકો. ૪

શબ્બીરકે દામાને મુહબ્બતકો ન છોડા, ઔર હાથ કટાય્એ;
હાં સચ હઇ યે થા હોસલા બાઅલ્લાહ ઉસીકા, હુર કહેતે હય્એં જીસકો. ૫

જાકર કહા દરવાજેપે જન્નતકે યે ઉસને, હઇદરસે યે કહેદો;
શબ્બીર કે લશકરસે વો મજરૂહ હઇ આયા, હુર કહેતે હય્એં જીસકો ૬

હુરોંને કહા રોરોકે યે શેરે ખુદાસે, કયા બય્એઠે હો સાહેબ;
વો લેકે ખબર આપકે બેટેકી હય્એ આયા, હુર કહેતે હય્એં જીસકો. ૭

જખ્મોંસે બદન ચુર હય્એ પેશાની હય્એ ટુકડે, હય્એ ખુનમેં ડુબા;
સર ઉસકે બંધા જહેરાકા રૂમાલ હઇ શાહા, હુર કહેતે હય્એં જીસકો. ૮

હઇદરને યે રોરો કહા ઉસ વખત નબીસે, કયા અરજ કરૂં મય્એં;
શબ્બીરને ઈસ અપને હર અવલકો હઇ ભેજા, હુર કહેતે હય્એં જીસકો ૯

અહમદને યેહ સુનતેહી ગીરેબાનકો ફાડા, ફીર આંસુ બહાકર;
એક હુરકો ફરમાયા કે જા ઉસકો બુલાલા હુર કહેતે હય્એં જીસકો. ૧૦

અબ તાબ નહીં હુદ્દરીકે દીલકો અંજુંજો, તહેરીર કરે કયા ;
અહેવાલ જો કુછ ઉસને પયમબરકો સુનાયા, હુર કહેતે હમ્એં જીસકો. ૧૧

# મજલીસ બારમી.

સંલ્લલ્લાહુ અંલઈકા યા અબા અબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલઈકા યા ઈબને રસુલિલ્લાહે,
વ અંલલ મુસતશહેદીના મઆંકા યા લઈતની.
કુનતા મઆંકુમ ફ અફુજાં ફવઝંન અંઝીમા,

માઅંશરલ એખવાનો નબી અલ ઈમાનો, દરદો અલમની હીકાયતના લખ નારા રાવીઓ લખેછેકે જેવારે આકાં હુસેન અલઈહિસ્સલામનાં લશકરમાંથી હુર બીન યઝીદ રયાહી શહાદતના દરજાને પોંહોંચ્યો, તે બાદ મલાઈનો કુફીઓ એ ઘણી જીઆદતી કરવા શરૂ કીધી, તેવારે આપના લશકરમાંથી બુરેર બીન હસીર હમદાની, જે જાંહિદ, આંબીદ, અને કારીએ કુરઆન હતો, તે હઝરત ઈમામ હુસેન અંલઈહિસ્સલામની નઝદીક આવ્યો, અને ઈજાઝત મએદાનની ચાહી. આપે તેને રજા આપી અને કહીઉં કે અઈ બુરેર જાઓ તમારો ખુંદા તાઆંલા હાફીઝ અને મદદગાર હોજો.

રાવી લખેછે કે આપની રજાંથી બુરેર મઈદાનમાં આવ્યો અને કહેવા લાગો કે અઈ પએગંમબરની અવલાદના કાંતીલો નઝદીક આવો, કેમકે આજે દીલ મારૂં તમારી અંદાવતથી ભરેલુંછે, અને આ મારી તલવાર તે પણ તમારી લોહીની પેઆસીછે. અઈ મોહીબોં જે કોઈ મઈદાનમાં આવતો હતો, બુરેર તેને એક ઝરબથી બે કટકા કરતો હતો ; એવી રીતે [૩૦] તીસ કાફીરોને વાસલે જહન્નમ કીધા, તે બાદ આપ

પણ જંખમોથી ચુર ચુર થઈ ગીઓ. તે વખંત યજીદ બીન માઅંકલ મલઊંન તેની સાંમે આવેઓ અને કહેવા લાગો કે અઈ હુરેર તું જુઠું બોલેછે. હુરેરે કહીઊં કે અઈ મલઊંન તું મારી ઊપર તલવાર મારૂ અને હું તારી ઊપર તલવાર મારૂં, એમાં જો કોઈ જુઠું બોલનાર હસે તે મારેઓ જાસે. તે બાદ યજીદે એક તલવાર હુરેરને મારી, તે તલવાર હુરેરને કંઈ અસર નહીં કીધી. તે બાદ હુરેરે એક તલવાર એવી મારી કે તે મલઊંનના કાકડીની માફક બે કટકા થઈ ગીઆ, અને તે જહન્નંમમાં દાખીલ થીઓ.

રાવી પુરગંમ બયાન કરેછે કે બશીર બીન આવસ મલઊંને હુરેરને શહીદ કીધા, મગર જે વખંત હુરેર ઘોડાથી નીચે પડયો, અને આંખ ખોલી તો જુઓછે સું કે હજંરત ઈમામ હુસેન અલઈહિસ્સલામ તેના માથા આગલ ઉભાછે, અને કહી રહેઆછે કે અઈ હુરેર ખુંદા તાઆંલા તારાથી રાજી હોજો. હુરેર આ ખુંશખબરીને સાંભલતાંજ પોતાની જાન હજંરત ઈમામ હુસેન અંલઈહિસ્સલામ ઊપર ફીદા કીધી યાઅંને આં દુનીઆથી રોજંએ રીજંવાનની તરફ રવાનો થીઓ. રહેમત હોએ ખુંદાની એ હુરેર ઊપર, ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલઈહે રાજેઊંન.

# મજલીસ તેરમી.

સંલ્લલ્લાહુ અંલઈકા યા અબા અંબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલઈકા યા ઈબને રસુલિલ્લાહે,
વ અંલલ મુસતશહેદીના મઆંકા યા લઈતની,
કુનતા મઆંકુમ ફ અફુઝાં ફવજંન અંજીમા.

અએ મોહીબ્બાને હુસેનો રાવી પુરગંમ બયાન કરેછે કે જેવારે બુરેર બીન હુસીર હમદાનીએ જામ શાહાદતનું પીધું, તે બાદ વહાબ બીન અબદુલ્લાહ કલબીએ જામ શાહાદતનું પીધુંછે જેનું બયાન આ કીતાબના પાને (૯૨) માં રીવાયત (૧૫) મી માં આવી ગીઉંછે.

અએ એખવાનો ભાઈજાનો તે વાહબ બીન અબદુલ્લાહ કલબીની શાહાદત બાદ ઊમર બીન ખાલીદ અઝદી, હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામથી રૂખસત લઈને મઈદાનમાં તશરીફ લઈ ગએઆ. જેવારે જંગની મઈદાનમાં પોંહોંચેઆ તેવારે કહેવા લાગા કે અઈ કોમે જફાકાર, અરે તમને રસુલે ખુદા સલ્લલ્લાહ અલયહે વ આલેહીથી કંઈ શરમ નથી? કેમ કે હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામના કેટલાક અસહાબ વફાદારને તમો લોકોએ શાહીદ કીધા, અને હજી પણ કતલ ઊપર કમર બાંધી ઉભાછો. અને વલી તમો જાણોછો કે આકા હુસેન અલયહિસ્સલામ, રસુલે ખુદાના નવાસાછે.

રાવી જાનસોઝ બયાન કરેછે કે એટલું કહીને ઊમર બીન ખાલીદ અઝદી કાફીરોના લશકરમાં ઘુસી ગીઆ, અને ઘણાકોને જહન્નમમાં પોંહોંચાડેઆ. આખરકાર ઘણીજ પેઆસની શીદ્દતમાં પોતે પણ શરબત શહાદતનો નોશ કીધો.

માઅશરલ એખવાનો નબી અલ ઈમાનો ગંમ વ અલમના લખનારા રાવીઓ બયાન કરેછે કે તે બાદ સાઅદ બીન હનઝીલા તમીહી, હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામની ખીદમતમાં આવેઆ, અને અરઝ કીધી કે યા મૌલા મને રયાઝે રીઝવાનનો શોક નીહાયત થીઓછે માટે મને પણ રજા આપો. આકા હુસેને તેને રજા આપી.

રાવી લખેછે કે તે બાદ સાઅદ મઈદાનમાં તશરીફ લાવેઆ, અને ઘણાક કાફીરોને કતલ કીધા, અને પોતે પણ ઝખમોથી ચુર થઈને ઘોડાથી ઝમીન ઉપર પડેઆ અને જામ શાહાદતનો પીધો.

શાહીદુશ શોહદાના બયાનના લખનારા રાવીઓ લખેછે કે તે બાદ ઉમર બીન અબદુલ્લાહ નદજહીએ તલવાર ખેંચી, અને હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામથી રૂખસત થઇને મરદાનાંવાર મયદાનમાં તશરીફ લઈ ગીઆ, અને તે કાફીરો ઉપર હુમલો કીધો અને ઘણાકનાં માથાઓને ઉડાડી મુકેઆ, એટલા સુધી કે કોઇ પણ મલઉન તેની સાંમે ટકતો નહીં હતો. આખર કાર મલઉન મુસલીમ જોબાઈ, અને અબદુલ્લાહ બહેલીએ તેને શહીદ કીધા.

રાવી જાનસોજ લખેછે કે તે બાદ હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામના લશકરમાથી મુસલિમ બીન અવસજા, જો આબીદ અને જાહીદ અને આલમ અને શજિલ હતા, વલી સઘલા અસહાબો કરતા બુજરગ હતા, તે હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામથી રૂખસત થઇને અને આપની રીકાબે શાહદતને બોસા દઇને શાહાદતની આરજુથી મયદાનમાં આવેઆ.

રાવી લખેછે કે જે તરફ મુસલિમ બીન અવસજા મોહોડુ કરતા હતા તે તરફ મુરદાનો ઢગલો થઈ જાતો હતો, ઘણાક કાફીરોને જહન્નમમાં પોંહોંચાડેઆ. તે બાદ આપ પણ ઘણાજ જખમી થીઆ અને ઘોડા ઉપરથી જમીન ઉપર પડેઆ. તેજ વખત હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામ અને હબીબ ઇબને મજાહીર, મુસલીમની પાસે ગીઆ. હનુજ કંદરે જીવ હતુ કે આકા હુસન અલયહિસ્સલામે ફરમાવીઉં કે અય મુસલિમ ખુદા તમારા ઉપર રહેમત કરજો, કેમકે તમો શાહાદતના મરતબાને પોંહોંચેઆછો અને જો કાંઈ તમારા ઉપર વાજીબ હતું તે તમે બજાવી લાવેઆ. હવે અય મુસલિમ ઘભરાસો નહીં કે હું પણ તમારી પાછલ આવુંછું. હબીબે કહીઉં કે અય મુસલિમ આ હાલતમાં તમને જોવું એ અમારા ઉપર દુશવારછે, મગર બીશારત હોજો તમને બેહેશતની.

રાવી લખેછે કે તે વખત મુસલિમ જો કે ઘણો નાતવાન હતો તો પણ બારીક, જંઇફીના આવાજથી કહેવા લાગા કે ખુદા તાઆલા તમને પણ બેહેશતની

બીશારત દેના. હબીબે કહીઉં કે અય મુસલિમ અગર મને મારી જીનદગીનું કંઇ પણ ગુમાન હતે તોહું તમને કહેતે કે મને કાંઇ વસીય્યત કરો. મુસલિમે કહીઉં કે વસીય્યત મારી આછે કે જ્યાં સુધી તમો તમારી જાનને ફીદા નહીં કરો ત્યાં સુધી હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામની રીફાકતથી હાથ નહીં ઉઠાવસો. એટલું કહીને મુસલિમના બુલબુલી રૂહે આલમે બકાની તરફ પરવાજ કીધો. ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન.

# મજલીસ ચઉદમી.

સલ્લલ્લાહુ અલયકા યા અબા અબદિલ્લાહે,
સલ્લલ્લાહુ અલયકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆકા યા લયતના,
કુનતા મઆકુમ ફ અફુજા ફવજન અઝીમા.

માઅશરલ મોઅમેનીન, રાવી બયાન કરેછે કે આશુરાને દીને હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામ આપના દરેક અસહાબે વફાદારને માટે રોતા હતા, અને જેવારે તે શહીદ થઇ જાતા હતા તેવારે તેની લાશને ઉઠાવી લાવતા હતા અને ગંજે શોહદાઓમાં રાખતા હતા.

અએ એખવાનો હઝરત ઇમામ ઝયનુલઆબેદીન ફરમાવેછે કે જેવારે મુસલિમ બીન અવસજા શહીદ થઇ ગીઆ, તે બાદ ઝોહીર બીન કયસ બજેલીએ હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામથી રૂખસત લીધા બાદ કદમ મયદાનમાં રાખેઆ, અને મરદાનગી અને જવાંમરદોની દાદ આપતા હતા, તાકે (૧૨૦)

એકસો વીસ કાફીરોને શહીદ કીધા. આખરૂલ અમર કશીર બીન અબ્દુલ્લાહ શમઈ અને મહાબર બીન આવસ એ બે માલાઇનોએ તેને શહીદ કીધા.

અઝ હુસેનીઓ અને અઝ અંજાદારો તે બાદ હબીબ બીન મજાહેર અસદી એ કંદમ મએદાનમાં રાખેઓ, અને પોતાની તલવાર મેઆનથી ખેંચીને કાફીરો પર હુમલો કીધો અને (૬૨) બાસઠ કાફીરોને હલાક કીધા, તે બાદ હસીન બીન નમીર મલઉને તેને શહીદ કીધા. રહેમત હોએ ખુંદા તાઆલાની એ હબીબ ઉપર.

હઝરત ઈમામ જેઇનુલઆબેદીન ફરમાવેછે કે હઝરત ઈમામ હુસેન અલઇહિસ્સલામના અસહાબો થકી એક ગુલ પએદા થીઓ, આપ ફરમાવા લાગા કે હું મારૂં અને મારા અસહાબોનો દરજો ખુંદા તાઆલાની નજદીક ચાહુંછું, અને સવાબ પણ ખુંદાથી માગુછું. આ કલામ આપની જબાન મુબારકથી સાંભલીને માલેક ઈબને અવસ કાહેલી મઇદાનમાં આવેઆ, અને (૧૮) અઢાર કાફીરોને જહન્નમ વાસેલ કીધા પછી પોતે પણ રોજેએ રીજવાન તરફ ચાલેઆ, યાઅને શહીદ થીઆ.

આ બયાનના લખનારાઓ લખેછે કે તે બાદ જીઆદ બીન મુહાજર કુનદીએ તે મલાઇનોમાંથી નવ (૯) ને કતલ કીધા બાદ પોતે શહીદ થીઆ. રહેમત હોએ ખુંદાની.

કહેછે કે તે બાદ હલાલ બીન હુજાજ મઇદાનમાં તશરીફ લાવેઆ અને મલાઇનો, કુફારોમાંથી (૧૩) તેર જણને જહન્નમમાં પોંહોચાડેઆ પછી આપ શહીદ થીઆ.

તે બાદ નાફેઅ બીન હલાલ મઇદાનમાં આવેઆ, અને ઘણાક કુફારોને જહન્નમમાં દાખીલ કીધા, આખર મરાહમ બીન જુરીબ મલઉને તેને શહીદ કીધા.

ગમ વ અલમની હીકાયતના લખનારા રાવીઓ કહેછે કે એવી રીતે દરેક

જવાનનાં હુમલાથી અશકીઆ, યાઅંને મલઊંનો મારેઆ જાતા હતા. તેવારે ઊંમર બીન હુજાજ મલઊંને, લઈન ઉંમર બીન સાઅંદને કહીઉં કે આ તું શું કરેછે, અરે એક એકને લડવાને મોકલેછે, જેથી હરગીજં તુ ફતે પામવા વાલો નથી. હવે મસંલેહત મારી આ છે કે તમો સઘલા એકદમ હુમલો કરો, અને હુસેન અને હુસેનના યારો યાવર અસંહાબને શહીદ કરો. મલઊંન ઉંમર સાઅંદે આ મસંલેહત પસંદ કીધી, અને હુકમ કીધો કે હવે કોઈ પણ એકલો લડવાને નહીં જાએ, બલકે સઘલા એકદમ હુમલો કરો. પરથમં શીમર મલઉંને પોતાની ફોજ લઈને આકાં હુસેનના લશકરની ડાબી તરફ હુમલો કીધો, તે વખંત બત્રીસ પેઆદા અને દસ સવાર આકાં હુસેનની પાસે બાકી હતા, અને તે સઘલાઓ સાબીત કંદમ લડવાને તઈઆર ઉભા હતા, જે તરફ મુખાલીફીનનો લશકર હુમલો કરતો હતો, તે તરફ આ મરદ બાહાદર પણ હુમલો કરતા હતા, અને મુખાલીફોની ફોજના વચોવચમાં ગુસી જાતા હતા અને કાફીરો ભાગતા હતા.

રાવી લખેછે કે ઉંમર સાઅંદ મલઉંન, નીચ કુતરો, હસીન બીન નમીરને પાચસો [૫૦૦] તીર અંદાજોથી, શીમર મલઉંનની મદદને વાસતે મોકલેઆ અને ચારો તરફથી ખુબ લડાઇ થાવા લાગી, તાકે જોહારનું વખંત થીઓ, તે વખંત અજબ કયામત હતી કે મલાઇંનો ચાહતા હતા કે અહલેબએતના ખંફ માઓ ઉપર તુટી પડીએ, અને વલી તે દીવસે ખંફમાઓથી નજંદીક આવી પોંહોંચેઆ હતા.

રાવી પુરગંમ બયાન કરેછે કે હજંરત ઇમામ હુસેન અંલઇહિસ્સલામના અસંહાબો કમર-હીંમ્મતની બાંધીને મુસતઅંદ હતા, મગર તેઓનો કાંઈ ચારો ન હતો; આખર ઉંમર સાઅંદ લઇંને હુકમ કીધો કે અહલે બએતોના ખંફમાને તોડી નાખો, અને ઉખેડી નાંખો. જેવારે તે મલાઇંનો કુફીઓએ ખંફમાને તોડવાનો ઈરાદો કીધો તેવારે આકાં હુસેનના અસંહાબોએ એવી જાનફશાની અને મરદાનગી

કીધી કે આજ સુધી કોઈએ કદી ન જોઈ હસે ન સાંભલી હસે, એટલે એકદમ તે કાફીરો ઉપર ટુટી પડેઆ અને હજારો મલાઈનોને જહન્નમ દાખીલ કીધા. જેવારે ઉમર સાઅદ લઈને આ હાલત જોઈ તેવારે હુકમ કીધો કે હવે ખંદકમાને આગ લગાવી દો, તે વખ્તે આકા હુસેન અલયહિસ્સલામ પોતાના અસ્હાબ વફાદારને કહીઉં કે એ મલાઈનો ભલે ખંદકમાઓને આગ લગાવે કે જેથી એ લોકોને આવવાનો રસ્તો બંદ થઇ જાસે.

રાવી લખેછે કે તેબાદ જે ખંદકમા નજદીક હતા તેને મલાઈનોએ આગ લગાવી દીધી જેથી તે તરફનો રસતો બંદ થઇ ગીઓ.

રાવી જીગરસોજ લખેછે કે હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામના લશકર માંથી અગર એક માણસ શહીદ થાતો હતો તો ત્યાં ઓછાઈ માલમ પડતી હતી, અને તે મલાઈનો કાફીરોની ફોજ એટલી હતી કે હજારો માણસો મારેઆ જાતા હતો તોપણ કાંઈ માલમ પડતું નહતું. ખુદા તાઆલા એ મલાઈનોને હમેશા દોજખે હાવીઆની અંદર બાલજો. આમીન યા રબ્બીલ આલમીન.



# મજલીસ પંદરમી.

સલ્લલ્લાહુ અલયકા યા અબા અબદિલ્લાહે,

સલ્લલ્લાહુ અલયકા યા ઇબને રસુલિલ્લાહે,

વ અલલ મુસતશહેદીના માઆકા યા લફતની,

કુનતા મઆકુમ ફ અફુજા ફવજન અઝીમા.



અએ હજરત ઇમામ હુસેન અલૈહિસ્સલામના અઝાદારો અને માતમદારો અને ગમખ્વારો, રાવી જીગરસોજ, અને દરદો અલમની હીકાયતના લખનારા શ વીઓ લખેછેકે આશુરાને દીને જેવારે બે પોહોર દીવસ ગુજરેઓ, તેવારે થોડાક અસહાબ આપના બાકી રહેઆ હતા. તે વખત અબુ તહામા સમાનદરી, શહીદુશ શોહદા અને જનાબે હજરત મુહમ્મદ મુસતફાના કલેજાના ટુકડાની ખીદમતમાં આવેઆ, અને અરજ કીધી કે યા ઇબને રસુલિલ્લાહ આ મારી જાન આપના ઊપર ફીદા હોજો, આ વખત લશકર મુખાલીફોનુ આપની નજ દીક આવી પોંહોંચીઊ છે, અને આ મલાઊનો ઘણી બેઅદબી કરેછે, હવે હું ચાહું છું કે મારી જાન આપના કદમ મુબારક ઊપર ફીદા કરૂં, મગર એટલો ઊમેદવાર છું કે જોહોરની નમાજ આપની સાથે પડી લઊં. જે વખત જનાબ શહીદુશ શોહદાએ જોહોરની નમાજનું નામ સાંભલીઉ તે વખત પોતાના દરદ નાક સીનાથી એક આહનો નારો મારેઆ, અને કહેવા લાગા કે અએ અબુ તહામા ઘણું સારૂં થીઉ કે તમોએ મને નમાજ જોહોરની યાદ આપી, ખુદાતાઆલા તમને નમાજ ગુજારોની અંદર મશહુર કરજો. હવે આ હાદીસાની પેશતર નમાજ જોહરનો વખતછે; માટે આ કાફીરોથી મહેલત માગો કે અમો નમાજ પડી લઇએ. જેવારે અબુ તહામાએ મુખાલીફોથી કહીઉ કે રસુલે ખુદાના ફરજંદ અને મુહમ્મદ મુસતફાના દીલબંદ, તમારાથી મહેલત માગેછે, અને કહેછે કે નમાજ પડીએ. મલઊન હસીન ઇબને નમીર, લાઅનત હોએ ખુદાની એ મલઊન ઉપર, તેણે કહીઉ કે નમાજ તમારી કબુલ નથી. અબુ તાહામાએ કહીઉ કે અએ ઠગ અને અએ મકાર, સૈયદે અબરારના ફરજંદની નમાજ કબુલ નથી ? અને તું ફાસીક, નાબેકાર, અને કાફીરની નમાજ કબુલછે ? આ કલામ સાંભલીને ઇબને નમીર મલઊન ગુસ્સે થીઆ, અને અબું તહામા ઉપર હુમલો કીધો, અબુ તહામાએ એક તલવાર તેના ઘોડાના મોહ ઉપર મારી, જેથી તે મલઊન ઘોડા ઉપરથી પડી ગીઆ

અબુ તાહામાએ ચાહીઉં કે તે મલઉનને વાસ્તે જહન્નમ કરે, એટલામાં તે મલઉનના રફીકો એકદમ હુજુમ કરીને તેને જંગના મઇદાનથી બાહાર લઇ ગીઆ.

રાવી લખેછેકે તે વખંત હજંરત ઈમામં હુસેન અંલએહિસ્સલામ ઘોડા ઉપરથી ઉતરેઆ, અને નમાજં પડવાને વાસતે ઉભા, અને જંહીર બીન કંએસ, અને અંબદુલ્લાહ હનફી આપની સાંમે ઉભા રીઆ. અને જે અસંહાબ આપના બાકી રહેઆ હતા તેઓની સાથે હજંરત ઈમામ હુસેન અંલએહિસ્સલામે નમાજં જમાઅંત અદા કીધી. અને તે બેઊ અસંહાબો જે આપંની પાસે ઉભા હતા તે જે તીર, અને નેજંા આપની તંરફ આવતા હતા તે પોતાના બદન ઉપર લેતા હતા, અને આકાં હુસેન અંલઇહિસ્સલામના જીસમ મુબારક ઉપર આવવા નહીં દેતા હતા.

રાવી લખેછે કે જેવારે આપ નમાજંથી ફારેગં થીઆ તેવારે સૈયદ, કે તેના બદન પર ઘણાક જંખંમો લાગેઆ હતા તે શહાદતના મરતબાને વાસતે ગંશ ખાઇને પડી ગીઆ, અને કહેતા હતા કે ખુંદાવંદા લાઅંનત કર આ મલાઈંનો કાફીરો ઉપર, અંાદ અને સમુદની કોમ માફક. ખુંદાવંદા મારા સલામને મારા પએગંમબર સુધી પોંહોંચાડ, અને તેને ખંબર કર કે જે કંઈ મેં દુખ ઉપાડેઆછે તે તારા ફરજંદની સાથે, ખુદાવંદા, તારા પએગંમબરના ફરજંદાની મેં મદદ કીધી, હવે મારી ઉપર તારી રહેમત કરજે, એટલું કહીને કલેમો તૈયબ પડયા, અને જાન બહકં રોજંએ રીજંવાનની તંરફ તશરીફ થીઆ.

રાવી લખેછે કે જેવારે સૈયદ શહીદ થીઆ તેવારે નેજંા અને શમશીરના જંખંમો સીવાએ (૧૩) તેર જંખંમો તીરના તેના બદન ઉપર લાગા હતા, ઈન્ના લિલ્લાહે વ ઇનાં ઇલઇહે રાજેઊન.



# મજલીસ સોલમી.

સઁલ્લલ્લાહુ અઁલઇકા યા અબા અઁબદિલ્લાહે,
સઁલ્લલ્લાહુ અઁલઇકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અઁલલ મુસતશહેદીના મઅઁાકા યા લઇતનાં,
કુનતા મઅઁાકુમ ફ અફુઝાં ફવઝાંન અઁઝીમા.

અએ મોહીબાંને હુસેનો રાવી દરદો અલમના લખનારાઓ રીવાયત કરે છેકે જેવારે કે હઝરત ઈમામ હુસેન અઁલઇહિસ્સલામનાં લશકરમાંથી સૈયદ શહીદ થઈ ચુકા, તેવારે અઁબદુર્રહેમાન બીન અઁબદુલ્લાહ મરમી, લડવાને મઇદાનમાં તશરીફ લઇ ગીઆ, અને ઘણાંક કાફીરોને કતલ કરેઆ બાદ આપ શહીદ થીઆ.

રાવી લખેછે કે તે બાદ ઉંરતે બીન ઊમર અનસારી, જનાબે શહીદુશ શોહદાની સાંમે આવીને ઊભા, અને કાફીરોથી જહાદ કરતા હતા, અને જે શમશીર, નેઝાં, અને તીર, હઝરત ઈમામ હુસેન અઁલઇહિસ્સલામના બદન મુબારક પર આવતા હતા, તે પોતાના બદન પર લેતા હતા, જેવારે ઘણાક ઝખમો લાગેઆ, અને પડી ગીઆ, તેવારે કહેવા લાગા કે યા ઇબને રસુલિલ્લાહ, મેં મારા અહેદ ઉપર વફા કીધી યા નહીં? હઝરત આપ ફરમાવા લાગા કે અલબત્તા તેં વફાઈ કીધીછે, અને જેવારે હું બેહેશતમાં જઇસ તેવારે તું મારાથી આગલ હસે, અને રસુલે ખુદાને મારો સલામ કેહેજો, અને કેહેજો કે હુસેન પણ જલદીથી આવેછે. એટલું સાંભલીને ઉંરતે પોતાની જાન ફીદા કીધી, રહેમત હોજો ખુદાની એ ઉંરતે ઊપર.

રાવી લખેછે કે તે બાદ અબુજંરગંફારીનો આઝાદ કરેલો એક ગુંલામ હતો તે આપની ખીદમતમાં આવેઓ અને રૂખંસંત જહાદની માગી. આપ તેને કહેવા લાગા કે મેં તને રજાં આપી હવે તું પાછો ફરીજા, અને આ કાફીરોથી નહીં લડ; તે ગુંલામે અંરજં કીધી કે યા ઈબને રસુલિલ્લાહ હું તમારી નેઆમ તોમાં શામીલ હતો અને ખુશીથી ગુજંરાન કરતો હતો. અને હવે વખંત મહેનત અને બલાનોછે તો સું તમારાથી જુદો થાઉ? નહીં, નહીં, હું હરગીજં આપથી જુદો થનાર નથી. યા ઇબને રસુલિલ્લાહ આ ગુંલામ સીઆરૂ અને બદબુ શાહીદ થાએ તો, સફેદરૂ અને ખુશબુદાર બનીને બેહેશતમાં દાખીલ થાએ, એ આપ નથી ચાહતા, લેકીન અએ મૌલા હું ખુંદાના સોંગદ લઈને કહુંછું કે જ્યાં સુધી આ મારૂં કાલું લોહી આપની પાક લોઇની અંદર શામીલ નહીં થાએ ત્યાં સુધી હું આપથી જુદો પડનાર નથી. આ કલામ સાંભલીને તેને આકાં હુસેને રજાં આપી.

રાવી લખેછે કે તે ગુંલામ મએદાનમાં આવેઓ અને મરદાનગીથી, અને દીલેરીથી, દીનના દુશમનોની સાંમે દાદ મરદાનગીની આપતો હતો, એટલા સુધી કે પોતે શહીદ થીઓ. આકાં હુસેન અંલએહીસ્સલામ તેના માથાની પાસે આવેઆ અને કહીઉં કે ખુંદાવંદા, એના સીઆ ચેહેરાને સુફેદરૂ કર, અને ખુશબું અંતાકર, અને એને નેક કાર કરનારાઓની અંદર મશહુર કર, અને આ ગુંલામ અને મુહમ્મંદ, અને આલે મુહમ્મંદની વચમાં જુદાઈ નહીં નાખ.

હજંરત ઇમામ જંએનુલ આંબેદીન ફરમાવેછે કે જેવારે શાહીદોને દફન કરેઆ હતા તે વખંત દસ દીવસ પછી એ ગુંલામની લાશ મલી હતી, અને તે વખંત ઈમામ શાફીની દોઆંથી તેમાંથી ખુશબુ આવતી હતી.

રાવી લખેછે કે તે બાદ ઊમર બીન ખાલીદ સએદાવી આપની ખીદમતમાં આવેઆ અને અંરજં કીધી કે યા ઈબને રસુલિલ્લાહ હુકમ કરો તો હુ પણ

મારી જાન આપના કદમોપર નીસાર કરૂં, અને મારા ભાઈબંદોની સાથે જઇ મલું, અને આપની શહાદત મારી આંખોથી ન જોઊં. આપ ફરમાવા લાગા કે જાઓ હું પણ જલદીથી તમારી સાથે આવી મલું છું.

રાવી લખેછે કે તે સઅદતમંદ લડવાને ગીઆ અને પોતાની જાન આકાં હુસેન અલયહિસ્સલામ ઊપર ફીદા કીધી, રહેમત હોએ ખુદાની તે ઊપર.

# મજલીસ સતરમી.

સલ્લલ્લાહુ અલયકા યા અબા અબદિલ્લાહે,
સલ્લલ્લાહુ અલયકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીનઃ મઅકા યા લયતની,
કુનતા મઅકુમ ફ અફુઝા ફવઝન અઝીમા.

અય મોહીબાંને હુસેનો વ અય અઝાદારો, વ અય માતમદારો, રાવી આ દરદો ગમના કીસ્સાને એવી રીતે લખેછેકે જેવારે હઝરત ઈમામ હુસેન અલય હિસ્સલામના અસહાબોમાંથી ઘણાક શહીદ થઈચુકા, અને કાફીરોએ ગલબો કીધો, તે વખત હનઝલા ઇબને અસદ શાંમી, વાઘની માફક આકાં હુસેનના રૂબરૂ આ વીને ઉભા, અને તીર, નેઝાં, અને તલવારો, તે કાફીરોની પોતાના સીના ઉપર લેતા હતા, અને બુલંદ આવાઝથી આ આયતે કલામુલ્લાહ પડતા હતા. "યા કંવમે ઇ ન્ની અખાફો અલયકુમ મીસલા યવમીલ આખંરા". થી તે આખી આયત સુધી પડતા હતા, અને ફરમાવતા હતાકે "યા કંવમે લા તકંતુલુ હુસયનન ફ યસતહકુમુ

હલાહો બેઅઝાંબીન વકૈદ બાબા મીનશતરા અલ્લલ્લાહે.” હઝરત ઈમામ હુસેન અલયહિસ્સલામે ફરમાવીઉં કે અય ઇબને અસદ ખુદાતઆલા તમારા ઉપરા રહેમત કરજો, અને આ સઘલા મલાઈનો ખુદાતઆલાના અઝાબમાં દાખીલ થાએછે, કેમકે તમારી નસીહત કબુલ કરતા નથી. હનઝલાએ અરજ કીધીકે યા ઇબને રસુલિલ્લાહ, ફીદા થઈ જાઊં હું આપ ઉપર કે એજ સવાબે ખુદાછે કે જેથી હું આપણા બુઝરગોની સાથે શામીલ થઈસ.

રાવી લખેછે કે તે બાદ આકાં હુસેન ફરમાવા લાગાં કે અય ઈબને અસદ જાઓ, તમારા વાસતે આખેરતની નેઆમતે તઇઆરછે, જે નેઆમતે સઘલી દુનયાની નેઆમતે કરતાં બેહેતરછે. હનઝલાએ કહીઊં કે અસ્સલામો અલયકા. યા ઈબને રસુલિલ્લાહે, રહેમત હોજો ખુદાની તમારા ઊપર, અને તમારા અહલે બએત ઉપર, અને આપની સાથે ખુદા તઆલા અમને બેહેશતમાં જમા કરજો. આપ ફરમાવા લાગા કે આમીન. એટલું કહીને તે સઆદતમંદે કાફીરોપર હુમલો કીધો, અને ઘણાં કાફીરોને હલાક કીધા અને પોતે પણ શહીદ થીઓ.

રાવી જાનસોઝ લખેછે કે તે બાદ સુઈદ બીન ઊમરો, જે આબીદ, જાહીદ અને અશરાફ કોમના હતા, તે મએદાનમાં આવેઆ, અને કાફીરોથી ખુબ લડેઆ. આખર ઘણાં જખમ લાગવાથી શહીદોમાં પડી ગીઆ, અને હનુઝ તેમાં જીવ બાકી હતું કે હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામ સુઈદની પાસે જઇ પોહોંચેઆ, કે સુઇદ તેજ હાલતથી પાછા ઊઠેઆ અને તેની કમરમાં એક છુરી હતી તે કહાડીને કાફીરોથી જહાદ કરવા લાગા, એટલા સુધી લડેઆ કે આખરે શહીદ થીઆ.

રાવી જીગરસોઝ અને હીકાયત દરદઅંદોઝના લખનારા રાવીઓ લખેછે કે તે બાદ યાહયા ઇબને મુસલિમ માઝનદરાનીએ પોતાના કદમ મઈદાનનાં મારકામાં રાખેઆ, અને કાફીરોની સાથે ખુબ જહાદ કીધી, તે બાદ સરાએ ફાનીથી

બેહેશતે જાવેદાનીમાં તશરીફ લઈ ગીઆ. તે બાદ કુંરા બીન રાબી કુંરા ગંશારી શાહાદતના મરતબાને પોંહોંચેઆ.

રાવી લખેછેકે તે બાદ ઉંમર બીનં મતાઅે જહેનીએ તલવાર ખેંચી, અને કાફીરોનાં ગોલમાં ઘુસી ગીઆ, અને એટલા સુધી જહાદ કીધીકે શહીદ થીઆ. તે બાદ હુર્ઝીંજ બીન મશરૂક મઈદાનમાં આવેઆ, અને ઘણા કાફીરોને જહ ન્નંમ વાસેલ કીધા પછી પોતે પણ શરબત શાહાદતનો નોશ કીધો. તેના પછી જનાઝાં બીન હારસ મંઈદાનમાં ગઈઆ અને ઘણાં કાફીરોને કતલ કરેઆ બાદ પોતે પણ શહીદોની સાથે શામીલ થીઆં. તેના પછી તેનો દીકરો ઉંમર બીન જનાઝાં ચશરફ શાહાદતના મરતબાને પોંહોંચેઆ. અને તેના પછી અંબદુર્રેહેમાન ઊદવાએ શહાદતનો શરબત નોશ કીધો.

રાવી લખેછે કે તે પછી અંાયસ બીન શીસ શાકરીએ પોતાના મવલા શુજબને કહીઉં કે તું પોતાના દીલમાં સું મુશવરો રાખેછે ? તેણે કહીંઉં કે હું જ્યાં સુધી મારેઆ જાઉં ત્યાં સુધી કાફીરોથી લડીસ, અંાયસે કહીઊં કે હું પણ એજ ગુમાન રાખતો હતો. હવે મારી સાથે ચાલ અને હજરત ઇમામ હુસેન અલઈહિસ્સલામથી રૂખસંત માંગ, અને બઈઅંત પોતાની તાજી કર, અને જો તું ચાહે કે સફર આખરી તઇઆર થાએ તો તેને માટે તોશો પણ સંઇ કર. સાવાસતે કે હમણા પછી આ આજનું દીવસ હાથ નહીં આવસે.

રાવી લખેછે કે અંાયસ એખંલાસના કંદમથી અને સાચી યકીનથી આકો હુસેનની ખીદમતમાં આવેઆ, અને કહીઉં કે યા ઇબને રસુલલ્લાહ, આજે તમારા સીવાએ કોઈ પણ ખુએશ અને અંઝીઝં, અને બીગાનો મારી પાસે નથી, યાઅંને આજે મારી નંજદીક તમારાથી કોઇ પણ વધારે નથી, હવે હું તમને સલામ કરૂંછું અને તમને ગવાહી રાખુંછું, અને તમારાથી વીદાઈ થાઉંછું કે હું એટલા દીવસ તમારા અને તમારા બાપના દીન ઉપર રહેઓ, હવે આ દુનીઆ ફાનીથી

જાઉછું. એટલું કહીને શમશીર મીઆનથી ખેંચી અને તે કાફીરોની તંરફ ચાલેઆ.

રબીઅ તમીમી કહેછેકે જેવારે મેં જોયું કે તે તલવાર ઉગાડી હાથમાં લઈને ગુસ્સાથી ભરેલો અમારી તંરફ આવેછે, અને વલી હું તેની બાહાદરી અને શુજાઅંત મએદાનમાં આગલ જોઈ ચુકો હતો, તેથી મેં પુકારીને કહીઊં કે અફ લોકો આ શીસનો દીકરોછે, અને શુજાઅંતમાં વાઘની માફક મશહુરછે, વાસતે સંભાલીને એની પાસે જાઓ. જેવી મેં આ વાત કહી કે તે સઘલા નામરદો બીહી ગયા, અને તે મરદ જંગીએ ઘણીક તલબ બહાદરોની કીધી, મગર તેની સાંમે જાવાને કોઈની જુરીઅત ન હતી. જેવારે ઉંમર સાઅંદ લઈને જોયું કે લડવાને કોઈ જતું નથી તેવારે કહેવા લાગો કે હવે સું જુઓછો, આ જવાન ઊપર પથરનો વરસાદ વરસાવો.

રાવી લખેછે કે જેવારે આંયસે તે લોકોની આ નામરદી જોઇ તેવારે પોતાના આંગ ઊપરથી બખંતર અને જેંરાહ પણ કાહાડી નાખેઆ, અને ઊગાડે આંગે તે મલાઈનાના લશકર ઉપર હુમલો કીધો, અને જે તંરંફ જાતો હતો તેતંરફ કાફીરો ભાગતા હતા, એટલું છતાં પણ તે બહાદરે બસો(૨૦૦) કાફીરોને જહનંમ વાસલ કીધા. આખરે તે મલાઈનાએં તેના બદનને પથરોથી ચુર ચુર કીધો, જેથી તે લડવાથીં આજીજં થીઓ,તેવારે મલાઈનાએ તેને શહીદ કીધો. રહેમત હોએ ખુંદાની એ આંયસ ઉપર.

---

# મજલીસ અઢારમી.



સેલ્લલ્લાહુ અલયકા યા અબા અબદિલ્લાહે,
સેલ્લલ્લાહુ અલયકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆકા યા લયતની.
કુનતા મઆકુમ ફ અફુઝા ફવઝન અઝીમા,



અય આકા હુસેન અલયહિસ્સલામના અઝાદારો, અને માતમદારો, રાવી લખે છેકે જેવારે હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામના અસહાબોમાંથી ચાલીસ [૪૦] અસહાબો શહાદતના મરતબાને પોંહોંચી ચુકા તેવારે અબદુલ્લાહ અને અબદુર્રેહેમાન ગફારી એ બેઉ જણ હઝરત રમ્હે શોહદાની ખીદમતમાં આવેઆ, અને અરજ કીધી કે અસસલામો અલયકા યા અબા અબદિલ્લાહે, અમો તમારી ખીદમતમાં આવેઆ છીએ કે અગર અમને રજા મલેતો અમારી જાન આપના કદમ મુબારક ઉપર નીસાર કરીએ. આપે તેઓને ફરમાવીઉં કે મરહબા, આગલ આવો અને શહાદતની તઇઆરી કરો.

રાવી લખેછે કે તે બેઉ જણ નજદીક આવેઆ, અને રોતા હતા. આપે ફરમાવીઉં કે અય ભાઈ મુશીબના ફરજંદો, તમારા રોવાનું સબબ સું છે? હું ખુદા તાઆલાના કસમ લઇને કહુંછું કે એક સાઅત પછી આંખો તમારી રોશન થઇ જાસે, અને દીલ તમારા ખુશી થઈ જાસે. તે બેઉએ કહીઉં કે અય મોલા ફીદા થઈ જાઇએ અમો તમારા ઉપર, અમો અમારા હાલ ઉપર નથી રડતા, મગર તમારા આ અહેવાલ પર રડીએ છીએ, કેમકે મુખાલીફોએ તમોને

ઘેરી લીધાછે અને અમો તેને હટાવી નથી સકતા.

અએ એખવાનો ભાઇ જાનો આકાં હુસેન અલયહિસ્સલામ ફરમાવા લાગા કે તમને ખુદા તઆલા જજાંઈ ખેહર દેવો કે તમો મારા હાલ ઉપર દીલગીરછો, અને વલી તમો પરહેજગારોમાંથી બેહેતરીનછો.

રાવી જાનસોજ બયાન કરેછે કે તે બાદ આપે તેઓને વીદાએ કીધા, અને તેઓ મઈદાનમાં તશરીફ લાવેઆ, અને તે બેઉ જવાંમરદો એવી રીતે લડેઆ કે દાદ મરદાનગીની આપી, અને માથાં પોતાનાં હજરત ઇમામ હુસેન ઉપર ફીદા કીધા.

દરદો ગમની હીકાયતના લખનારા રાવીઓ કહુછે કે જેવારે ઘણાખરા આપના અસહાબો શહીદ થઇ ચુકા તેવારે આપની પાસે એક તુરકી ગુલામ હતો તે બહાદરીમાં ઘણી ચાલાકી રાખતો હતો, અને વલી કુરઆન પણ પડેલો હતો, તેને આકાં હુસેન અલયહિસ્સલામ પણ ઘણું ચાહતા હતા.

રાવી લખેછેકે તે ગુલામ આપથી મુરખસ થીઓ અને મુખાલીફોની ફોજમાં ગયો, ઘણાંક કાફીરોને કતલ કીધા. જે વખત તે ગુલામ ઘોડા ઉપરથી જમીન ઊપર પડી ગીઓ, તે વખત તેના બદન ઊપર જખમો બેશુમાર લાગેઆ હતા, લેકીન હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામ તેના માથા આગલ આવેઆ અને તેને વાસતે રોતા હતા, અને પોતાનો ચેહેરો મુબારક તે સઆદતમંદના મોહોડા ઉપર રાખી દીધો. તે ગુલામે આંખ ઉગાડી અને આકાં હુસેનનો ચેહેરો મુબારક જોયો, જેથી તે ઘણો ખુશીમાં આવીજઇને પોતાના મુરગ રૂહને બાગે જનાનની તરફ રવાના કીધા.

રાવી લખેછે કે તે બાદ જીઆદ બીન શઅસા મઈદાનમાં ગીઆ અને તેઓએ આઠ તીર ઊપાડેઆ, અને મુખાલીફોની તરફ પોંહોંચેઆ, અને તે તીરોમાંથી પાંચ તીર મુખાલીફોને મારેઆ. તે વખત આકાં હુસેન ફરમાવતા હતા

કે ખુદાવંદા એના તીરને નીશાનીપર પોંહોંચાડ, અને તેને બદલે એને બેહેશત અતા કર.

રાવી લખેછે કે તે બાદ અબુ ઉમર તહેશલી કે આબીદ અને કારીએ કુરઆન હતા તે લડવાને તશરીફ લઈ ગોઆ, અને ઘણાંક મલાઉનોને મારેઆ. આખર, આમેર મલઉને તેને શહીદ કીધા. તેની પાછલ સેફ બીન અબી અલ હારસ, અને માલીક બીન અબદુલ્લાહ આકા હુસેનની ખીદમતમાં આવેઆ અને રૂખસત જહાદની મલી. જેથી બેહેશતમાં સિધારેઆ.

# મજલીસ ઓગણીસમી.

સલ્લલ્લાહુ અલઇકા યા અબા અબદિલ્લાહે,
સલ્લલ્લાહુ અલઇકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆકા યા લઇતની,
કુનતા મઆકુમં ફ અફુજાં ફવજન અઝીમા.

અય હુસેનીઓ, અય અજાદારો અને માતમદારો, રાવી ગમ વ અલમના લખનારાઓ રીવાયત કરેછે કે જેવારે શાહીદુશ શોહદાના સઘલા અસહાબો કરબલાના મઈદાનમાં શહીદ થઈ ચુકા, અને અકરૂબા અને ફરજંદો સીવાએ કોઈભી બાકી ન રહેઆ, તે વખત હજરત ઈમામ હુસેન અલઇહિસ્સલામના ફરજંદ સાઆદતમંદ અલી અકબર, અને હજરત અમીરલ મોઅમેનીનની અવલાદ, અને હજરત ઈમામ હુસનની અવલાદ, અને જાઅફર બીન અબી તાલીબની અવલાદ, અને અવલાદે અકીલ, અલઇહિમુસ્સલામ, સઘલા ભેગા થીઆ, અને

પોત પોતામાં કહેવા લાગા કે હવે આપણાં સીવાએ જનાબે શહીદુશ શોહદા પાસે કોઈ પણ બાકી નથી. હવે આપણને પણ આપણી જાન ફીદા કરવી જોઇએ.

રાવી પુરગંમ બયાન કરેછે, કે એવીરીતે મસલેહત કરીને તે સઘલાઓ એક બીજાથી વીદાઅ થીઆ, અને તે સઘલા બુર્જરૂઅવારોમાંથી પેહલાં અબદુલ્લાહ બીન મુસલીમ બીન અકીલ હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામની ખીદમતમાં આવેઆ, અને અરજ કીધી કે યા ઈબને રસુલિલ્લાહ, હુકમ આપો કે હું પણ મારી જાન આપના કદમ મુબારક ઉપર નીસાર કરૂં, અને તમારા સલામ મારા બાપને પોહોંચાડું.

રાવી જાનસોઝ બયાન કરેછેકે તે વખત આકા હુસેન અલયહિસ્સલામ કહેવા લાગા કે અએ અબદુલ્લાહ હજી હું મુસલિમના હીજરથી, અને જુદાઇથી આસુદા થયો નથી, એટલે હમેશા તમારા બાપને માટે ગમગીન અને દીલગીરછું, હવે તમો પણ મને ફીરાકની આતશથી નહીં બાલો, અને તમારો દાગ મને નહીં દીઓ, હવે તમોને એટલી ફુરસતછે કે તમો તમારી માંને સાથે લઈને ઈઆંથી કોઈ પણ ઠેકાણે ચાલેઆ જાઓ કેમકે આ કોમે જફાકારને મારાથી કામછે, તમારાથી કાંઈ ગરજ નથી. અબદુલ્લાહે અરજ કીધી કે યા ઈબને રસુલિલ્લાહ તમને તે માઅબુદની પાક જાતના કસમછે, જેણે તમારી જદ્દને ખલકની હીદાયતને વાસતે મોકલેઆછે, તેના કસમ દઈને તમને કહુછું કે મને મોકલો અને આ કોમે જફાકારથી લડવાને વાસતે મને નહીં રોકો, જેથી હું પણ તમારી ખીદમતમાં મારા બાપનો દરજો પામું, કેમકે મારા બાપે પણ તમારી વફાદારીમાં પોતાની જાન પેહલાં ફીદા કરીછે, અને હવે તમારા અકરૂબામાંથી પણ જે ફીદા થાએ તે પર થમ હું થાઉં.

રાવી જીગર અફગાર લખેછે કે આકા હુસન અલયહિસ્સલામે અબદુલ્લાહને ગલે લગાડેઆ, અને ફરમાવા લાગાકે અએ મુનસે ગમગુસાર, અને અએ મારા

મુસલિમના યાદગાર, મારી આંખો તમારાથી રોશન હતી, અને દીલ મારૂં હમેશાં તમારાથી ખુશી હતું, હવે જીંદગી દુનયામાં કરવી મારા ઉપર હરામછે, કેમકે હવે મુસાહેબત તમારી અમારા સાથે તમામ થઈ. એટલું કહીને આપ ખુબ રોયા, અને તેને વીદાએ કીધો.

રાવી લખેછે કે હજરત અબદુલ્લાહ મએદાનમાં આવેઆ, ઘોડા દોડાવતા હતા, અને નેજાંને હલાવતા હતા, અને એક ગુસ્સે થએલા વાઘની માફક પોતાની તલવાર આબદારથી, તે કાફીરો ઉપર હુમલો કરતા હતા, અને બદલો પોતાના બાપનો લેતા હતા.

રાવી કહેછે કે ઊમર બીન સાઅદ મલઊન કંદામા ઇબને અસદને કહેવા લાગો કે અએ કંદામા તું જવાંમરદછે અને આગલ તેં ઘણી લડાઈ કરીછે, હવે આ વખત મએદાનમાં જા, અને આ જુવાન હાશમીની બલાથી મારા લશકરને બચાવ.

રાવી લખેછે કે તે મલઊન કંદામો પોતાના તમામ હથીઆર લડાઈના લઇને, અને બખતર લડાઈનો પેહેરીને હજરત અબદુલ્લાહની પાસે મએદાનમાં આવેઓ, હજરત અબદુલ્લાહે તેના ઉપર નેજાંનો હુમલો કીધો, અને ચાહતા હતા કે તેને ઘોડા ઉપરથી ઊપાડી લીએ એટલામાં તે મલઉન ભાગો, અને અબદુલ્લાહે તેનો પીછો કીધો.

રાવી લખેછે કે હજરત અબદુલ્લાહનો ઘોડો તન દીવસનો ભુખેઓ અને પેઆસો હતો તેથી તે મલઊનના ઘોડાની પાસે પોંહોંચી શકેઓ નહીં, તે વખત અબદુલ્લાહ લાચાર થઈને પોતાના હાથમાંથી નેજો ફેંકી દીધો, અને મેઆનથી તલવાર કાહડીને મએદાનમાં ઊભા રીઆ. જેવારે તે મલઊન કંદામાએ જોયુંકે અબદુલ્લાએ નેજો ફેંકી દીધોછે તેવારે ઘણો ખુશી થીઓ, અને ઘોડો દોડાવતો અબદુલ્લાહની પાસે આવેઓ. આવતાંજ તે મલઊન

અબ્દુલ્લાહને નેજો મારેઓ, મગર અબ્દુલ્લાએ તે નેજાનો વાર રદ કીધો, તે વખ્ત તે મલઊને ચાહીઊં કે હવે અબ્દુલ્લાહ પર બીજો વાર કરૂં, એટલામાં અબ્દુલ્લાહે એક તલવાર તેના મોહોડા ઉપર એવી મારી કે તેની અડધી ગરદન ઊડી ગઇ, એટલે તે મલઊનની કમરમાં હાથ નાખીને અબ્દુલ્લાહે તેને નીચે ફેંકી દીધો, તે બાદ અબ્દુલ્લાહ તે મલઊનના ઘોડા ઉપર સવાર થીઆ, અને પોતાનો ઘોડો પોતાના ગુલામને આપેઓ, અને પોતાનો નેજો પણ જમીન ઉપરથી ઉપાડી લીધો.

રાવી જાનસોજ બયાન કરેછે કે તે બાદ હજરત અબ્દુલ્લાહ ઘોડાને મેદાનમાં દોડાવતા હતા, અને બાહદરોની તલબ કરતા હતા, લેકીન મુખાલીફોએ જેવારે અબ્દુલ્લાહની આ શુજાઅત જોઇ તેવારે કોઇ પણ લડવાને સામે આવતું ન હતું. તે બાદ અબ્દુલ્લાહ એક સાઅત મેદાનમાં ઊભા રીઆ. મગર જેવારે પેઆસની શીદ્દતથી બેતાકત થીઆ તેવારે ખુદબખુદ મુખાલીફોના લશકરની જમણી તરફ હુમલો કીધો, અને સેંકડો કાફીરોને જહન્નમ વાસલ કીધા. તે બાદ અબ્દુલ્લાહ તે લશકરની વચોવચ પેઠઆ અને સેંકડોને કતલ કીધા.

રાવી લખેછે કે તે વખ્ત હજરત અબ્દુલ્લાહની તલવારથી લોહી ટપકતું હતું. કહેછે કે ઊમર સાઅદના લશકરમાં એક હબશી પેહેલવાન હતો, અને તે પેહેલવાન એક દેવની મીસલ હતો, તેને હજરત અબ્દુલ્લાહે એકજ તલવારમાં કાકડીની માફક બે કટકા કીધા. અને સાલેહ બીન નસીર કે જે મુખાલીફોની સીપાહમાં નામવર હતો તેને પણ તેજ જગા ઉપર કતલ કીધો. તે બાદ હજરત અબ્દુલ્લાહે ચાહીઊં કે પોતાના લશકરની તરફ ફરે અને હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામની ખીદમતમાં જાએ, મગર તે વખ્ત હજારો પેઆદા એકદમ ચારો તરફથી આવીને હજરત અબ્દુલ્લાહને ઘેરી લીધા, અને આપના જાવાનો રસતો બંદ કીધો.

રાવી પુરગંમ બયાન કરેછે કે મલઊંન ખંદાઅં ધમરસંકીફ પાછલથી આવીને હજંરત અંબદુલ્લાહના ઘોડાના પાછલા બેઉ પગ કાપી નાખેઆ, તે વખંત અંબદુલ્લાહ આહીસતાથી ઘોડા ઉપરથી જંમીન ઉપર ઉતરી પડેઆ, અને કાફીરો ઉપર વીજલીની માફક તલવાર ચલાવતા હતા. અને ઘણાકોને જહનંમ ના રસતે પોંહોંચાડતા હતા. આખરૂલ અમર મલાઇંનો નામરદાએ છેટેથીજ હજંરત અંબદુલ્લાહને તીર મારયા, જેથી આપનું તમામ બદન ચાળણીની માફક થઈ ગીઊં, અને ઘણાંજ બેતાકંત થઇને જંમીન ઊપર પડી ગીઆ. તેજ વખંત મલઊંન અસદ બીન સંબીહ અને ઉંમર બીન તારક એ બેઊ મલઊંનોએ હજંરત અંબદુલ્લાહને શહીદ કીધા.

રાવી લખેછે કે તે બાદ હજંરત અબદુલ્લાહના ભાઇ મુહમ્મદ બીન મુસલિમ આકા હુસેન અલહિસ્સલામની ઈજાજંત લઇને મઈદાનમાં આવેઆ, અને કાફીરોથી ખુબ લડેઆ તાકે પોતાના ભાઈનો બદલો લીધો, અને ઘણાંજ કાફીરોને જહનંમ વાસલ કીધા. આખરકાર મલઊંન અબુ જરાહમ અસદી, અને લુકીત બીન ઉનાસ એ બેઊ મલઊંનોએ મુહમ્મદ બીન મુસલિમને શહીદ કીધા. ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઇલયહે રાજેઊન.

# મજલીસ વીસમી.

સંલ્લલ્લાહુ અંલયકા યા અબા અંબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલયકા યા ઈબને રસુલિલ્લાહે,
વ અંલલ મુસંતશહેદીના મઅંાકા યા લયતની,
કુનતા મઅંાકુમ ફ અફુજં ફવજંન અંઝીમા.

અઈ મોહીબ્બાને જનાબે શહીદુશ શોહદા, નકલ કરનારા આ કીસ્સાનાં રાવીઓ એમ લખેછેકે હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામની પાસે, હજરત મુસલિમ બીન અકીલનો એક ભત્રીજો અને ચાર ભાઈ હતા. પેહેલા જાઅફર બીન અકીલ, બીજા અબદુર્રેહેમાન બીન અકીલ, ત્રીજા અબદુલ્લાહ બીન અકીલ, ચોથા અલી બીન અકીલ.

રાવી પુરગમ કહેછે કે જેવારે હજરત મુસલિમ બીન અકીલના ભાઈઓએ જોયું કે, મુસલિમના બેઉ દીકરા શહીદ થઈ ચુકા, અને તે ખાક અને ખુનમાં લેટી રહેઆછે, તેવારે તાબ નહી લાવી શકેઆ, અને તરતજ હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામની ખીદમતમાં આવેઆ, અને અરજ કીધી કે અઈ આકા નામદાર, અને અઈ બીરાદર આલી મીકદાર, હવે આ વખત અમો આપને જોઈ નથી સકતા તેથી વધારે વખત જીંદગી કરવી એ પણ ઘણું મુશકીલછે કેમકે મુસલિમના બેઉ ગુલામ જાદાઓ આપ ઉપર ફીદા થઈ ગીઆ, યા ઇબને રસુલિલ્લાહ અમને આ શહાદતના મરતબાથી ના ઉમેદ નહીં કરો, કેમકે જો અમો અમારી જાન આપના કદમ મુબારક ઉપર ફીદા કરીએ તો અમારા ભાઈ મુસલિમની સાથે જઇ મલીએ.

રાવી લખેછે કે હજરત ઈમામ હુસેન અલયહિસ્લામ ફરમાવા લાગા કે મરહબા, તમો ચાલો, અને હું પણ તમારી પાછલ ઘણો જલદીથી આવી પોંહોંચુંછું. જેવારે ઇમામ જમાન પાસેથી એઓને રૂખસત મલી તેવારે આપના ઊપર દરૂદ પડીને આપના કદમ મુબારકને બોસા કીધા. પછી જાઅફર બીન અકીલ આપની રીકાબને બોસા દઈને મયદાનમાં ગીઆ, અને ખુબ લડાઇ કીધી તાકે (૧૫) પંદર મલાઈનોને મોતનો મજા ચખાડેઓ. આખર ઉરવા બીન અબદુલ્લાહ મલઉને તેને શહીદ કીધા.

રાવી કહેછે કે તે બાદ અબદુર્રેહેમાન બીન અકીલ શહાદતનાં મયદાનમાં

તશરીફ લાવેઆ, અને સતર (૧૭) કાફીરોને જહન્નમની રાહા દેખાડી. આખર ઉસમાન બીન ખાલીદ જહેનીએ તેને શહીદ કીધા.

તે બાદ અબદુલ્લાહ બીન અકીલ જંગના મારકામાં આવેઆ અને ઘણાં કાફીરોને દોઝખમાં પોંહોંચાડેઆ, એટલામાં બશીર બીન હરમલા મલઉને તેને શહીદ કીધા.

રાવી કહેછે કે તે બાદ મુહમ્મદ બીન અબુસઇદ બીન અકીલ મઇદાનમાં આવેઆ, અને જે તરફ હુમલો કરતા હતા તે તરફ મુરદાનો અંબાર થાતો હતો. આખર લતીફ બીન યાસર જહેનીએ એક તીર મારેઆ જેથી શહીદ થીઆ.

તે બાદ અલી બીન અકીલ મઇદાને કારજારમાં આવેઆ અને પોતાના ભાઇઓનો બદલો લેવા માટે તે કાફીરોથી ખુબ લડેઆ, તાકે ઘણાં કાફીરો જહન્નમ વાસલ કીધા, તે બાદ પોતાની જાન શહીદુશ શોહદા ઉપર તસદ્દુક કીધી. ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલઇહે રાજેઉન.

---

# મજલીસ એકવીસમી.

---

સલ્લલ્લાહુ અલઇકા યાં અબા અબદિલ્લાહે,
સલ્લલ્લાહુ અલઇકા યા ઇબને રસુલિલ્લાહે,
વ અલલ મુસતશહેદીના મઆકા યા લઇતની,
કુનતા મઆકુમ ફ અફુઝા ફવઝન અઝીમા.

---

માઅશરલ મોઅમેનીન, અઇ હુસેનીઓ આ બયાનના લખણારાઓથી રીવાયતછે કે જવારે હઝરત ઇમામ હુસેન અલઇહિસ્સલામના કુંચની ખબર

મદીનામાં પોંહોંચી કે આપ મક્કાથી ઈરાકની તરફ કુચ કરેછે. તે વખત મદીનાની અંદર અબદુલ્લાહ બીન જાફર તૈયાર, જેની સાથે હજરત જેનબ અલયહિસ્સલામના લગન થીઆ હતા, તે હજરત જેનબ અલયહિસ્સલામના શવહર જઇફી યાને મોટી ઉમરના સબબથી મદીનામાં રહેતા હતા.

રાવી લખેછે કે જેવારે જેનબના શવહરે હજરત ઈમામ હુસેનના કુચની ખબર સાંભલી તેવારે, પોતાના બેઉ દીકરા ઔન, અને મુહમ્મદને સાથે લઇને પોતે પણ મદીનાથી નીકલેઆ, કારણ કે તેઓના દીલમાં ઈમામ હુસેન અલયહિસ્સલામના કદમ બોસીની આરજુ નેહાયત ઘણી હતી, પણ અફસોસ જેવારે તેઓ મક્કા મુઅજ્જમામાં પોંહોંચેઆ તેવારે તેઓને ખબર થઈ કે આપ તો અહીંઆંથી કુચ કરી ગએઆ.

રાવી કહેછે કે આ ખબર સાંભલીને હજરત જેનબના શવહર નેહાયત ગમગીન થયા, અને આગલ ચાલેઆ. પછી જે જગા ઉપર હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામ ઉતરેઆ હતા, અને ખેમા કરેઆ હતા, જેવારે તે જગા ઉપર પોંહોંચતા તેવારે તે જમીનથી પોતાની આંખો લુછતા અને રોતા હતા. આખર કાર એક અરજી હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામ ઉપર લખી તેમાં મજમુન આ હતું.

આપના કદમ બોસીના ઈશતીઆકમાં ગુલામ એટલાસુધી તો આવેઓ મગર આપના સાઅદત કદમથી મહેરૂમ રીઓ. અને આ મોટી ઉમરના સબબથી આગલ ચાલવાની આ ગુલામની અંદર તાકત પણ નથી કે જેથી તમને આવીને મલું, લેકીન ગુલામજાદાઓને આપની ખીદમતમાં મોકલેઆછે, હવે ઉમેદવારછું કે આપ એઓને આપની ગુલામીમાં રાખસો, અને જે વખત કોઈ લડાઈ તમારા ઉપર બની આવે તો પરથમ એઓને આપનાં કદમ ઉપર ફીદા કરસો, જેથી કરીને રસુલે ખુદા સલ્લલ્લાહ અલયહે વ આલેહીની સાંમે મને વસીલા શફાઅતનો મલે.

એવી રીતની અંરજી લખીને બેઊ દીકરાઓને આપી, અને તેઓને ગલે લગાડીને કહીઉં કે અએ મારી ચશમોના નુર, તમો જલદીથી તમારા મામાની ખીંદમતમાં જાઓ, અને રાત અને દાહાડો ચાલેઆ કરજો, જરા પણ વીસામો ખાતા નહીં, એટલે જેમ બને તેમ જલદીથી હજરત ઇમામ હુસેન અંલઇહિસ્સલામ પાસે પોંહોંચજો, અને તમારી જાન આપના કંદમ મુબારક ઉપર નીસાર કરજો, કેમકે એજ સાઅંદત અબદી તમારા માટેછે. એવી રીતે કહીને તે બેઉને વીદાઅં કીધા.

રાવી પુરઅંમ લખેછે કે તે બેઉ સાંહેબજાંદાઓ રાત અને દાહાડો ચાલેઆ જતા હતા, તાકે આશુરાને દીને સુબોહની નમાજના વખતે હજરત શહીદુશ શોહદાના લશકરમાં દાખીલ થીઆ.

રાવી લખેછે કે ગઇરાતનાં હજરત જેંઇનબ અંલઇહિસ્સલામ આખી રાત રોતા હતા, અને કહેતા હતા કે યા ઈલાઇલ અંલમીન, અગર આ વખતે મારા બેટાઓ ઈઆં હતા તો તેઓને હજરત શંતૈમતજજેહેરાના ફરજંદ પર કુરબાન કરતી, પણ સું કરે કે તેઓ હાજર ન હતા તેથી ઘણાં ગંમગીન હતા.

રાવી કહેછે કે તેઓ બેઉ સાંહેબજાંદાઓ આવતાંજ આપસમાં કહેવા લાગા કે પેહેલાં આપણને બેઉ જહાનનાં શાહેજાંદા અંલી અકબરની ખીદમતમાં જવુ જોઇએ. એવીરીતે વીચાર કરીને તે બેઉ અંલી અકબરના ખંઇમામાં ગીઆ, ત્યાં જુએછે સું કે અંલી અકબર સુબોહની નમાજ પડી ચુકાછે અને પોતાની કમર બાંધી રહેઆછે, એટલામાં આ બેઉએ જઇને સલામ કીધી. અંલી અકબરે સલામનો જવાબ આપતાંજ દોડીને બેઉને બગલગીરી કીધી, અને કહેવા લાગા કે અઇ ભાઈઓ તમોઇ ઇઆં આવવાનું સાને માટે કંસંદ કીધો. તે બેઉ સાંહેબજાંદાઓએ. કહીઉં કે અમને અમારા બાપે મામા સાંહેબ પાસે મોકલાવેઆછે, અને તેઓને વાસતે એક અંરજી પણ અમો લાવેઆ છીએ.

હવે અય ભાઈ આપે કીઆંની કમર બાંધીછે ? અલી અકબર કહેવા લાગાકે અય ભાઈઓ મને સફર આખેરત દરપેશછે.

રાવી જાનસોજ બયાન કરેછે કે તે બાદ અલી અકબર તે બેઉ સાહેબજાદાઓને હજરત ઈમામ હુસેન અલેહિસ્સલામના ખેમામાં લઈ ગીઆ. જે વખત તેઓએ શાહીદૃશ શોહદાઓને મુજરો કીધો તે વખત આપ તેને જોઈને રોવા લાગા અને જબાન મુબારકથી કહેવા લાગા કે "ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલયહે રાજેઉન." તે બાદ આપે તે બેઉ સાહેબજાદાઓને બગલગીરી કીધી, અને તે બેઉએ પોતાના બાપની લખેલી અરજી આપને આપી.

રાવી કહેછે કે હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામ તે અરજી પડેઆ બાદ કહેવા લાગા કે ખુદા તઆલા તેને જજાએ ખેર દેજો. અને અલી અકબરને કહેવા લાગા કે અય અલી અકબર આ સાહેબજાદાઓને એઓની માં જયનબની સાથે મીલાવો.

રાવી લખેછે કે અલી અકબર તે બેઉ સાહેબજાદાઓના હાથ પકડીને મેહેલના ખેમામાં ગયા, ત્યાં જુએછે શું કે હજરત જયનબ અલયહિસ્સલામ ખાક ઉપર બેઠાછે અને રોઈ રહેઆછે, અને કહી રહેઆછે કે અય જદ્દ બુજરૂગવાર મુહમ્મદ મુસતફા સલ્લલ્લાહ અલયહે વ આલેહી વ સલમ, અને અય પીદરે આલી મીકદાર અલી અલ મુરતજા, અરે આપના હુસેનની કંઇ ખબરછે કે કઈ મુસીબતમાં ગીરફતારછે.

રાવી કહેછે કે હજી આપના આ કલામ તમામ ન થીઆ કે એટલામાં બેઉ સાહેબજાદાઓને સામેથી આવતા જોયા, એટલે બેઅખતીઆર જમીન ઉપર સીજદા કીધો અને કહીઉં કે યા ઈલાહી હવે મને શર્તેસા જહેરાથી તમોએ સુરખરૂ કીધા; એટલું કહીને બેઉ દીકરાઓને ગલે લગાડેઆ, અને કહેવા લાગા કે અય મારી આંખોના નુર, આજે તમારા મામા ઉપર એક આફતછે, માટે ખબરદાર તમો તેની

પાસેથી કદી કદમ હટાવતા નહીં, અને જે આફત તેના ઊપર આવે તે પોતાની જાન ઉપર લેજો. હવે મેં તમો બેઊને રાહે ખુદાપર તસદ્દુક કીધા, અને તમને વીદાએ કીધા. આ ખુશ ખબરી સાંભલીને તે બેઊ સાહેબઝાદાઓ હઝરત ઈમામ હુસેન અલએહિસ્સલામના નઝદીક આવેઆ.

રાવી પુરગમ બયાન કરેછે કે જેવારે અવલાદ અકીલની શહીદ થઈ ચુકી, તેવારે પેહેલાં મુહમ્મદ બીન અબદુલ્લાહ બીન જાઅફર તૈયારે પોતાના મામાથી રૂખસત લઇને મએદાનની તઈઆરી કીધી. તે બાદ મએદાનમાં જઈને એક દમ તે કાફીરો ઊપર હુમલો કીધો, અને ઘણાં મુખાલીફોને જહન્નમ વાસલ કીધા. તે બાદ મુહમ્મદે ચાહીઊં કે હઝરત ઈમામ હુસેન અલએહિસ્સલામની ખીદમતમાં પાછા જાએ, એટલામાં આમર બીન નહેશલી તઈમી મલઊને પાછલ થી આવીને એક તલવાર આપના માથા ઉપર મારી જેથી શહીદ થીઆ.

રાવી જીગરસોઝ કહેછે કે તે બાદ ઔન બીન અબદુલ્લાહ બીન જાઅફર તયાર જે મુહમ્મદના મોટા ભાઇ હતા તે હઝરત ઇમામ હુસેન અલએહિસ્સલામથી ઇજાઝત લઇને મએદાનનાં મારકામાં આવેઆ, અને છ સવાર અને અઢાર પેઆદાઓને મરગનો શરબત પીવરાવેઓ, અને એક ગઝન્ફર વાઘની માફક ચારો તરફ હુમલો કરતા હતા; આખેરકાર અબદુલ્લાહ બીન બતે લઇને તેને શહીદ કીધા.

રાવી દીલફીગાર કહેછે કે જેવારે હઝરત ઇમામ હુસેન અલએહિસ્સલામ તે બેઉના લાશાઓને મલઊનના લશકરમાંથી ઉપાડી લાવેઆ, તેવારે મોલાતના ઝએનબ અલએહિસ્સલામ પોતાના બેઉ ફરઝંદોની લાશને ખોળામાં લઇને જાણે આ જીગર સોઝ બુહો પડતા હતા, અને માતમ કરતા હતા.

# નુહો.

ચિલ્લાતીથી જંઈનબ મેરે જાની મેરે પેઆરે, અઈ ઔંનો મુહમ્મંદ;
તુંમ સંદકેં હુવે મામુકે મએં સંદકેં તુમારે, અઈ ઔંનો મુહમ્મંદ. ૧

દરીયાપે તુંમ્હે ખુંનમેં નહેલા દીઆ જાની, હાથ આયાં ન પાની;
બખંશાજો તુમ્હે દુદ તો કોસરપે સીધારે, અઈ ઔંનો મુહમ્મંદ. ૨

તલવારોંકે કયા જંખમ લગે જીસમપે કારી, કયા તડપેથે વારી;
મામુંકેભી કપડે હએં ભરે ખુંનમેં સારે, અઈ ઔંનો મુહમ્મંદ. ૩

જંખમોંમેં તો પએકાન હએં ઓર ખુંનમે ગંલતાંન, મઈ કયા કરૂં ઇસ આન;
કીસ તરેહસે માં ખું ભરે કુરતોં કો ઊતારે, અઈ ઔંનો મુહમ્મંદ. ૪

ઇન ચાંદસી શકલો પે ઇન્હે રહેમ ન આયા, યે હાલ બનાયા;
તલવારીં લગાઈ હએં તુમ્હે નેજેં લગાએ, અએ ઔંનો મુહમ્મંદ. ૫

અબ કીસકી રખું આંસ કે તુંમ કરગએ બેઆંસ, માદરકું હુઈ યાસ;
સબ ખાંકમે અબ મીલગએ અરમાન હમારે. અએ ઔંનો મુહમ્મંદ. ૬

મારે ગએ બીન બ્યાએ હુએ બ્યાહ ન દેખા, અરમાન ન નીકલા;
બાંધુંગી મએં સહેરોંકાં જનાજેં પે તુમ્હારે, અએ ઔંનો મુહમ્મંદ. ૭

માં વારી હો માંસે ન હુઈ આખંરી ખીદમત, હએ સખંત ખીજાલત;
ફીરદોસમેં નાનીને હએં તાબુત સંવારે, અએ ઔંનો મુહમ્મંદ. ૮

ગોદીમેં લીએ મુરદોંકો વો કહેતીથી રોરો, પેઆર આતા હએ મુઝકો;
ઇન છોટીસી લાશુંપે તો મુઝકો કોઈ વારે, અએ ઔંનો મુહમ્મંદ ૯

માદર યે બયાં કરતી હએ ગંશ હોગઈ જંએનબ, મરજાઊંગી મએં અબ;
સબ લોક ચલે આતેં હએ પુરસીકું તુમારે, અઈ ઔંનો મુહમ્મંદ ૧૦.

# મજલીસ.બાવીસમી.

સંલ્લલ્લાહુ અંલઈકા યા અબા અંબદિલ્લાહે,

સંલ્લલ્લાહુ અંલઈકા યા ઇબ્ને રસુલલ્લાહે,

વ અંલલ મુસતશહેદીના મઅંાકા યા લઈતનાં,

કુનતા મઅંાકુમ ફ અફુઝાં ફવઝાંન અંઝીમા.

અઈ એખવાનો, આકા હુસેન અંલઈહિસ્સલામના અંઝાંદારો અને માતમદારો, જેવારે હઝંરત ઝંઈનબ ખાતુનના બેઉ ફરઝંદ શાહીદ થઇ ચુકા, તેવારે હઝંરત અંબાસ અંલઈહિસ્સલામના સાત ભાઈ હતા. અબાબકર બીન અંલી, અને ઉંસમાન બીન અંલી, અને જાઅંફર બીન અંલી, અને ઉંમર બીન અંલી, અને અંબદુલ્લાહ બીન અંલી, અને મુહંમંદ બીન અંલી, અને ઇબરાહીમ બીન અંલી.

રાવી કહેછે કે એ સાતે જણા હઝંરત અંબાસ અંલઈહિસ્સલામથી નાના હતા. હઝંરત અંબાસ અંલીએ પોતાના સઘલા ભાઇઓને પોતાની પાસે બોલાવેઆ, અને ફરમાવીઉં કે હવે વખંત તાઅંમુલનો નથી, કારણ કે હયાતીનો પેઆલો અમારો આખંર થઈ ચુકોછે, અને મુહંમંદ મુસ્તફાના ફરઝંદ ઉપર આ મુસીબતછે જે તમો જુઓછો. હવે વધારે ઝીંદગી કરવામાં કાંઈ લુતફ નથી. અઈ બીરાદરો હવે હું ચાહુંછું કે તમો મારાથી આગલ જહાદને માટે જાઓ, અને હું મારી આંખોથી જોઊં કે તમો રાહે ખુંદા અને ખુંદાના રસુલમાં કેવી રીતે તમો દીલેરી કરોછો, વલી અઈ બીરાદરો તમો તમારૂં દીલ તંગ કરસો નહીં, કારણ કે હું પણ જલદીથી તમોને આવીને મલુંછું. અને અઈ

બીરાદરો તમને પેહેલાં મોકલવાનું સબબ આછે કે તમારી ઉંમર નાનીછે જેથી મારી પાછલ કદાચ તમો કોઇનું કંઈ સાંભલો તો આ શહાદતના મરતબાથી મહે રૂમ રહી જાઓ.

રાવી કહેછે કે એટલું કહીને હઝરત અબાસે તે દરેકને પોતાને ગલે લગા ડ્યા. બાદ તે સાતે જણાંઓએ અરજ કીધી કે અએ બીરાદરે બુઝરૂગવાર, અને અય અલમદારે સૈયદે અબરાર, પેહેલું તો એ કે તમોએ અમને હકની હીદાયત કીધી, બીજું એ કે તમારો હુકમ માનવો એ અમારા ઊપર વાજેબ અને ફરજછે, કેમકે તમો અમારાથી મોટાછો. અને ત્રીજું તો એ કે હઝરત ઇમામ હુસેન અલઇહિસ્સલામ, અને તમને ખાક અને ખુંનમાં લેટતાં જોવાને અમારા દીલ કેવી રીતે કબુલ કરે, મગર અમો આપના અદબથી કરીને કંઈ કહી શકતા ન હતા. હઝરત અબાસ આ કલામ સાંભલીને ઘણાં ખુશી થીઆ, અને તેઓના હકમાં દોઆએ ખેર કીધી. તે બાદ તે સઘલાઓને લઇને હઝ રત ઇમામ હુસેન અલઇહિસ્સલામની ખીદમતમાં હાજર થીઆ, અને અરજ કીધી કે અએ બીરાદરે બુઝરૂગવાર અને અએ ફરજંદે આહમદે મુખતાર, હવે આ ગુલામોને પણ રૂખસત આપો. આ કલામ સાંભલીને હઝરત ઇમામ હુસેન અલઇહિસ્સલામ ઘણું રોયા, અને ભાઇઓને ગલે લગાડ્યા અને વીદાએ કીધા; અને ફરમાવા લાગા કે હું પણ તમારાથી જલદી આવીને મલુંછું.

રાવી લખેછેકે પરથમ અબાબકર બીન અલી મઇદાનમાં તશરીફ લાવેઆ, અને કાફરો મલાઇનાને ઘણી નસીહત કીધી, જેવારે જોયું કે કંઈ પણ નસીહત શફાઅત કરતી નથી તેવારે તલવાર મેઆનથી ખેંચીને તે કાફરો ઉપર હુમલો કીધો, અને ઘણાકોને જહન્નમ વાસલ કીધા. આખર અબદુલ્લાહ બીન ઉકબા ગલઉન તેને શહીદ કીધા. તે બાદ ઉમર બીન અલીએ પણ તે કાફરો ઉપર હુમલો કીધો, અને પેહેલાં પોતાના ભાઇના કાતીલને કતલ કીધો, અને પછી

અશકીઆના લશકરમાં ઘુસી ગીઆ અને ઘણાંઓને મોતનો મઝાં ચખાડીઓ અને એટલા સુધી લડીઆ કે તે મલઉનોએ આપને પુરજાં પુરજાં કીધા. તે બાદ ઊસમાન બીન અલી મઈદાનમાં ગીઆ, અને ઘણાં કાફીરોને ખાકે હલાકત ઊપર લેટાડીઆ, બાદ ખુઅલી અસબહી મલઊને એક તીર આપની પેશાની ઊપર મારીઊં જેથી આપ ઘોડા ઊપરથી ઝમીન ઊપર પડીઆ, અને શહીદ થીઆ. કહેછે કે તે વખત તેઓની ઊંમર (૨૧) એકવીસ વરસની હતી.

રાવી કહેછે કે તે બાદ જાઅફર બીન અલી મઈદાને શહાદતમાં આવેઆ, અને જે મલઉનો આગલ વધી આવેઆ હતા, તેઓ ઊપર એવી તલવાર ચલાવી કે સઘલાને પાછવ હટાડીઆ, અને ઘણાં કુફરોને મુરદાની સફમાં પોંહો ચાડીઆ. આખર ખુઅલી અસબહી મલઊને તેના કાન ઉપર એક તીર મારીઊં, અને મલઉન સુબીતના દીકરા હાનીએ આપને શહીદ કીધા.

રાવી કહેછે કે આ માજરો જોઈને હઝરત અબદુલ્લાહ બીન અલી બે તાબ થઇ ગીઆ, અને પોતાના ભાઈની મદદ વાસતે મઈદાનમાં ગીઆ, અને જે મલાઇનો જાઅફર બીન અલીના માથા ઉપર એકઠા થીઆ હતાં, તે સઘલા ઓને કતલ કીધા. આખર મલઉન સુબીતના બેટા હાનીએ તેને શહીદ કીધા. અને તેની ઉંમર તે વખત (૨૫) પચીસ વરસની હતી.

રાવી જાનસોઝે લખેછે કે તે બાદ મુહમંદ બીન અલી મુખાલીફોના લશકરમાં ઘુસી ગીઆ, અને એટલા સુધી તલવાર ચલાવી કે તે લશકરની બીજી બાજુએ પાર નીકલી ગીઆ. પણ અફસોસ, ત્યાં એક મલઉન નામરદ બની તમીમનાં કબીલામાંથી પાછલથી આવીને એક એવી તલવાર મારી કે જેથી આપ શહીદ થીઆ. તે બાદ ઈબરાહીમ બીન અલી મઈદાનમાં આવેઆ, અને ઘણાં કાફીરોને જહન્નમ વાસલ કીધા બાદ આપ શહીદ થીઆ. ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલયહે રાજેઊન.

# મજલીસ તેવીસમી.

સંલ્લલ્લાહુ અંલઇકા યા અબા અબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલઇકા યા ઇબને રસુલિલ્લાહે,
વઅંલલ મુસતશહેદીના મઅંાકા યા લઇતની,
કુનતા મઅંાકુમ ફ અફુઝાં ફવઝંન અંઝીમા.

## પેશખ્વાની.

અઇ અંઝીનો શાદીએ કાંસમકા યે સામાન હએ,
  પીટતી દુલહન હએ દુલ્હા કોઇ દમકા મહેમાન હએ ૧
મૌત કહેતી હએ કે કાંસમકા કટેગા આજ સર,
  મહેંદી આતી હએ કે કાંસમકી યે જાતી જાન હએ. ૨
સરપે હએ સહેરા બંધા ઔર હાથમેં મહેંદી લગી,
  ઉસકે સરપર આજ યારો તેગોંકા ઘુમસાન હએ. ૩
અપની દુલહનસે કહે હએ અબ મુઝે રૂખસંત કરો,
  હાએ રનમેં વાંહાં અકેલા મેરા અંમુ જાન હએ. ૪
કુછ ન બોલી વો દુલહન ઇતના કહા ફીર આઇઓ,
  દેખનેકા એક બારી ઔરભી અરમાન હએ. ૫
માદરે કાંસમ લીપટ ગઈ આન કર બે અખતીઆર,
  બોલી અઇ પેઆરે કીધર ઇસદમ તુમ્હારા ધ્યાન હએ. ૬

બોલા કાંસમ તુમ ન રોકો મુઝકું અમ્માં ઈસ ઘડી,
સર કટાનેદો મુઝે ઈસદમ કે મેરી શાન હય. ૭
કહેકે યે રનમેં ગયા અંમુસે-વો રૂખસત હુવા,
અબ ફીદા હોનેકુ શાહે હકમેં વો શાદાન હય. ૮
બસ અંતા તાકત નહીં આગે કહું ના ગમકો મય,
હજરતે કાંસમકે ગમમે યે જીગર બીરીયાન હય. ૯

## રૂબાઈ.

યાદમેં શબીરકે રો જાર જાર, આંબરૂ જીસ આબસેહો આશકાર;
જોકે હય નામા ગુનાહોસે ભરા, ધોલે ઈસ પાનીસે જલદ અય હુશીઆર.

અય મોહીબ્બાને હુસેનો, હીકાયતના કરનારાઓ આ અહેવાલ પુરમલા લને, ગમના આંસુઓથી એવી રીત લખેછે કે જે વખત હજરત કાંસમ બીન જનાબે અમીરલ મોઅમેનીન હસન અલયહિસ્સલામે જોયું કે હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામના તમામ યારો યાવર, અને ભાઈઓએ શહાદતના જામથી પોતાને સએરાબ કીધા, અને આલી મરતબાને પોંહોંચેઆ, તેવારે પોતે હજરત ઈમામ હુસેન અલયહિસ્સલામની ખીદમત, ફએજ દરજતમાં હાજર થીઆ, અને રોઈ રોઇને કહેવા લાગા કે અય અંમું બુજરૂગવાર અને અય સરવર સીનએ આહમદે મુખતાર, મને પણ ઇજાજત લડાઇની મલે કે, આ મારા પેઆસા દીલની આસ કાહાડું, અને તે કાફીરો, સીતમગારોથી, બદલો ભાઈ ઓ અને હવાખ્વાઓનો લઊં, અને આ કોમે જફાકારનો જવાબ તેગ આબદારથી આપું.

રાવી પુરગમ બયાન કરેછેકે આ કલામ સાંભલીને હજરત ઇમામ હુસેન

ઍલઇહિસ્સલામ આંખોમાં આંસું ભરી લાવેઆ, અને પોતાનું કલેજુ પકડીને ફરમાવા લાગાકે અઇ જાને મન, અને અઇ રાહત અફઝાંએ દીલે પુરંગમ તું મારા મોટા ભાઈની નીશાની અને યાદગારી છે, અને મારા બેકરાર દીલના મુનસે ગમખ્વારછે, હવે કઇ જબાનથી તમને ઈજાજત આપું, અને કયા દીલથી આ વાત કહું, અઇ કાસમ કેવી રીતે તમને મેઇદાને જાનીસ્તાનમાં મોકલું, અને તમારી જુદાઇ કેવી રીતે ગવારા કરૂં

અઇ મોહીબો અશકબારો અને અઇ મોમીનો દીલફીગારો, જે વખત હજરત કાસમ ઍલઇહિસ્સલામને ઇજાજત જંગની ન મલી, અને જનાબ ઇમામ હુસેન ઍલઇહિસ્સલામનાં તમામ લશકર ફતેહ પએકરમાં લડાઇની તૈયારી થાવા લાગી, તેવારે પોતે પોતાના ખએમામાં તશરીફ લાવેઆ, અને ગમથી ભરેલા ખોળામાં પોતાનું માથું રાખીને રોવા લાગા, એટલામાં હજરત કાસમને યાદ આવીઉં કે મારા બાવા સાહેબે એક તાઅવીજ લખીને મારી બાજુ ઉપર બાંધી ઊંછે, અને તે વખત પોતાની જબાન મુબારકથી મને ફરમાવીઊંછે કે અએ નુર દીદએ હસન, અને અએ સરવર સીનએ હસન, જે વખત તું રંજો બલામાં ગીરફતાર થાએ, અને દરદો અલમ તારા ઊપર ગલબો કરે તે વખત આ તાઅવીજને ઊગાડજો અને તેમાં લખેઆ પરમાણે અમલ કરજો.

અઇ મોહીબો ઉપલી વાત યાદ આવવાથી હજરત કાસમ પોતાનાં દીલમાં કહેવા લાગાકે, અઇ કાસમ, આ વખત સીવાએ બીજો કયો વખત મુસીબતનો હસે, જે આ મુસીબતથી વધારે હોએ, અને વલી આથી સું વધારે હાદીસો પડસે, માટે બેહેતરછેકે આજે આ તાઅવીજને ઉગાડીને વાંચીએ. એવીરીતે પોતાનાં દીલમાં સોચીને હજરત કાસમે તે તાઅવીજને પોતાની બાજુ ઉપરથી છોડીને ઉગાડીઉ અને જુએછે તો તેમાં આપના બાવા હજરત ઈમામ હસન ઍલઇહિસ્સલામે પોતાના હાથ મુબારકથી લખેલુંછે કે અઇ કાસમ હું વસીયત કરૂં છું

તમને, અને વારમવાર કહુંછું તમને, કે ખંબરદાર જે વખંત તમે તમારા કાકા હજંરત ઇમામ હુસેન અંલઇહિસ્સલામને કરબલાના દશતમાં, શામીઓ, દગાંબાજો, કુફીઓ, જફાકારોના હાથથી તંગ જોવો, તે વખંત પેહેલાં તમારૂં માથું તમે તે ઓના કંદમ મુબારક ઉપર નીસાર કરજો, અને તમારી અંઝીઝં, યાને મીઠી જાનને હજંરત ફાતેમાના શાહતે જાનપર કુરબાનં કરજો, અને અગર તેટલો તે તમને મના કરે તો પણ આજીજી અને મીંનંત અને જાંરીથી તેઓને સમજાવજો, અને તમારૂં માથું તેના કંદમ મુબારક ઉપર આખરકાર ફીદાજ કરજો, અને તે વખંત કોઇનું પણં કહીઊં નહીં માનતાં પોતાની જાન જંરૂર ફીદા કરજો.

## બએત.

ખંજરે ઇશકસે જો શાહમેં હુવા શાહીદ,
વોહ હુવા ખુંનમેં બસ અપને ગંરીકે રહેમત;

રાવી બયાન કરેછે કે જેવારે હજંરત કાંસમ અંલઇહિસ્સલામે તે કાગલ વાંચે આ તેવારે એટલા ખુશી થીઆ, કે ફુલેઆ ન સમાણા. આખંર હજંરત ઈમામ હુસેન અંલઇહિસ્સલામની ખીદમંત ફએઝં દરજતમાં હાઝંર થીઆ અને તે વસીં યત અને નસીંહતનો નવીશતો આપનાં દસત મુબારકમાં આંપીને અંરઝં કીધી કે અએ અંમ બુઝંરૂગવાર, અને અએ શાહંત અફઝાંએ દીલેં દરદમંદ હએદરે કરાર, જે કંઇ આ નવીશતામાં લખેલું હોએ તે પરમાણે મને હુકમ કરીએ, અને આ આપના ગુંલામ ઉપર સરફરાજી કરીએ.

રાવી લખેછે કે જેવારે હજંરત ઈમામ હુસેન અંલઇહિસ્સલામે તે ખંત જોયું તેવારે એક આંહનો નારો પોતાના. દરદ ભરેલા દીલમાંથી કાહાંડ્ઓ, અને છાતી થોભીને આં વાત કહેવા લાગા, કે અઈ જાને અંમ, અને અએ રોશની બખંશ દીદએ પુરનમ, તમો ચાહોછો કે હું મારા બાપની લખેલી વસીંયતં ઉપર અંમલ

કરૂં, અને આ હુસેન બેકસનાં દાઝેલા દીલપર દાગ જુદાઇનો ધરૂં; એટલું કહીને આપ જનાબ કાંસમથી ફરમાવા લાગા કે અય ગોશએ મુહમ્મદ મુસતફા, અને અય સરવર સીનએ અલીએ મુરતઝા, હવે હું પણ મારા ભાઈની વસીયત અદા કરવા ચાહુંછું, હવે તમો અને અમો બેઉ અહેલેબએતના ખેમામાં ચાલીએ તો વધારે બેહુતરછે, અને તેની વસીયત ઉપર અમલ કરીએ.

હાસેલ કલામ આપ હઝરત કાંસમને ખેમામાં લઈ ગીઆ અને પોતાના ભાઈ અબ્બાસ અને ઔનને પાસે બોલાવેઆ, અને તેની સામે કાંસમની માને કહેવા લાગા કે આ વખત મારા કાંસમને ઉમદા કપડા પેહેરાવો અને દુલ્હો બનાવો. અને બીબી ઝેનબ અલયહિસ્સલામને ફરમાવા લાગા કે અય બેહેન હઝરત ઈમામ હસન અલયહિસ્સલામનો કપડાનો બુકચો જલદી લઈ આવો. તરતજ તે બુકચાને હાજર કીધો.

રાવી લખેછે કે તે બુકચાને હઝરત ઈમામ હુસેન અલયહિસ્સલામે પોતાના હાથ મુબારકથી ઉગાડેઓ, અને તેમાંથી એક ખીલઅત હઝરત ઇમામ હસનની તે હઝરત કાંસમને પેહેરાવી, અને પોતાના હાથ મુબારકથી તેને દુલ્હો બનાવેઓ. અને અમામો મુરસઆનો હઝરત કાંસમના માથા ઊપર બાંધેઓ, અને હઝરત ઈમામ હસન અલયહિસ્સલામની વસીયત મુજબ બીબી ફાતેમાં કુબરાને હઝરત કાંસમ સાથે પરણાવી આપી, ઊકદ ખ્વાની કરીને ફરમાવા લાગા કે અય નુર દીદએ અમ વ અએ સરવર અફજાંએ દીલે પુરગમ, આજદીન સુધી આ અમાનત તમારી મારી પાસે હતી, હવે આ વખત તમારા હવાલે કરીછે. એટલું કહીને આપ ખએમાંથી બાહાર તશરીફ લઈ ગીઆ.

રાવી પુરગમ, હીકાયત દરદ્દ અલમને લખેછે કે હઝરત કાંસમ અલયહિસ્સલામ દુલ્હા બનીને તખતે અરૂસી પર બેઠા હતા, અને તે દુલહનનો મેંહેદીથી રંગેલો હાથ મુબારક પકડીને તેનો નુરાની ચેહેરો જોઇ રહેઆ હતા,

કોઈ વખત સાંમે જોતા હતા, અને કોઇ વખત માથું નીચું કરીને આંખોમાં આંસુ ભરી લાવતા હતા, હઅે હઅે એટલામાં ઉંમર સાઅંદ નાપાકના લશકરમાંથી નીદા આવી કે એવો કોઇ જુવાન હાશમીછે જે મએદાને કારજાંરમાં લડવાને આવે, અને પોતાની બાહાદરી જાંહેર કરે. હઅે હઅે આ વાતનાં સાંભલવાથી હજરત કાંસમ તાબ લાવી ન સકેઆ, તેવારે તે ગંમગીન અરૂસ પાસેથી ઉઠીને ઊભા થીઆ, અને ચાહીઊં કે મએદાને જાનીસતાનમાં જાઉ, એટલામાં દુલહને હજરત કાંસમનો દામન મુબારક પકડી લીધો અને રડી રડીને આ બએત કહેવા લાગા.

## બએત.

યે કહો કયું ઉઠ ચલે પહેલુસે મેરે જુંદતર,
કીસલીએ જાતેહો સાહેબ મુઝકો તનહા છોડકર.

દુલહન કહેવા લાગી કે અઇ સાહેબ મને એકલી મુકીને તમો એટલા જલદી કયાં જાઓછો? અને તેનું સબંબ સુંછે? આ કલામ સાંભલીને હજરત કાંસમની આંખોમાં આંસુ ભરાઈ આવેઆ, અને રોઈ રોઇને ફરમાવા લાગા કે અઇ નુરદીદએ અંમ બુજરૂગવારં, અને અઇ સરવર સીનએ આહમદે મુખંતાર, આ વખંત મઇદાને પુરબલામાં જવાને ચાહુંછું, અને કંસંદ આ વાતનો રાખુંછું કે આલે અંબાના દુશમનોના નામો નીશાનને આ જહાનમાંથી બીલકુલ મટાવી દઉં, અને આ કાફીરોને પરદએ દુનીઆથી ઉખેડી નાખુ, હવે તમો ખુંદાના વાસતે મારો દામન નહીં પકડો, જલદી જવાદો, હવે તમારી અમારી મુલાકાંત કયામતના દીવસ ઉપર રહી. એટલું કહીને આપ પણ રોવા લાગા અને આ બે બએતો જંબાન મુબારક ઉપર લાવેઆ.

## નજમ.

ઉઠા ગુંબાર નો દશતે બલાસે બસ એકબાર,
ચમનમેં ગુલ રખે ઉસને ન બાગમેં અશજાર.
ઉઠા નો બહેરે તલાતુંમસે અબર ખ્વાં અફશાન,
બરસકે કર દીઆ એક ઉસને દશતો કોહ દયાર.
જફાકે દશતસે બાદ સંબાભી એસીથી,
રખા ન દહરમેં કુછ જીસને ગંફર ગીરદા ગુંબાર.
સંદાનો ગંફબસે અબ મેરે કાનમેં આઇ,
નીદાએ યારો વો યુંહફ મેં કયા કરૂં ઈજહાર.
કે મરહબા તુઝે અય ચરખ આફરીં અય જંમી,
દુલહનકો અયસેહી દુલ્હેસે દે સોહાગો સીંગાર.

દરદ ભરેલા અને મુસીબત ભરેલા આ કલાંમ સાંભલીને તે અંરૂસ નાશાદ રોવા લાગા, અને કહીઊં કે અએ કાંસમ અગર તમારી અમારી મુલાકાત કયામતના દીન પર રહી તો હું તમને કાંહાં ઢુંઢીસ, અને તમને કઈ નીશાનીથી ઓલખીસ ? કાંસમ ફરમાવા લાગા કે મને નાના જાન મુહમંદ મુસતફા સંલ્લલ્લાહ અંલયહે વ આલે હીની પાસે તપાસ કરનો, અને આ ફાટેલી આસતીનને ઓલખનો, એટલું કહીને પોતાના હાથથી પોતાની આસતીન ફાડીને પોતાની દુલહનને આપી. તે વખત તમામ અહેલે બયતની હાલત તબા થઈ ગઈ હતી, નાના મોટા સઘલાઓને હીચકી લાગી ગઈ હતી, હય હય હજંરત કાંસમની રૂખસંતથી એક કયામત થઈ રહી હતી.

રાવી બયાન કરેછે કે જેવારે હજંરત ઈમામ હુસેન અંલયહિસ્સંલામે જોયું કે કાંસમ કોઈ પણ રીતે ખેંમામાં નહીં રહેસે તેવારે આપ રોયા, અને ફરમાવા

લાગ્યા કે અદ લખેતે જીગરે અંમ વ અદ નુર અશ્ઝાદ ચશમે પુરનમ, હવે મેં તમને ખુદાદ કરીમને સોંપેઆ, અને મદ્દાનમાં પણ તે તમને સુરખરૂ કરસે, હદ હદ પોતાના હાથ મુબારકથી હઝરત ઇમામ હુસેને તેના ગીરેબાનને ફાડીઉં, અને લગનની ખીલઅતને કફનની મારફ પેહેરાવી, અને શમશીર આબદાર, તે તીશના લબની કમરમાં બાંધી. અને મદ્દાને કીતાલની ઇજાઝત આપી.

રાવી લખેછેકે કાસમ હઝરત ઇમામ હુસેન અલઇહિસ્સલામની ઇજાઝતથી ખુશી થાતા મદ્દાનમાં તશરીફ લાવેઆ અને કાફીરો બેદીનોની સાંમે આવીને ઉભા, અને આ બેચાર બઇતો પડવા શરૂ કીધા.

## નઝમ.

જાન દેકર મોલ લુંગા ઇસઘડી જાહો વિકાર,
સર કરૂંગા હઝરતે શબ્બીરકે પા પર નીસાર.
બસ ઇસી નોડ શાહાનેસે શાહાદતગાહમેં,
સર કટાકર સુરખરૂ હોતાહું પેશે કીરદગાર.
ટાપસે ઘોડેકી ઔર શમશીર જોહરદારસે,
માહ વ માહી તક કરૂંગા ઇસઘડીમેં ઝખમદાર.
બુલબુલેઝાં ખસતગી માનીંદ ઉસ ગુલકે લીએ,
સુને દીલસે મએં કરૂંગા વાએ સૈય્યદકી પુકાર.
હકતઅલાકો કરૂંગા ઇસલીએ અપના કફીલ,
મુસંતફાસે મએં મદદ ચાહુંગા ઇસમેં બાર બાર.
મુરતઝા ઔર ફાતેમાકે સામને ઇસ કૌમકા,
બેગુમાં શીકવા કરૂંગા મએં બચશીમે અશકબાર.

કયા કહું મઍં હુમ્બેદરી ઉસ નવજવાંકા માજરા,
જીસતરેહે ઉસ દશતે કરબલામેં હુવા ઉનસે દોચાર.

સુબહાનલ્લાહ જે તરફ પોતાના ઘોડાને જોલાન કરતા હતા તે તરફ ટોલે ટોલા ખાલી થઇ જાતા હતા, સેંકડો કાફીરો મારેઆ, હજારોના બદન વગર માથાના કરી નાખેઆ, કોઇ દીલેરની એટલી તાબ અને તાકત ન રહી કે હજરત કાસમનો સામનો કરે, અને એવી પોતાની શુજાઅત દેખાડી કે આપ પોતે તે ઉમર સાઅદ મલઉનની સીપાહે રૂસીઆની સાંમે ગીઆ, અને બા આવાજે બુલંદ પુકારી પુકારીને કહેવા લાગા કે અય ઉમર સાઅદ બેહયા, અને અય કાફીરે પુરજફા, તુંએ કેટલાક યાર, અને હવાદાર, અને અન્સારખ્વાં, તે બેઉ જહાનના શહેજાદાના મારેઆ, અને તેને ભુખેઆ અને પેઆસા ખંજરે આબદારથી શહીદ કીધા, હદ હદ તેના કેટલાક અકરૂબાઓના પણ માથાં કાપેઆ, કેટલાક ભાઈ, બેટા, ભતીજા, ભાનજાને પણ જામે શહાદતથી સરફરાજ કીધા, હવે તે બેઉ જહાનમાં શહેજાદાને પણ શહીદ કરવાને ચાહેછે, અને ખુંદાના ગજબથી બીહીતો નથી? અને પએગમ્બર ખુંદાની પણ શરમ કરતો નથી? તે મલઉને આ વાતનો કંઈ પણ જવાબ નં આપેઓ.

રાવી બયાન કરેછે કે તે વખત મલઉન ઉમર સાઅદે અરજકે શામીને ઇશારો કીધો કે જલદી જા અને આ જવાન હાશમીને જામ શહાદતનો પીવરાવ. આ વાત સાંભલીને તે બેહયાએ કહીઉ કે અય ઇબને સાઅદ આ વાત તારી કહેવા લાયક નથી, કેમકે તું મને આ છોકરાથી લડવાને મોકલેછે, હવે ખુંદાના કંસમ મારી શુજાઅત અને જવાંમરદીને બટો લાગસે, જેથી દીલેરી અને બાહાદરીમાં મારૂં નામ નહીં રહેસે, મગર તારા કહેવાથી હું મારા એક દીકરાને કહુંછું જેથી તે એનો કાંમ તમામ કરી આવસે, અને એક પલકવારની વાતમાં તેને મારસે.

રાવી કહેછેકે તે કાફીર બદકીરદારના ચાર દીકરા હતા, તેમાં સરવેથી નાનાને

કહીઉં કે દીકરા તું તે હાશમી જવાનને ઠેકાણે લગાડ. તે મલઊન ભુખેઆ વાઘની માફક ઘોડો દોડાવતો હઝરત કાસમ ઉપર જઈ પડેઓ, કે તરતજ હઝરત કાસમે તેને એક બકરીની માફક પકડીને જબાહ કીધો યાઅને વાસેલે જહન્નમ કીધો.

રાવી કહેછે કે એવીરીતે તે મલઊનના ચારે દીકરાને હઝરત કાસમે જહન્નમમાં પોંહોચાડેઆ. લેકીન જેવારે અરઝકે શામીએ પોતાના ચારે દીકરાને હઝરત કાસમના હાથ ઉપર મારેઆં ગએલા જોએઆ તેવારે રોયો, અને આ તમામ જહાન તેની આંખોમાં સીઆ નજેર આવવા લાગી, જેથી પોતાના કોહ પએકર ઘોડા ઉપર સવાર થીઓ, અને અઢાર (૧૮) ગઝના નેજો પોતાના ખાંધ ઉપર મુકેઓ, અને પોલાદી બખતરથી આરાસતા અને પીરાસતા થીઓ, અને વીજલીની માફક ચમકતી તલવાર મેઆનથી ખેંચીને આગલ વધેઓ, હુએ હુએ એક મસત હાથીની માફક પોતાના માથા ઉપર ખાક નાખતો હઝરત કાસમ અલયહિસ્સલામની સામે આવેઓ, અને કહેવા લાગોકે અએ જવાન બેદરદ તુએ મારા ચાંદના ટુકડા સરીખા ચાર દીકરાઓને ખાકમાં મીલાવેઆ, અને કંઈ પણ રહેમ ન ખાધી, કે એવા બાંહાદર તન ઉપર હાથ ચલાવેઓ, અને એવા દીલેરો જાહાંબાનોને મારેઆ? ખબરદાર હવે પોતાને સંભાલજે, ખુદાના કસમ જ્યાં સુધી તને નહીં મારીસ ત્યાં સુધી પાણી નહીં પીસ. એટલી વાત કહીને એક નેજો હઝરત કાસમને મારેઓ. તે નેજાનો વાર કાસમે ટાલી નાખેઓ, અને ફરમાવા લાગા કે અએ કાફીર હવે તને પણ મારૂંછું, અને એવીજ રીતે જહન્નમ વાસેલ કરૂંછું.

રાવી કહેછે કે જેવારે હઝરત ઈમામ હુસેન અલયહિસ્સલામે અરઝકે શામીને હઝરત કાસમની સામે જોયું તેવારે પોતાના બેઉ હાથ ઉંચા કરીને જનાબે કીબરીઆમાં દોઆ કરી કે ખુદાવંદા મારો કાસમ હજી છોકરોછે, અને આ કાફીર ચાલીસ

પચાસ વરસની ઉંમરનોછે, અગર જો મારો કાસમ આ કાફીર બદકીરદારના હાથથી મારેઓ જાસે તો આ મલઉન પોતાના લશકરમાં ઘણો ફખર કરસે, હવે અઈ બારે ખુદાયા હું એજ ચાહુંછું કે મારો કાસમ આ દેવની માફકના મલઉનને મારે, આને એવા જોરાવર કાફીર ઉપર ફતેહયાબ થાએ.

રાવી કહેછે કે હજરત ઇમામ હુસેન અલએહિસ્સલામની આ દોઆ દરગાહે ઇલાહીમાં કબુલ થઈ. એટલે જેવારે હજરત કાસમ અને અરજકમાં નેજા બાજી ચાલવા લાગી, તેવારે બેઉ તરફની સીપાંહ જોતા હતા. તે મલઉન જેવારે હજરત કાસમ ઉપર નેજાનો વાર કરતો હતો તેવારે હજરત કાસમ તે વાર તેનું રદ કરતા હતા, અને જેવારે આપ તે મલઉનને મારતા હતા, તેવારે તે મલઉન ખસી જાતો હતો, એવી રીતે કેટલાક વાર નેજાના થીઆ, મગર ન આપનો નેજો તે મલઉનને લાગો, ન તે મલઉનનો હજરત કાસમ અલએહિસ્સલામને. એવી રીતે વાર એક બીજાના ખાલી જવાથી તે અરજક મલઉન ગુસ્સે થીઓ, અને એક નેજો હજરત કાસમના ઘોડાની પીઠ ઉપર એવો મારેઓ કે તે ઘોડો વફાદાર જમીન ઉપર પડેઓ જેથી હજરત કાસમ પેઆદા થીઆ લેકીન પોતાની શુજાઅત અને બાહાદરીથી લડતા હતા.

રાવી કહેછે કે જેવારે હજરત ઇમામ હુસેન અલએહિસ્સલામે આ અહેવાલ પુરમલાલ હજરત કાસમનો જોયો તેવારે આપ રોયા, અને અલી અકબરને ફરમાવા લાગા કે અઈ બેટા જલદીથી એક ઘોડો તમારા કાકાના દીકરા ભાઇ કાસમની પાસે લઇજાઓ કે તે આ દશતમાં પેઆદા થઈ ગીઆછે. આ કલામ સાંભલતાંજ અલી અકબર એક ઘોડો હજરત કાસમને આપી આવેઆ. તે ઘોડા ઉપર હજરત કાસમ સવાર થીઆ કે તે મલઉન અરજક શમશીર આબદાર મેઆનથી બહાર કાહાડીને હજરત કાસમ ઉપર હુમલો કીધો. એટલે હજરત કાસમે પણ પોતાની વીજલીની માફક ચમકતી તલવાર મેઆનથી કાહાડીને તેનો મુકાબલો

કીધો. હનુજં બેચાર હાથ ચાલેઆ કે હજંરત કાંસમ તે મલઊનને કહેવા લાગા કે અએ અરજંકં તું એવો બહાદર કહેવાયછે, અને એટલો ઊંઘમાંછે કે તારા ઘોડાની પણ તને સુધ નથી, જો તો ખરો કે તંગ ઘોડાનો ઢીલો થઇ ગીઆછે, હવે નજંદીકછે કે જીન ઢલી પડે જેથી તું પણ જંમીન ઊપર પડી જાએ. આ કલામ સાંભલીને તે અજલગીરરતા કાફીરે પોતાનું માથું ઝુકાવીને તંગની તરફ જોયું કે તરતજ હજંરત કાંસમે પોતાના ખુંદાએ કરીમને યાદ કરીને એક તલવારનો હાથ તે કાફીર ઉપર એવા જોરથી મારેઆ કે તે કાફીર કાકડીની માફક બે કટકા થઇને ઘોડા ઊપરથી પડી ગીઆ. આ માજરો જોઇને હજંરત ઇમામ હુસેનના લશકરમાં એક શોર અલ્લાહો અકબરનો એવો થીઆ કે તે સાતમે આસમાને પોંહાંચેઆ. અને મુખાલીફોની સીપાહમાં એક જંલજંલો પડી ગીઆ.

રાવી પુરગંમ બયાન કરેછે કે તે બાદ હજંરત કાંસમ પોતાના ઘોડા ઉપરથી ઊતરીને તે મલઊનના ઘોડા ઊપરે સવાર થીઆ, અને પોતાના વફાદાર ઘોડાને સાથે લઇને હજંરત ઇમામ હુસેન અલયહિસ્સલામની ખીદમત ફએજં દરજતમાં આવેઆ, અને કહેવા લાગા કે અએ કાકા, પેઆસોછું, પેઆસોછું. આ વખંત અગર એક જામ પાણીનો મને મલે તો શામીઆ અને કુફીઆના લશકરને આ દુનીઆથી નેસતો નાબુદ કરી નાખું, અને દરેક મલઊનના માથાને આ મારી આબદાર તલવારથી કાપી નાખું, અને જહન્નંમ વાસલ કરૂં. આ કલામ સાંભલીને હજંરત ઇમામ હુસેન અલયહિસ્સલામ રોયા, અને જંબાન મુબારકથી ફરમાવા લાગા કે અય જાને અંમ વ અય રૂહ રવાને અંમ, ઘભરાવસો નહીં, હમણાંજ તમારા દાદા અલી અલ મુરતજાના હાથ મુબારકથી જામ કંવસરનો તમો પીસો, બલકે એક પલક વારમાં આ દરદો અલમથી છુટી જાસો. આ કલામ સાંભલીને હજંરત કાંસમ ખુશી ખુશી થાતા પાછા મએદાનો જાનીસતાન

મા તશરીફ લાવેઆ, અને પુકારી પુકારીને કહેવા લાગા કે છે કોઈ એવો જવાન, જો આ મએદાને જાનીસતાનમાં મારી રૂબરૂ આવે, અને પોતાના હથીઆર ખેંચે.

રાવી કહેછે કે તે વખ્તે શોમર જીલજોશને પોતાના લશકરને પુકારી પુકારીને કહીઊં કે અએ જવાંમરદો આ જુવાન હાશમીને મારી નાખો, અને ઇમામ હુસેન અલએહિસ્સલામના જીગરને ટુકડા ટુકડા કરી નાખો, ખુદાતાઆ લા એ મલઉનની જબાનને કતા કરજો. હએ હએ આ કલામ સાંભલતાંજ તે સઘલા મલઉનો નામરદો તે એક જવાન ઉપર તુટી પડેઆ, અને નેઝાં, ભાલા, તીર, અને તબર મારવા લાગા. સુબહાનલ્લાં હજરત કાસમ ઘડીમાં જમણી તરફ હુમલો કરીને તે ફોજને હટાવતા હતાં, અને ઘડીમાં ડાબી તરફ હુમલો કરી હટાવતા હતા, અને તે મલઉનો એકદમ હુજુમ કરીને આપની ઉપર આવતા હતા. એટલામાં એક કાફીરની તલવાર હજરત કાસમના માથા ઉપર એવી લાગી કે હલક સુધી પાર થઈ ગઈ. હએ હએ હજરત કાસમ ઘોડા ઉપરથી પડી ગીઆ, અને કહેવા લાગા કે અએ કાકા "અદરેકની" યાઅંને અએ કાકા જલદીથી મારી ખબર લેઓ. આ કલામનાં સાંભલતાંજ હજરત ઇમામ હુસેન અલએહિસ્સલામ વાઘની મારફ તે રૂસીઆઓના લશકર ઉપર જઇ પડેઆ, અને સઘલી ફોજને દરહમ બરહમ કરીને હજરત કાસમ પાસે પોંહોંચેઆ, અને કાસમનાં કાતીલને એક એવી તલવાર મારી કે જેથી તે મલઉનનો હાથ કપાઈ ગીઓ. તરતજ મલઉને પુકારીને પોતાની સીપાહથી કહીઉં કે અએ યારો મને બચાવો. આ કલામ સાંભલીને તેની મદદ વાસતે તે સઘલા મલાઇનો દોડી આવેઆ, અને આપથી લડવા લાગા.

રાવી પુરગમ બયાન કરેછે કે હએ હએ આં લડાઇની ગડબડમાં હજરત કાસમ અલએહિસ્સલામની લાશ મુબારક ઘોડાની ટાપોંથી છુંદાઇ ગઈ. જેવારે

હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામે તે રૂસીઆની તમામ ફોજને હટાવી, તેવારે કાંસમની લાશ જે પુરજા પુરજા થઇ ગઇ હતી તેને આપે છાતીથી લગાડી, અને પોતાના દરદ ભરેલા દીલમાંથી એક થંડી હાએ મારી. આખેરકાર તે લાશને ઉપાડીને ખેમાની તરફ પોતાનું રૂખ કીધું. અને પરદાની બેસવાવાલી સઘલી બીબીઓ કાંસમની લાશની ઇનતેજારીમાં ઉભા હતા. જેવારે હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામ કાંસમની લાશ લાવેઆ, તેવારે સઘલી બીબીઓ ગશ ખાઈ ગઈ, અને સઘલા અહેલે બએતે રીસાલત પછાડી ખાઇને રોવા લાગા, અને કાંસમની માં કાંસમના પગના તલીઆ પોતાની આંખોથી મલતા હતા, અને પછાડી ખાતા હતા. અને તે નવી દુલહન પોતાના બાલોથી પોતાનું મોહોડુ ઢાંકીને રોતા હતા, અને આ જીગર તોડનારો નુહો જબાન મુબારકથી પડતા હતા.

## નુહો.

| | | |
|---|---|---|
| કાંસમકી દુલહન કહેનેલગી દેકે દોહાઇ, | હઈ હઈ બને કાંસમ; | |
| કયા જુલમ હુએ મએં બ્યાહ કે દીન બેવા કહાઇ, | હઈ હઈ બને કાંસમ. | ૧ |
| તુંમ કતલ હુએ ઔર મએ બેવા હુઇ અફસોસ, | ઈસ દશતે બલામેં; | |
| શાદી મેરી તકદીરને માટીમે મીલાઈ, | હઈ હઈ બને કાંસમ | ૨ |
| મએં કહેતીથી આબાદ કીઆ ઘર મેરા હકને, | ઔર યે ન ખબરથી; | |
| શાદીને રંડાપેકા યે પએગામ હુએ લાઇ, | હઈ હઈ બને કાંસમ. | ૩ |
| જારી હુએ લહુ જખમોંસે પેશાની કે અબતક, | ચહેરેપે તુમારે; | |
| સહેરેકી લડી ખુનમેં જાલિમને ડુબાઈ, | હઈ હઈ બને કાંસમ. | ૪ |
| આતા હઈ નજર પંજએ ખુરશીદ શફકમેં, | યા તેગસે કટકર; | |
| ડુબે હુએ લહુમેં યે તેરે હાથ હીનાઈ, | હઈ હઈ બને કાંસમ. | ૫ |

કલ બ્યાહકા કંગનાથા મેરે હાથમેં બાંધા, ખુશ હોકે ફુશીને;
ઔર આજ હુઇ કટકે જુદા તેરી કલાઇ, હફ હફ બને કાંસમ. ૬

કલ મહેંદી લગાઇથી સકીનાને ખુશીહો, કીસ ચાહસે તુઝકો;
અફસોસ કરે આજ તેરે હાથ હીનાઇ, હફ હફ બને કાંસમ. ૭

કલ બ્યાહકી દેતેથે તુઝે તહેનીયત આકર, સબ અપને બીગાને;
ઔર આજ હરએક પુરસ મુઝે દેને હએ આઇ, હએ હએ બને કાંસમ. ૮

કીસ ધુમસે કલ બજતીથી યે શાદીકી નવબત, દરવાજેં કે ઊપર;
ઔર આજ તેરે કતલકી નવબત હએ બજાઇ, હએ હએ બને કાંસમ ૯

કલ બધીઆં પહેનાતેથે ફુલોંકી તુંમે હાએ, ઔર બાંધાથા સહેરા;
ઔર આજ તુમહે જખંમોકી બધી હએ પહેનાઇ, હએ હએ બને કાંસમ. ૧૦

મએને તો ન દેખીથી અભી શીકલ તુમહારી, ઘુંઘટકો ઉલટ કર;
અબ લાશ તુમારી મુઝે કીસમતને દીખાઇ, હએ હએ બને કાંસમ ૧૧

કલ ઓઢનીકા ડાલકર સરપર તેરે અંચલ, બએઠીથી સકીના;
ઔર આજ ખંડી લાશપર દેતી હએ દોહાઈ, હએ હએ બને કાંસમ ૧૨

કલ સરપે તો દુસતારે શહાની જો બંધીથી, સરપેચથા સરપર;
સો આજ વો તાબુતપે દેતી હએ દીખાઇ, હએ હએ બને કાંસમ. ૧૩

પહેનાઇથી વો ચુડીઆં અમાંને જો મુઝકો, ગોદીમેં બીઠાકર,
ઊન ચુડીયોંકો તોડ કર નથ મએને બડહાઇ, હએ હએ બને કાંસમ. ૧૪

જું શમઆ મુઝે રોતે હુએ છોડ લગનમેં, ઔર ગીરયા વ જાંરી
યાંહાં મૌતસે આતેહી લગન તુમને લગાઇ, હએ હએ બને કાંસમ. ૧૫

ઔર એક તરફ માદરે કાંસમ ખડી ઉસજા, યું કહેતીથી રોરો;
સદ હએફ, મીલી ખાકમેં હએ મેરી કમાઇ, હએ હએ બને કાંસમ ૧૬

કંયા ખાકપે સોતે હો પડે દેખો તો ઉઠકર, મુંહ અપની દુલહનકા;
સંદલ કે એવજ ખાક હમ્એ ચહેરેપે લગાઇ, હમ્એ હમ્એ બને કાંસમ ૧૭
મઅ્એં કહેતીથી જીસ તરહાસે દેખાં હમ્એ યે સહેરા, એક રોજ વો હોગા
અવલાદ તેરી દેખુંગી મઅ્એ ઊમજંદી માંઇ, હ્ફ હ્ફ બને કાંસમ. ૧૮
અબ હ્ફદરી ખાંમોશ બયાં તુઝસે કરૂં કયા, ઉસ દુખીયાકી જાંરી;
જીસ તરાહસે કહેતીથી વાંહાં દેકે દોહાઇ, હ્ફ હ્ફ બને કાંસમ ૧૯

ઇનાં લિલ્લાહે વ ઇનાં ઇલૈહે રાજે ઉન.

# મજલીસ ચોવીસમી.

સંલ્લલ્લાહુ અંલફકા યા અબા અંબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલફકા યા ઇબને રસુલિલ્લાહે,
વઅંલલ મુસતશહેદીના મઅંકા યા લફતની,
કુનતા મઅંકુમ ફ અફુજાં ફવજંન અંઝીમા.

## કતઅ્આ.

અફ મોહીબાં ઇસઘડી આંખોંસે ના આંસુ બહે,
હજંરતે શબીર બેકસ તીશને લબકે વાસતે.
કંયા અજબ ના શતેમા બીનતે નબીકે રૂબરૂ,
હો વસીલા હશરકે દીન યે શફાઅંતકે લીએ.

અફ મોઅ્અમીનો, આ શબ તે શબ છે કે જેમાં હજંરત અંબાસ અંલી,

સફાએ બીબી સકીનાનો જીકર કરવામાં આવેછે, અને તેના શહીદ થવાનો બયાન એવીરીતે થાએછે.

## નઝમ.

કરબલમેં જબ ગીરા પીસરે મુરતજા અલી, બેનુર હો ગઈ સહરે મુરતજા અલી.
પેઆસા લબે ફીરાતપે જીસદમ ગીરા હુસેન, કોસરસે ઉઠ ગઇ નજરે મુરતજા અલી.
એક તનસે સરજો કાટે હએં દા તેગં જુલમસે, હલકુંમ શાહે દીંવ સરે મુરતજા અલી.
યાઅંકુબ સરંગોંકી કમર સીધી ફીર હુઈ, કબ રાસત હોસકે કમરે મુરતજા અલી.
જંએનબકે કંએદ હોનેસે અફ આહ કયા કહું, એક દુદસા ઉઠા જંબરે મુરતજા અલી
અસંગેરકે તીરકી દે ખુદા દાદ જબતલક, તબ તક હફ તીરવર જીગરે મુરતજા અલી.
અબાસકે ઘોડજો કટે તેગં જુલમસે, હએ હએ ગંજબ જોહો સીપરે મુરતજા અલી.
ઉસનવજવાં કે ટુકડે કરેં તેગં જુલમસે, હએ હએ ગજંબ જોહો સીપરે મુરતજા અલી
શબીર કે અલમમેં કહું કયા મએં હફદરી, તુફાંફીજા હએ ચશમતરે મુરતજા અલી.

અએ મોમીનો અશકબારો, અને અએ યારો જનાબે અબાસ અલીના માત મદારો, હવે જનાબે ઇમામ હુસેન અલએહિસ્સલામની મુસીબત અને બેકસીનો અહેવાલ સાંભલો, અને ચશમાની માફક તમારા દીલનો ખુન આ આંખોથી વર સાવો, અને રસુલે ખુદા, અને શફેમતજંજહેરાને ખુશી કરો.

દરદો અલમની હીકાયતના બયાન કરવા વાલાઓ, અને મુસીબતો અને ગમની રીવાયતોને લખવા વાલાઓ, આ અહેવાલ પુરમલાલને એવીરીતે લખેછે કે મોહરંમની દસમી તારીકે અને જુમઆને દીને સુબોહથી જોહોર સુધી, હજરત ઈમામ હુસેન અલઇહિસ્સલામનાં તમામ અસંહાબ, અને યારો યાવર, કરબલાના મઇદાનમાં શહાદતના જામથી સફરાબ થઇને રોજંઇ રીઝંવાનની તરફ કુચ કરી ગીઆ, ભાઈઓ, અને ફરજંદો સીવાએ કોઈ બાકી ન રહેઓ જે મઇદાને

જાનીસતાનમાં જાએ, અને જનાબે શહીદુશ શોહદા ઉપર નીસાર થાએ. હય હય જેવારે મુહમ્મંદ મુસતંશ અને અલીય મુરતજાંના ફરજંદોની વારી આવી, તેવારે હરેક ભાઈ, ભાનજાએ શમશીર આબરંદારથી શહાદતનો જામ પીને જન્નંતલ માવાની રાહા લીધી, એટલા સુધી કે હજંરત કાંસમ જે નવા પરણેલા દુલહા તેઓએ પણ દસ વરસની ઉંમરમાં જામ શહાદતનો પીધો, અને માંથું પોતાનું હજંરત ઈમામ હુસેન અલયહિસ્સલામના કંદમ મુબારક ઉપર ફીદા કીધું, તે વખંત અંબાંસ અલી, અને અલી અકબર, અને જંયનુલઆંબેદીન અને અલી અસંગર સીવાએ બીજો કોઇ બાકી ન રહેઓ, તે વખંત ચોવીસ હજાંરે સંવાર અને પેઆદા મલીને ઇમામ હુસેન અલયહિસ્સલામને ઘેરી લીધા, અને કંતલ કરવાનો ઇરાદો કીધો.

રાવી કહેછે કે આ અહેવાલ જોઇને હજંરત અંબાંસ અલી, અને અલી અકબરને તાબ ન રહી, એટલે ઈમામ હુસેન અલયહિસ્સલામથી ઈજાંજંત જંગની માંગવા લાગા. અને ઇલતેમાસ કીધી કે અય જીગરબંદ મુહમ્મંદ મુસતંશ, અને અય ફરજંદ અરજુમંદ અલીએ મુરતજાં, હવે અમને પણ રજાં આપો, કેમકે દમ નાકમાં આવી રહેઓછે, અને કલેજુ શટી જાએછે. આ કલામ સાંભલીને હજંરત ઈમામ હુસેન અલયહિસ્સલામ રોયા, અને જરાક સંબર કીધો, સા વાસતે કે અંબાંસ અલી ચાહતા હતા કે પેહેલાં હું મએદાનમાં જાઊં અને માથું અલી અકબરના કંદમ મુબારક ઊપર નીસાર કરૂં, અને અલી અકબર ચાહતા હતા કે પેહેલાં હું મારો કંદમ મએદાને કારજાંરમાં ધરૂં અને જનાબે અંબાંસ અલી પર કુરબાન થાઊં.

રાવી કહેછે કે એટલામાં અંબાંસ અલીય અરજં કીધી કે અય નુર દીદય મુહમ્મંદ મુસતંશ, ખુંદાના કંસમ હું નથી ચાહતો કે આ ફીદવીના હોવા છતાં, આ નબીની શીકલના અલીએ મુરતજાંના જીગરગોશા શહીદ થાએ, ખુંદાને વાસતે પેહેલાં મને રજાં આપો કે હું મારી જાન આપના કંદમ મુબારકપર કુર

બાન કરૂં, અને ખુંદા અને રસુલની સાંમે સરશરાંજ થાઊં. હજંરત અંબાસના આ કલામ સાંભલવાથી આપ રોયા, અને અંબાસ અલીને ખંએમામાં લઈ જાઇને સઘલી બીબીઓને કહેવા લાગા કે અઇ ગરીબો, અઇ બેકસો, હવે મારા અલ મબરદાર પણ તમારાથી રૂખંસત થાવાને આવેઆછે, અને બેહેશતે બરીનમાં જાવાનો ઈરાદો રાખેછે, માટે તમો એઓનો દીદાર આખરી જુઓ અને રૂખં સત કરો. આ કલામનાં સાંભલવાથી તમામ અહેલેબએત બેઆખતીઆર રોવા લાગા, અને બીબી જંએનબ ખાંતુન અંબાંસ અલીનાં ગલામાં પોતાના હાથ નાખીને કહેવા લાગા કે અએ ભાઈ અંબાસ આ ગરીબી અને બેકસીનો હાલ તમા મને અને આપના ભાઇને એકલાં મુકીને કાંહાં ચાલેઆ, હએ હએ આ મુરવંતની શરત નથી કે અમે આ જાલીમો જશાકારોમાં એકલા રહીએ. આ કલામ સાંભલીને હજંરત અંબાસ અલીએ પોતાનું માથું નીચું કીધું, અને પોતાની આંખોમાંથી આંસુની ધાર વરસાવીને કહેવા લાગા કે અએ ખ્વાહર બુજંરૂગવાર, અને અએ જાને શંતમા અને હએદરે કર્રાર, આ વખંત મને ઘરમાં બેસવાનું નથી, કારણ કે ભાઇઓ, ભતીજાઓ, અને ભાનજાઓના મરવાથી મારી આંખોમાં આ આખી દુનીઆ તીરો તાર થઇ ગઇછે, હવે ખુંદાને વાસતે જલદીથી મને રૂખંસત આપો. હજી આપ એક ગુફતગુમાં હતા કે બીબી સકીના એક નાની સરખી મોશકી પોતાના હાથમાં લઇને આવેઆ, અને હજંરત અંબાસની દામન પકડીને કહેવા લાગા કે અએ ચીચા જાન, પેઆસની શીદ્દંતથી જીભમાં કાંટા પડીગીઆછે, અને કલેજુ મોહોડામાં આવેછે, અને જીવ પણ ઘભરાએછે, હવે કુરબાન થાએ, અને વારી જાએ આ સકીના આપ ઉપરથી કે મને થોડુ પાણી પીવરાવો. એટલું કહીને તે મોશકી પોતાના કાકાના હાથમાં આપી. હજંરત અંબાસે તે મોશકી બીબી સકીના પાસેથી લીધી, અને રોવા લાગા, અને તમામ અહેલે બએતથી રૂખંસત થઇને મએદાને જાનીસતાનની

તરફ મોહોડું કીધું, તે વખત અહેલેબએતમાં એક કયામત થઇ ગઇ.

આઈ યારો જનાબે અહેલેબઈત રિસાલતના હવાદારો, અઈ મોમીનો હજરત ઈમામ હુસેન અલઈહિસ્સલામના માતમદારો, જે વખત આપનો કોઈ પણ યાર અથવા યાવર રૂખસત થઈને મઈદાને કારેજારની તરફ જાતો હતો તે વખત હજરત ઇમામ હુસેન અલઈહિસ્સલામ તેને દસ બાર કદમ સુધી મુકવાને જતા હતા, હઈ હઈ જે વખત હજરત અબ્બાસ અલી અલઇહિસ્સલામની વારી આવી તે વખત આપ ઘણાં રોએઆ, અને ઘણેક છેટે સુધી આપની સાથે ગીઆ. અને જ્યાં સુધી હજરત અબ્બાસ અલી એક રેગસતાનનાં ટેકરા ઉપર ચડેઆ ત્યાં સુધી હજરત ઇમામ હુસેન અલઈહિસ્સલામ ત્યાંજ ઉભા હતા.

રાવી કહેછેકે અબ્બાસ અલી તે ટેકરા ઉપર ચડેઆ અને જોવા લાગા તો જુએછે શું કે એક તરફ નહેર જારીછે, અને એક તરફ અહેલેબઈતે અસમતમાં પેઆસની શીદ્દતથી ફરીઆદ અને જારીછે. આ હાલ જોઇને હજરત અબ્બાસ અલી ઘભરાણા, અને અહેલેબએતની ગરીબી અને બેકસી ઉપર રોવા લાગા, એટલામાં તે ટેકરાની નીચે માથું ઝુકાવીને જોયું તો શું જુએછે કે હજરત ઈમામ હુસેન અલઈહિસ્સલામ ત્યાંજ ઉભાછે, અને રોઇ રહેઆછે, અને હજરત અબ્બાસના હકમા દોઆએ ખેર કરી રહેઆછે, આ માજરો જોઈને અબ્બાસ બેકરાર થીઆ, તરતજ નીચે ઉતરી આવેઆ અને હજરત ઇમામ હુસેન અલઈહિસ્સલામના કદમ મુબારકપર માથું ઝુકાવીને કહેવા લાગા અને આજેજી કરવા લાગા કે અએ ગુલે ગુલ જારે મુહમ્મદી, અને અએ સરવજુબારે મુરતઝવી, ખુદાને વાસતે આપ ઇઆંથી તશરીફ લઇજાઓ, અને આ આપના ગુલામ અને અલમબરદારને ખુદાએ કરીમને સોંપો.

રાવી કહેછે કે હજરત ઈમામે હુસેન અલએહિસ્સલામે અબ્બાસને વલી બીજી વાર ગલે લગાડેઆ, અને રૂખસત કરીને અહેલેબએતના ખેમાની તરફ પોતાનું

રૂખ કીધું. હજરત અબ્બાસે પોતાના ઘોડાને તે નદી તરફ ઝુકાવેઓ, અને આવાજે બુલંદથી કહેવા લાગા કે અએ કોમે સીતમપેશો, અને અએ ગીરોહે બદઅંદેશો, જનાબ ઈમામ હુસેન અલેહઅસ્સલામના બચ્ચાં બાલા સરવે પેઆસની શીદ્દતથી બેજાન થઈ જાએછે, અને બેહેનો, અને દીકરાઓના જાન હોઠ ઉપર આવી રહેઆછે, ખુસુસન બીબી સકીનાનો દમ ટુટી જાએછે, હવે મને થોડુંક પાણી આપો કે હું લઇજાઉં, અને તે પેઆસાઓને પીવરાવું, હએ હએ એટલી વાત સાંભલવાથી તે કાફીરોએ શેરે ગંઝ્નફર ઊપર હુમલો કીધો, અને, તીર, વ તબર, અને બરછી, અને ભાલાઓનો, વરસાદ વરસાવેઓ. સુબહાનલ્લાહ એવી હાલતમાં પણ તે બાહાદર એકતાએ, અને અલી અલ મુરતઝાના ફરઝંદે તે કાફીરોના એટલા હુજુમથી જરા પણ દેહેશત ન ખાધી, અને તે મીશકીને પાણીથી ભરીને તવકલ બખુદા ખએમાનો રસતો લીધો.

હફ હફ તે વખત ઊમર સાઅદ, અને શીમર જીલજોશને ફીરાત નદીના ચોકીદારોને, અને પાસબાનોને પુકારી પુકારીને કહીઊં કે અએ નામરદો, જુઓ આ મુરતઝા અલી ઈબને અબી તાલીબનાં ફરઝંદ પાણીથી ભરેલી મીશકી, હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામના ખએમાની તરફ લઇ જાએછે, ખબરદાર જાવા નહીં દેસો. આ વાત સાંભલવાથી ચાર હજાર કાફીરો એકદમ તે જવાને એકતાઇપર તુટી પડેઆ તે વખત હજરત અબ્બાસ અલી અલયહિસ્સલામ, નેઝા, ભાલા, તીર, અને તબરના સઘલા જખમો પોતાના જીસમે મુબારક ઉપર લેતા હતા, મગર તે પાણીથી ભરેલી મીશકીને જરા પણ આંચ આવવા દેતા ન હતા, અને ઘડી ઘડી આસમાનની તરફ નીગાહ કરીને પોતાના પરવરદીગારથી કહેતા હતા કે અએ ખુદાવંદા આ પાણીને સલામત રાખવું તારાથી ચાહુંછું, અને ઉમેદ આ વાતની રાખુંછું કે આ પાણીને તે પેઆસાઓ સુધી પોંહોંચાડું, અને એમાંથી થોડુંક બીબી સકીનાને પીવરાવું, ખુદાવંદા એવું ન થાએ કે મને તે

સાહેબજાદીથી શરમીંદગી ઉપાડવી પડે.

રાવી પુરગમ બયાન કરેછે કે હજરત અબ્બાસ અલી હનુજ એજ વીચારમાં હતા કે એક મલઉને આવીને આપને એવી તુલવાર મારી કે હજરત અબ્બાસનો જમણો હાથ કપાઈને જમીન ઉપર પડેઓ. હજરત અબ્બાસે પોતાની જવાંમરદી અને હયદરીના જોરથી તે મોશકી પોતાના ડાબા હાથની ખાંધ ઉપર લઈ લીધી, અને ઘોડાને આગલ ચલાવેઓ, એટલામાં એક મરદુદે તે બીજો હાથ પણ હજરત અબ્બાસનો કાપી નાખેઓ. હઈ હઈ અબ્બાસ અલી અલહિસ્સલામે તે પાણીથી ભરેલી મીશકીને પોતાના દાંતથી પકડી, અને બહજાર મેહેનત અને ખરાબીથી પોતાને ખયમાની નજદીક પોંહોંચાડેઆ, પણ હઈ હઈ અફસોસ સદ અફસોસ એટલામાં એક કાફીર જફાકારનો તીર તે મીશકી ઉપર લાગેઓ, જેથી તે મીશકીનું તમામં પાણી વહી ગયું. જેવારે હજરત અબ્બાસ અલી અલહિસ્સલામે આ માજરો જોયો, તેવારે આપમાં ન રહેઆ, બેઅખતીઆર હાએ મારીને રોવા લાગા, અને જખમોના સબબથી તેઓમાં કંઈ પણ તાકત ન રહી હતી, જેથી ઘોડા ઉપરથી પડી ગીઆ અને આ સુખન પોતાની જબાન મુબારક ઉપર લાવેઆ. "અદરેકની" અઈ ભાઇજાન તમારા અબ્બાસની ખબર લેઓ જલદીથી પોંહોંચો, હએ હએ આ દરદનાક આવાજના સાંભલવાથી હજરત ઈમામ હુસેન અલહિસ્સલામ રોયા, અને કરબલાનાં સેહેરામાં આવેઆ, અને બુલંદ આવાજથી ફરમાવા લાગા કે હઈ હઈ હવે મારી કમર ટુટી ગઇ, અને જીંદગીની ઉમેદ પણ ટુટી ગઇ, એવી રીતે કહેતા કહેતા ખયમાથી નીકલેઆ, અને હજરત અબ્બાસ અલી અલહિસ્સલામની લાશ પાસે આવીને બેઠા, અને માથું મુબારક પોતાના ખોળામાં રાખીને મોંહ ચુમવા લાગા, તે વખત હજરત અબ્બાસ અલી અલહિસ્સલામ પોતાની આંખો ઉગાડી અને અરજ કીધી કે અઈ જાન મુહમ્મદ મુસતફાના, અને અએ રૂહ રવાને મુરતજાના, આ મારી લાશને બીજા ભાઈઓની

લાશની માફક ખેમામાં લઇ નહીં જાતા, સાવાસતે કે મને બીબી સકીનાથી શરમ આ વસે અને મારા તમામ બદનમાં થરથરાટ પડી જાસે, હએ હએ હજરત અબ્બાસ અલયહિસ્સલામે એટલી વાત કહીને ગશ ખાધું, યાએને અંધાર આવી ગઇ, અને તેનો બુલબુલી રૂહુ આ કાલીબે અનસરીથી નીકલીને બાગે જન્નતની તરફ શહાદતના પરોથી પરવાઝ થીઆ.

રાવી બયાન કરેછે કે હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામે જનાબે અબ્બાસની લાશને તે જંગલ બયાબાનમાંજ છોડી, અને અલમ મુબારક અને લીબાસ અને હથી આર લઇને ખેમાની તરફ આવેઆ. જેવારે અબ્બાસ અલીના અલમને સકીનાએ જોયો, તેવારે જાણીઉં કે મારા કાકા મારા વાસતે પાણી લાવેઆછે, એવી રીતે સમજીને ખુશી થીઆ, જેવારે હજરત ઇમામ હુસેમ અલયહિસ્સલામ નજદીક આવેઆ અને સકીનાએ પોતાના પીદર બુજરૂગવારને જોયા, અને હજરત અબ્બાસને ન જોયા તેવારે રોવા લાગા, એટલા સુધી રોઇઆ કે રોતાં રોતાં બેહોશ થઇ ગીઆ, હઇ હઇ હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામે તે કપડા જનાબે અબ્બાસના બીબી જેદનબને આપેઆ, અને કહેવા લાગા કે અઇ બેહેન મારા અબ્બાસભી શહીદ થીઆ, આ વાત મેં તમને કહી પણ તમો બીજા કોઇને પણ આ ખબર નહીં કરસો, અને મારી સકીનાને પણ અબ્બાસના શહાદતની ખબર કરસો નહીં.

રાવી કહેછે કે એટલામાં બીબી સકીના હોશમાં આવેઆ, અને કહેવા લાગા કે અઇ બાવા સાહેબ, કાકા અબ્બાસ કયાંછે? એટલું કહીને સકીના રોવા લાગા, અને વલી કહેવા લાગા કે અઇ બાવા સાહેબ હવે મને કાકા અબ્બાસની જુદાઇની તાબ નથી, વાસતે મારાથી કાકા અબ્બાસને મીલાવો, યા તો મને તેની પાસે મોકલાવી આપો. આ કલામ સાંભલીને હજરત ઇમામ હુસેન અલયહિ સ્સલામ લાચાર થીઆ, અને સકીનાને પોતાની ગોદમાં લીધી, અને જનાબે

અબ્બાસ અલીની લાશ પાસે આવેઆ. હફ હફ તે વખત હઝરત અબ્બાસ અલી અલયહિસ્સલામની લાશ મુબારક કીબલાની તરફ જમણી બાજુ ઉપર હતી, જેવારે બીબી સકીનાને જોઈ, તેવારે તે લાશ ઉલટી ગઈ અને બીબી સકીનાની તરફથી જમીન તરફ મોહોડું થઈ ગીઉ, સાવાસતે કે બીબી સકીનાથી આપે પાણીનો વાએદો કીધો હતો તે વફા નહીં કરી શકેઆ, તેની શરમીં દગીથી સાંમે મોહોડું કરી શકેઆ નહીં. મગર જેવારે સકીનાએ પોતાના કાકાને એવી હાલતે જોયા તેવારે પોતાના માથાના બાલ નોચવા લાગા, પછાડીઓ ખાવા લાગા, અને આ દરદ આમીજ નુહો પડવા લાગા.

## નુહો.

| | | |
|---|---|---|
| લાશેપે સકીના યેહી કહેતી હુઇ આઈ, | હફ હફ મેરે અમું ; | |
| પાનીકે લીએ તુમને અઝીયત યે ઉઠાઇ, | હફ હફ મેરે અમું. | ૧ |
| બાઝુભી હુવે દોનો જુદા કંટકે બદનસે, | તન હો ગયા ટુકડે ; | |
| યે કએસી તેરી શકલ લઈનોંને બનાઈ, | હએ હએ મેરે અમું. | ૨ |
| પાનીકે લીએ હાએ તુઝે જાનસે મારા, | દરીયાકે કીનારે ; | |
| કુછ સાકીએ કવસરસે ઉન્હે શરમ ન આઇ, | હએ હએ મેરે અમું. | ૩ |
| ગર જાનતી મએં તુમકો વાહાં કતલ કરેંગે, | તો જાને ન દેતી ; | |
| સકાઈ મેરી હાએ તુમ્હે રાસ ન આઈ, | હએ હએ મેરે અમું. | ૪ |
| અબ કીસસે કહુંગી કે પેઆસી હું ચીચા જાન, | લાદો મુઝે પાની ; | |
| દીલસોઝ કોઈ એસા નહીં દેતા દીખાઈ, | હએ હએ મેરે અમું. | ૫ |
| અફસોસ બનાયા તુઝે તીરોંકા નીશાના, | ઔર જાનસે મારા ; | |
| યે ચાંદસી સુરત તેરી લહુમેં ડુબાઈ, | હએ હએ મેરે અમું. | ૬ |

દરીયાસે ન લાને દીઆ એક પાનીકા કંતરા, હએ હાત કીસીને ;
મએં પેઆસી રહી જાન યાંહાં તુમને ગંવાઇ, હએ હએ મેરે અંમું ૭
અબ કોન ઉઠાવેગા અંલમ બાબકા મેરે, ઈસ દશતે બલામેં ;
ન ઇસકા અંલમદાર હએ અબ ઔર ન ભાઇ, હએ હએ મેરે અંમું. ૮
બાજું નહીં તેરે યે કટે તેગેં સીતમસે, અએ બાજુએ શંબીર ;
યે દસતે યદુલ્લાહપે હએ જંરબ લગાઇ, હએ હએ મેરે અંમું ૯
તુમ મર ગએ મએં રહે ગઇ રોતી હુઈ પેઆસી, પાનીકો તરસતી ;
ઔર અપની પેઆસ આપને કવસરપે બુઝાઇ, હએ હએ મેરે અંમું. ૧૦
અએ હએદરી અબ આગે બયાં કયાં કરૂં ઉસકા, ભર આતી હએ છાતી ;
જીસ તરહાસે વો કહેતીથી શંબીરકી જાઇ, હએ હએ મેરે અંમું. ૧૧

ઇનાં લિલાહે વ ઇનાં ઈલયહે રાજેઉન.

## મજલીસ પચીસમી.

સંલ્લલ્લાહુ અંલયકા યા અબા અંબદિલ્લાહે,
સંલ્લલ્લાહુ અંલયકા યા ઇબને રસુલિલ્લાહે,
વઅંલલ મુસતશહેદીના મઆંકા યા લયતની,
કુનતા મઆંકુમ ફ અફુઝાં ફવઝંન અંઝીમા.

## પેશખ્વાની.

અએ અંઝીઝો અકબરે ગાઝી ચલા મએદાનકો,
છોડકર ખંએમેમેં રોતા અપને બાબા જાનકો. ૧

ઓરકે કંદમોંપર હુસેન ઈબને અલીકે અરજ કી,

દીજીએ રનકી ઈજાજત મુઝ દીલે ગીરયાનકો. ૨

કાંસમે નવ કતખુંદાભી હોચુકા રનમેં શહીદ,

કતલ કર ડાલા હએ બાબા મેરે અમુ જાનકો. ૩

મુઝ સીવા કોઈ નહીં નો સર કરે અપના ફીદા,

દેખીયો યારો જરા ઊસ શાહકી અવસાનકો. ૪

સુનકે યેહ બાનુંસે ફરમાયા કે નહેલાઓ ઊસે,

કપડે પહેનાઓ નએ તુમ અકબરે નાલાનકો. ૫

સુરમા કીનો આંખોમેં ઓર જુલફમેં કંગી કરો,

ઈદ કુરબાં હએ ઈસે ભેજુ હું મએં કુરબાનકો. ૬

દોસતકી હાં આજ મહેમાની હમારી હએ બેહેશત,

ઈદ દઆવત ફબ રવા હએગી કીસી મહેમાનકો. ૭

હાએ જીસદમ અકબરે ગાજી ચલા મએદાનમેં,

બોલે ઊસદમ ચુમકર ઊસકે લબે દનદાનકો. ૮

મીસલે ઈબરાહીમ મએંનેભી ફીદા અકબર કીયા,

હમ શબીએ મુસતફા જાને શાહે મરદાનકો. ૯

અહેલે બએતે મુસતફાકી હોગઈ હાલત તબાહ,

જીસ ઘડી અકબર ચલા મએદાંમેં દેને જાનકો. ૧૦

અએ અતા રોવેગા નો અકબર અલીકે વાસતે,

રોશની હોવેગી ઉસકે દીદએ ગીરયાનકો, ૧૧

અએ મોહીબાને હુસેનો, હીકાયત દીલસોજ અને રિવાયત ગમઅંદોજના લખનારા રાવીઓ એવી રીતે લખેછે કે જેવારે હજરત અબાસ અલી અલેહિસ્સલામ શહીદ થઈ ચુકા તેવારે જનાબ અલી અકબર તે મએદાનમાં હુથી

આર બાંધીને જાવા લાગા, આ અહેવાલ પુરમલાલ જોઇને હજરત ઇમામ હુસેન અલઇહિસ્સલામનું કલેજું મોહોડા ઊપર આવી ગીઊં, અને આપનો ચેહેરો જરદ થઈ ગીઓ, હએ હઈ આપ બેઅખતીઆર થીઆ, અને અલી અકબરને ગલે લગાડીને કહેવા લાગા કે અએ નુર દીદએ હુસેન, વ અએ સરવર સીનએ હુસેન, હવે હું તને તનહાછું, એવી હાલતમાં મને મુકીને મદ દાને જાનીસતાનમાં નહીં જાઓ, હએ હએ મારા સીના ઊપર હું કેવી રીતે સબરની સીલ ધરૂં, અને કએઆ દીલથી તારી જુદાઇને ગવારા કરૂં, વલી એસીવાએ તમને જોવું અને મુહમ્મદ મુસતફાની જીઆરત કરવી બરાબરછે, વાસતે અએ અલી અકબર તમો મને આ ખુનખુવાર દશતમાં એકલો નહીં મુકો, અને મોહબતના તારને નહીં તોડો, અએ નુરદીદએ પીદર, અને અએ સરવર સીનએ પીદર, તારા સીવાએ હવે હું કોઈપણ યાર અને મદદગાર રાખતો નથી, હએ હએ મને આ જાલીમો ખુનખુવારોમાં મુકીને કયાં ચાલે આ, અએ અલી અકબર ખુદાના કસમ તમને ખાક અને ખુનમાં ભરેલો હું નહીં જોઇ સકીસ.

રાવી કહેછે કે હજરત ઇમામ હુસેન અલએહિસ્સલામના આ કલામ સાંભલીને અલી અકબર આપના કદમ મુબારક ઊપર પડી ગીઆ, અને રોઈ રોઇને કહેવા લાગા કે અએ બાવા સાહેબ હું નથી ચાહતો કે આપ વગર એક પલ પણ આ દુનીઆમાં બાકી રહું અને જીંદગી કરૂં, હવે ઉમેદવાર આ વાતનોછું કે મને પણ આપના જીવતાં રૂખસત કરો, અને આપના કદમ મુબારક ઉપર કુરબાન કરો, જેથી હું પણ આ કાફીરો ખુદા નાતરસોથી લડું અને મારા ભાઇઓ અને હવાખ્વાહોનો બદલો લઊં. આ વાત સાંભલીને હજરત ઇમામ હુસેન અલએહિસ્સલામ રોવા લાગા, અને અલી અકબરને ગલે લગાડેઆ, અને ખએમામાં લઇગીઆ, અને બીબી શહેરબાનુંને ફરમાવા લાગા કે અએ

બીબી જે વખ્ત ઈસમાઈલને રાહે ખુદામાં કુરબાની કરવાને લઇ જવામાં આવે આ હતા તે વખ્ત તેઓની માં હાજરાએ હજરત ઇસમાઈલને કપડા નવા પેહેરાવેઆ હતા, અને આંખોમાં સુરમો નાખેઓ હતો, અને બાલને કંગઇ કીધી હતી, અને તેના તમામ બદનને અંતર, અને મુશકથી ખુશબુદાર કીધુ હતુ, માટે હું પણ હવે ચાહુંછું કે તમોબી તમારા અલી અકબરને કપડા પેહેરાવો અને તેની સોહામણી આંખોમાં સુરમો આંજો, ને બાલોને કંગઈ કરો, કેમકે આ જીગરબંદ અરજુમંદ કુરબાનગાહમાં જાવાને ચાહેછે. હએ હએ જે વખ્ત બીબી શેહેરબાનું આ કારે નેકમાં મશગુલ થીઆ તે વખ્ત નેતરની માફક ધુજતા હતા, અને જાર જાર રોતા હતા, અને ઘડી ઘડી, વારમવાર અલી અકબરને ગલે લગાડતા હતા, અને પોતાની જબાન મુબારકથી ફરમાવતા હતા કે અએ નવજવાંને માદર, અને અએ ગુલે બુસતાંને માદર, અજલે ન ચાહીઊં કે હું તમારા વીવા જોઊં અને તમને દુલ્હો બનાવું, હએ હએ અએ અલી અકબર આ શેહેરબાનું જીવે અને તમો શહાદતગાહમાં જાઇને પોતાનું માથું કપાવો.

હાસીલ કલામ બીબી શેહેરબાનું અલી અકબરનો હાથ પકડીને ખેમામાં લઈ ગયા, અને રોઈને કહેવા લાગા કે અએ પરદએ અસમતની બેસનારીઓ, અને અએ જનાબે હુસેનની બેહેનો અને બેટીઓ, જલદી તશરીફ લાવો કેમકે મારો અલી અકબર અરૂસે અજલથી લગન કરવા જાએછે, અને તાબુતના તખ્તથી સહેરા બંધાવેછે. હએ હએ આ કલામના સાંભલતાંજ સઘલી બીબીઓએ અલી અકબરને ઘેરી લીધા, અને રોવા લાગા. એટલામાં બીબી શેહેરબાનુંએ હજરત ઈમામ હુસેન અલએહિસ્સલામથી અરજ કીધી કે અએ ગુલે ગુલજારે મુહમ્મદે મુસતફા, અકબરને નવડાવવા વાસતે થોડુ પાણી જોઇએ. આ વાત સાંભલતાંજ હજરત ઈમામ હુસેનને એક હાએનો નારો મારીને રોયા, અને ફરમાવા લાગા કે અએ બાનુએ

બેકસ, અલી અકબરના ગુંસલ વાસતે પાણીની કંઇ દરકાર નથી, માટીથી નવડાવો, અને સોહાગના બદલે કફન પેહેરાવો, અને તમારા ગલે લગાડીને દુલ્હો બનાવો.

રાવી કહેછે કે આ વાત સાંભલીને અલી અકબર ઉઠેઆ, અને કરબલાની ખાંકથી તયમુમ કીધો, અને બીબી શાહેરબાનુએ તેની સોહામણી આંખોમાં સુરમો નાખેઓ, અને બાલોને સરખા કીધા, અને અંતર અને અંબર અંગમાં લગાડેઉ અને ઉંચી પોશાક કફનની મારફક પેહેરાવી, હએ હએ એક બાજુ બીબી જંએનબે પકડી અને બીજી બાજુ બીબી શાહેરબાનુંએ થોભી અને આસતે લઈને અલી અકબરને હજરત ઇમામ હુસેન અલએહિસ્સલામની ખીદમતમાં પોંહોંચાડેઆં.

રાવી કહેછે કે સુબહાનલ્લાહ તે નવજુવાન અઢાર [૧૮] વરસની ઉંમરના હતા. પોતાની બેઉ બાજુંના બાલ ખુલાછે, અને સલાહ સંજોકથી આરાસતા અને પીરાસતા થઈને હજરત ઈમામ હુસેન અલએહિસ્સલામના મુજરાને આવેઆ, અને રોઇ રોઈને કહેવા લાગાકે અએ બાવાસાહેબ હવે મને મએદાનની ઈજાજત આપો અને વધારે નહીં તરસાવો. હઈ હઈ તે વખંત હજરત ઇમામ હુસેન અલએ હિસ્સલામે પોતાના કલેજા ઉપર સબરની સીલ મુકી, અને અલી અકબરને ઇજાજત આપી.

રાવી કહેછે કે અલી અકબર પોતાના બાપથી રૂખસત થઇને ખેમામાં તશરીફ લાવેઆ, અને પોતાની ફુઈઓં, અને બેહેનોને કહેવા લાગા કે અઈ બેકસો, ગરીબો, અને અઈ અલી અકબરને ચાહાવાં વારીઓ, હવે તમારા અલી અકબરને રૂખસત કરો કેમકે બીજી વાર તેને નહીં જોસો, અને તમારા તે નવજુવાનને કયામત સુધી નહીં પામસો. એટલું કહીને આગલ વધેઆ, અને પોતાની માદર મેહેરબાનની સાંમે હાથ જોડીને ઊભા, અને રોઇ રોઈને કહેવા લાગા કે અઈ માદરે મેહેરબાન, અલી અકબર નથી ચાહતો કે મારા બાવા સાહેબ પોતાનું માથું કપાવે, અને મારી આમાં બેવા કહેવાએ, તેટલામાટે

ઉમેદવાર આ વાતનો છું કે મને રૂખસત કરો, તમારૂં દુધ બખશો, અને અગર મારાથી કંઈ તકસીર અથવા કુસુર થઈ હોએ તો તે મોઆફ કરો. હદ હદ શેહેરબાનું અલી અકબરના નુરાની ચેહેરા તરફ જોતા હતા, અને પોતાની આંખોથી પાણીનાં ચશમા ભરતા હતા, અને પોતાનું કલેજું પકડીને ઉભા હતા, હદ હદ એટલામાં બીબી સકીનાને કોઇએ આ વાત કહી કે અએ બીબી હવે તમારો મોટો ભાઈ અલી અકબર તે પણ કુરબાનગાહમાં પોતાનું માથું કપાવા જાએછે. આ વાત સાંભલવાથી બીબી સકીના ઊગાડે પગે દોડી આવેઆ, અને અલી અકબરની દામન પકડીને કહેવા લાગા કે અદ જાંને બ્રાહર, અરે મુઝ બેકરાર દીલની બેહેનને રાહત આપનાર ભાઈ, મને વગર ભાઇની નહીં કરો, ખુદાને વાસતે મદાને જાનીસતાનમાં નહીં જાઓ, મુઝ બેકસ અને નાદાન બેહેન ઉપર રેહેમ ખાવો, કેમકે જે કોઇ મદાનમાં જાએછે તે પાછાં જીવતા આવતા નથી.

રાવી કહેછે કે અલી અકબરે પોતાની બેહેન સકીનાને ઘણીક રીતે સમઝાવીને હઝરત ઈમામ હુસેન અલયહિસ્સલામની ખીદમતમાં તશરીફ લાવેઆ, હદ હદ તે વખત હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામે અલી અકબરને પોતાને હાથે ઘોડા ઉપર સવાર કીધા, અને ખુન દીલનો આંખોથી વરસાવા લાગા, અને કેટલેક છેટે તેને પોંહોંચાડી આવેઆ.

બીબી ઝએનબ અલયહિસ્સલામથી રીવાયતછે કે જે વખત હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામના મોહોડા તરફ મેં જોયું તો સું જોઉંછું કે કેટલાક રંગ થાએછે અને વલી પાછા બદલી જાએછે, એટલા સુધી કે તે ચેહેરો સુરખ, સુફેદ, અને જરદ થઇગીઓ, અને આંખોંથી આંસુનો દરીયા જારી હતો.

રાવી કહેછે કે અલી અકબર મદાનમાં આવેઆ અને નીશાન મુહમ્મદી ઉભો કીધો. જેવારે તે કાફીરો બદનહાદોએ, અલી અકબરને મદાનમાં જોયા તેવારે બુલંદ આવાજથી કહેવા લાગા કે અદ યારો ખબરદાર રહેજો

કેમકે આ વખંત હઝંરત ઈમામ હુસેન અલયહિસ્સલામની મદદ વાસતે હઝં રત મુહમ્મંદ મુસંતફા સંલ્લલ્લાહ અલયહે વ આલેહી વ સલમ રોઝંક રોઝંવાનથી તશરીફ લાવેઆછે, હવે કોનાથી લડસો? હવે બેહેતર તો એછે કે પોતપોતનો રસતો પકડો.

રાવી બયાન કરેછે કે અલી અકબરં ચારે બાજુએ પોતાનો ઘોડો દોડાવતા હતા, અને કુફા અને શામના લશકરને દરહમ બરહમ કરી નાખતા હતા, એક પલકવારમાં સેંકડો હરામઝાંદાઓને મારેઆ, જહન્નંમ વાસલ કીધા. જેવારે કોઇ પણ મલઉંન તે જુવાન હાશમીની રૂબરૂ નહીં આવેઓ તેવારે અલી અકબર ખંદમાની તરફ ઘોડાની વાગ ફેરવી અને હઝંરત ઈમામ હુસેન અલયહિસ્સલામની ખીદમતમાં આવીને ઈલતેમાસ કીધી કે અય બાવા સાહેબ પેઆસોછું, પેઆસોછું. આગર એક ગોટ પાણીનો મને મલે તો ખુંદાના કંસમ એકજ હુમલાથી આ કાફીરોના નામો નીશાનને પરદએ દુનીઆથી ઉખેડી નાખું. આ કલામ સાંભલીને અલી અકબરને આપે ગલે લગાડેઆ, અને હઝંરત મુહમ્મંદ મુસંતફાની અંગુશતરી અલી અકબરના મોહોડામાં નાખી, અને ફરમાવા લાગા કે અય અલી અકબર ઘભરાવસો નહીં, હવે નઝંદીકછે કે હોઝં કવસર ઉપર તમારા દાદા અલી અલ મુરતઝાંના હાથથી તમો સફરાબ થાઓ, અને ગુલશને જન્નંતમાં તમારા ભાઈઓ સાથે પણ સફરાબ થાસો.

રાવી કહેછે કે તે વખંત સઘલી બીબીઓએ હઝંરત અલી અકબરને ઘેરી લીધા હતા અને આહ વ ઝાંરી કરતા હતા, હય હએ એટલામાં અલી અકબરે પોતાનું મોહોડું મએદાનની તરફ કીધું, અને કુફીઓના લશકરની સામે જાઇને ઉભા. હએ હએ તરતજ તે ગુમરાહોની સીપાહે તેને સીઆ વાદળની માફક ઘેરી લીધા, આને ચારો તરફથી તીર, તબર, ખંજર, અને બરછીઓનો વરસાદ વરસાવા લાગા, અને આખરકાર અલી અકબર જંખમોથી ચુર ચુર થઇ ગીઆ, જીન

ઊપર માથું રાખીને બેહોશ થઈ ગીઆ, ઘોડાની વાગ હાથમાંથી છુટી ગઇ.

રાવી કહેછે કે અંલી અકબરના વફાદાર ઘોડાએ પોતાના જંખંમી આકાં ને પોતાની પીઠ ઉપર સંભાલીને મુખાલીફોની ફોજથી બીજી તંરફનો રસતો લીધો, જેથી કરીને ઇમામ હુસેન અંલયહિસ્સલામની નજંરથી અંલી અકબર ગાંઇબ થઇ ગીઆ. જેવારે ઇમામ હુસેન અંલયહિસ્સલામે પોતાના શાહતે જાનને મએદાનમાં ન જોયા તેવારે રોવા લાગા, અને જુંલજનાહને ત્યાંથી દોડાવીને પોતાને મએદાને કારજાંરમાં પોંહોચાડિઆ, અને ત્યાં પણ અંલી અકબરને ન દીઠા, તેવારે પોતાનું કલેજું પકડીને ઉભારીઆ, અને આખી જહાન આપની આંખોમાં તીરો તાર થઈ ગઈ, આપ ઘણાં રોયા અને ફરમાવા લાગા કે અએ અંલી અકબર, અએ અંલી અકબર, તમો કયાં ગીઆ? આ જાનીસતાનના મયદાનમાં શું થઈ ગયું.

રાવી કહેછે કે એટલામાં આપના કાનમાં એક આવાજ આવીઉં કે "અદરેકની" યાઅંને જલદી આવી પોંહોંચો અને મારી ખંબર લેઓ. તે વખંત હજંરત ઇમામ હુસેન પોતાના ફરજંદ અરજુમંદની સદા સાંભલતા હતા, અને દુશમનોના લશકરને દરહમ બરહમ કરતા હતા, મગર તે મયદાનમાં તે નજંર આવતા ન હતા, પગલે પગલે પોતાના ફરજંદ અંલી અકબર માટે ગંશ ખાતા હતા.

રાવી કહેછે કે તે બાદ હજંરત ઇમામ હુસેન અંલયહિસ્સલામ વલી અંલી અકબરની બીજી નીદાને વાસતે મુનતજંર ઉભા હતા પણ કસી રીતનો આવાજં ન સંભલાયો તેવારે આપ ઘણાં બેકરાર થીઆ, અને પોતાના ઘોડા જુંલજનાહને આમ તેમ દોડાવવા લાગા, અને ઘણાં દુર નીકલી ગીઆ. હદ હદ હજંરત અંલી અકબર એક રેગસતાનમાં, પાણી વગર જેમ માછલી તડફડે તેમ તડફડી રહેઆ હતા, અને આ કંતઆ જંબાન મુબારકથી ફરમાવી રહેઆ હતા.

# કતઆ.

રહે ગુર્જરમે હઅે પડા અઈ બખ્તે ગર મેશ ગુંબાર,
બહેરે હકૂં ઉસ શહે સવારે દુર્જહાં કો લા ઉદર.
જી નહીં તનસે મેરે નીકલે હઈ અર્જ બહેરે ખુંદા,
કુએ જાનાંમે ચે લેજા મેરી જાનીબસે ખબર.

રાવી પુરગંમ બયાન કરેછે કે આ દરદ નાક આવાર્જના સાંભલવાથી હજરત ઇમામ હુસેન ઘોડાથી નીચે ઉતરેઆ, અને અલી અકબરની લાશ પાસે જાઇ બેઠા અને તેનું માથું મુબારક ખોળાંમાં લઇને પોતાની આસતીનથી લોહીથી ભરેલું મોહોડું લુછવા લાગા, અને પોતાની જબાન મુબારકથી ફરમાવા લાગા કે અઈ મારા જાન, અને અઈ મારા રૂહ, હવે તમો આ દુખોથી ભરેલી દુની આથી નજાત પામેઆ અને મારી પણ જીંદગી તમામ થઈ, અઈ બેટા અગર તમો ન હોવો તો ખાક પડજો આ દુનીઆ અને જીનદગાની ઊપર, હવે તમો ખુશી થાઓ કે હું પણ તમારી પાછલ આવી પોંહાંચુંછું. એવીરીતે વીલાપ કરેઆ બાદ અલી અકબરની લાશને પોતાના ઘોડા ઉપર બાંધી, અને ખેંમાની તરફ મોહોડું કીધું, તે વખત અલી અકબરમાં હજી થોડોક દમ હતો, જેવારે આપ ખેંમાની નજદીક આવેઆં તેવારે હાએ મારીને રોવા લાગા અને તમામ અહલેબએતે રીસાલતને ફરમાવા લાગા કે અઈ ગંરીબો, અને અઈ લાચારો, જલદી આવો, આ તમારા અલી અકબરનો દીદાર આખરી જુઓ. હઈ હઈ આ કલામ સાંભલતાંજ પરદાની અંદર બેસવાવાલી સઘલી બીબીઓ એકદમ દોડી આવીઆ, અને અલી અકબરને ઘેરી લીધા, અને એક કયામત થઈ પડી.

રાવી કહેછે કે તે વખત અલી અકબરે પોતાની આંખો ઉઘાડી અને

સઘલી બીબીઓને કહેવા લાગા કે હવે મને રૂખસત કરો, આહ, વાવયલા, એટલી વાત કહીને અલી અકબરે ગશ ખાધું, અને તેના બુલબુલી રૂહે કાલીબે અન સરી મુકીને શહાદતના પરેથી ગુલશને જન્નતની તરફ રવાના થીઓ. તે વખત બીબી શેહેરબાનું અલી અકબરના પગના તલીઆ પોતાની આંખોથી મલતા હતા અને આ નુહો જાનગાહ જબાન મુબારકથી અદા કરતા હતા.

# નુહો.

બાનોને કહા પીટકે સર ખાક ઉડાકર, હઈ હઈ અલી અકબર;
કીસ તરહકા નેજા યે લગા છાતીકે અંદર, હએ હએ અલી અકબર. ૧
હમશીકલે નબી તુઝકો લઇનોને ન જાના, અએ આહમદે સાની;
ઔર તુઝકો ન સમઝે ખલફે સીબતે પયમબર હએ હએ અલી અકબર. ૨
કયા ઊનકો ન માઅલુમથા હઈ જહેરાકા પોતા, યે સરવે ખીરામાન;
કર ડાલા કલમ બાગીયોંને તેગસે કટકર, હએ હએ અલી અકબર. ૩
અકબારજી જો ખવફે નબી દીલસે ભુલાયા, ઔર તુઝકો કીયા કતલ,
કાફિરથે મુસલમાંથે યે કએસેથે સીતમગર, હએ હએ અલી અકબર. ૪
છાતીકા તેરે દેખકે સુરાખ પેઆરે, ફટતા હએ કલેજા;
ફરીયાદ કરૂં કીસસે મએ કીસમત જલી જાકર, હએ હએ અલી અકબર. ૫
યેહ શકલ તેરી મુઝસે તો દેખી નહીં જાતી, આહમદકી દુહાઈ;
મારા હએ લઇનોને મેરે કુખમેં ખંજર, હઈ હઈ અલી અકબર. ૬
અબ આગ મેરી કુખકી કયુંકર યે બુઝેગી, બે તરહા હએ ભડકી,
કીસસે કહું સોઝશ હએ જો કુછ સીનેકે અંદર, હઈ હઈ અલી અકબર. ૭
લુટી ગઇ મએં આનકે ઇસ દશતે બલામેં, ગરદીશસે ફલકકે;
જો તુઝસા મેરા ચાંદ મીલા ખાકકે અંદર, હએ હએ અલી અકબર. ૮

તા હશર તડપતી રહુંગી ગોરકે અંદર, ઈસ દરફસે બેટા,
હરગીજં ન લગેગી યે મેરી પીઠ જંમીપર, હઈ હઈ અૌલી અકબર. ૯
યે હઈદરીને કયા કહું વો નર્વહા કહા હઈ, મત પુછો અૌઝીનોં,
જીસને યે સુના કહેને લગા આંસુ બહા કર, હઈ હઈ અૌલી અકબર. ૧૦
ઈનાં લિલ્લાહે વ ઈનાં ઈલઈહે રાજેઉન.

# મજલીસ છવીસમી.

સલ્લલ્લાહુ અૌલઈકા યા અબા અૌબદિલ્લાહે,
સલ્લલ્લાહુ અૌલઈકા યા ઈબને રસુલિલ્લાહે,
વઅૌલલ મુસતશહેદીના મઅૌકા યા લઈતની,
કુનતા મઅૌકુમ ર અફુજાં રવજંન અૌજીમા.

## નજમ.

આદમ હઈ ઈસ મુસીબતે પુર ગંમમેં મુબતીલા,
કુબા સફીના જુહકા દર મવજે કરબલા.
દેખી હઅે તુને આતશે નમરૂદ અઈ ખંલીલ,
શઅૌરકે જીગરકાભી ટુક શૌલા દેખ આ.
મુસાને કીસ અલમમેં કીઆ જામા નીલગું
ઈસા હઅે સુરખં પહેને હુવે કીસલીઅે કૈબા.
ગોયા બરાહે માતમેં સુલતાને દીં હુસેન,
રોતે હઅેં ઈસ કંદર નો યે સબ મીલકે અંબીયાં.

હદ હર નબી બરાએ નબી ખં?તા વ મલુલ,
કએસા જીગરપે દાગં નબીકે યે પડ ગયા.
સર પીટે ઈસ અલમમેં અલી કુછ અજબ નહીં,
ખાવે પછાડી શતેમા ઇસ ગંમમે હએ બજા.
હએ શોરો ગુલ જંમીસે લગા કર યે તા બ અરશ,
ઈસ ગંમમે જીસકો દેખો વો હએ સર પટક રહા.
ખંદમેમેં બએઠીં રોતી હએ જંહેરાકી જાઇયાં,
દેવડીપે સર નિગું હએ ખડા શાહકા બાદપા.
તહેરીર ઈસ અલમકો કરૂં કયા મએ હદદરી,
રૂખંસંત હરમસે હોકે ચલા શાહે કરબલા.

અદ મોહીબાને હુસેનો, હીકાયત જીગર સોજનાના લખવા વાલાઓ અને રીવાયત ગંમ વ અંદોજના બયાન કરવા વાલાઓ આ અહેવાલે પુર મલાલને એવી રીતે બયાન કરેછે કે જેવારે હજરત અલી અકબરે જામ શહાદતનું પીધું તેવારે અલી અસગર, અને હજરત જંદનુલઆબેદીન સીવાએ ઈમામ હુસેન અલએહિસ્સલામના લશકરમાં કોઇ બાકી ન હતો જે લડવાને મએદાનમાં જાએ.

રાવી પુરગંમ બયાન કરેછે કે તે વખંત હજરત ઈમામ હુસેન અલએહિ સ્સલામ પોતે ઘોડા ઉપર સવારથીઆ તેવારે પરદાની અંદર બેસવાવાલી બીબીઓમાં જાણે કયામત થઈ રહી હતી, એટલામાં બીબી જંએનબ અલએહિસ્સલામે આવીને અરજ કીધી કે, અએ મુહમ્મદ મુસ્તફાના જીગર ગોશા, અને અલી અલ મુરતજાના સરવરે સીના, આ જફાકાર જમાનાના જુલમો સીતમથી અહેલેબએતના ઘર ઉપર શું શું ન થયું? કઈ વાત ઊપર અમો ગરીબો બેકસોએ સબર ન કીધો? પણ અફસોસ હવે કલેજું મોહોડામાં આવી

જાએછે, અને જીગર ફાટી જાએછે, અને અલી અસગરનું સસકવું, આ આં ખોથી નથી જોવાતું, હએ હએ તેની માદરે મેહેરબાનનું દુધ સુકાઈ ગીઊંછે, જેથી તે દુધ પીનાર બાલક પેઆસની શીદ્દતથી હલાકતની નઝદીક પોંહાંચેઓછે, એક બુંદ પાણી ન મલીઊં કે જેથી તે બાલકની જાન બચે.

રાવી કહેછે કે આ કલામ સાંભલીને હઝરત ઈમામ હુસેન અલએહિસ્સલામ રોયા, અને ફરમાવા લાગા કે તે તીશના લબને મારી પાસે લઇ આવો કે તેને હું તે કાફીરો બેઈમાનોની સામે લઇજાઊં, કદાચજ તેઓના દીલમાં રહેમ આવે તો તે મારા નહાના મુસાફીરને થોડું પાણી પીવરાવે. તે બાદ બીબી ઝએનબ ખાતુન અલી અસગરને પોતાના ગલાથી લગાડીને હઝરત ઈમામ હુસેન અલએહિસ્સલામની પાસે લાવેઆ.

રાવી કહેછે કે હઝરત ઈમામ હુસેન અલએહિસ્સલામ અલી અસગરને લઇને ઝુલજુનાહ ઉપર સવાર થીઆ અને મઈદાને જાનીસતાનમાં તે શામીઓ, અને કુફીઓની રૂબરૂ જાઈને કહેવા લાગા કે અઈ યારો ખુદા નાતરસો, અગર તમારો ગુનાહગાર છું તોહું છું, આ દુધ પીનાર બચાંએ તો કાંઈ તમારી તકસીર કરી નથી, હવે ખુદાના વાસતે એના ઊપર રેહેમ ખાઓ, એટલે એને એક બુંદ પાણી પીવરાવો, કેમકે આ નાદાન બચાંની માનું દુધ પણ સુકાઈ ગીઊંછે, જેથી પેઆસની શીદ્દતથી કલેજું મોહોડામાં આવી રહીઊં છે.

રાવી કહેછે કે આ કલામ સાંભલીને સંગદીલોએ બદનહાદોએ જવાબ આ પેઆ કે અએ આખરી ઝમાનાના પએગમ્બરના નવાસા, જો કે તમામ દુનીઆનું પાણી અમારા હાથમાં હોએ તો પણ પીસરે ઝીઆદના હુકમ સીવાએ એક કતરો પણ ન આપીએ, અને તમારા ફરઝંદાને પેઆસાજ ઝબાહ કરસું, હએ હએ હનુઝ એજ ગુફતગુમાં હતા એટલામાં હરમલ ઇબને કાહેલી નામનો એક મલઊન જે તીરઅંદાઝીમાં ઘણો કમાલ રાખતો હતો તેણે પોતાની કમાનનાં ચિલ્લામાં એક

તીરં ચડાવીને હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામની તરફ મારીઊં, હએ હએ તે તીર હઝરત અલી અસગરના સુકા ગલા ઉપર લાગું. આ હાલ જોઈને હઝરત ઇમામ હુસેન અલઇહિસ્સલામ ઘણાં રોયા, અને પોતાના કલેજા ઉપર હાથ મુકીને તે તીર જાનીસનાત અલી અસગરના ગલામાંથી લોહીથી ભરેલું કાહાડીઊં, કે તેજ વખત અલી અસગરના નાઝનીન અને સુકા ગલામાંથી એક ફુવારો લોહીનો છુટેઓ, અને તે લોહી વહેવા લાગું. અલી અસગરની લોહીને હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામ પોતાની દામનથી સાફ કરતા હતા અને ઝમીન ઉપર પડવા નહીં દેતા હતા. આખરકાર, તે દુધ પીનાર બચાને શહીદ થએલા આપ ખેમામાં લઈ આવેઆ અને બીબી શેહેરબાનુંને બોલાવીને કહેવા લાગાંકે આ શહીદ બેકસ અને મઝલુમે બેબસને લેઓ, કેમકે એ પણ આબે કવસરથી સએરાબ થીઆછે, અને રોઝએ રીઝવાનની તરફ જઇ વસેઆછે. હએ હએ બીબી શેહેરબાનુએ અલી અસગરને ગલે લગાડેઆ, અને પોતાનાં દરદનાક જીગરમાંથી એક થંડી હાએ એવી મારી કે બેહોશ થઇ ગીઆ, જેવારે હોશમાં આવેઆ તેવારે પોતાની ઝબાન મુબારકથી આ બેચાર બએત ફરમાવા લાગા.

## બએત.

જીસ ઘડી બેટા મેરી ગોદીસે તુ જાતા રહા,
યે જહાં આંખુમેં સબ મેરે અંધેરા હોગયા.
રાહતે અશ્ઝાંથાતુહી એક બેટા ઇસ અહેવાલમેં,
ઊઠ ગયા સો ઇસ. જહાંસે કોન ગંમકશહો મેરા.
ચલબસા બાગે જહાંસે અએ ગુલે બુસતાને જાન,
ખારે હીજરાં અબ મેરે દીલમેં ખટકતા રહે ગયા.

મગર જેવારે ઈમામ હુસેન અલયહિસ્સલામે બીબી શેહેરબાનુની આ હાલત જોઈ તેવારે આપ પણ બેઅખતીઆર રોવા લાગા, અને ફરમાવા લાગા કે અએ બીબી સબર કરો, પોતાને પોતાના હાથે હલાક ન કરો.

એક રીવાયતમાં એવી રીત લખેલું છે કે હઝરત ઇમામ હુસેન અલયહિસ્સલામ અલી અસગરને મઈદાને જાનીસતાનમાંથી ખએમામાં લઈ આવેઆ, અને રોઈ રોઇને કહેવા લાગા કે અએ બીબીઓ, પરદાની બેસનારીઓ, જલદીથી આવો, આ દુધ પીનાર બચાંને પણ આબે કવસરથી સએરાબ કીધા.

' રાવી કહછે કે આ વાત સાંભલવાથી બીબી ઝએનબ, અને કુલસુમ, અને સકીના અને જનાબે શેહેરબાનું, એ સઘલા આવીને અલી અસગરની લાશને ઘેરી લીધી, અને પછાંડી ખાઈ ખાઇને પોતાનાં બાલ નોચવા લાગા, ખુસુસન બીબી શેહેરબાનુએ એવી આહ વ ઝારી કીધી કે બેહોશ થઈ ગીઆ, જેવારે હોશમાં આવેઆ તેવારે આ નુહો પોતાની ઝબાન મુબારકથી અદા કરવા લાગા અમે વીલાપ કરવા લાગા.

## નુહો.

| | | |
|---|---|---|
| બાનોને કહા પીટકે સર દેકે દોહાઇ, | હએ હએ અલી અસગર; | |
| તકદીરને મુઝ માં કો તેરી લાશ દીખાઈ, | હએ હએ અલી અસગર. | ૧ |
| અરમાનથી દીલમેં કે તેરા બ્યાહ કરૂંગી | છોટેહીસે સીનમેં; | |
| સો સાલગીરાભી યે તેરી હોને ન પાઈ, | હએ હએ અલી અસગર. | ૨ |
| અફસોસ મેરે સામને દુલ્હા ન બના તું; | યે રહે ગયા અરમાન; | |
| દુલ્હનભી તેરે બ્યાહકી ઘરમેં ન મએં લાઇ, | હએ હએ અલી અસગર | ૩ |
| તુમ ખેલ ગએ હાથોંહી હાંથોંપે ફદ અફસોસ, અએ લાડલે મેરે; | | |
| પાંઉભી તુમ્હે ચલતે ન મએં દેખને પાઈ, | હએ હએ અલી અસગર | ૪ |

યે કુરતે શલુકે કહો પહેનાઉં મએં કીસકો, અબ બદલે તુમ્હારે;
યાહાં તુમકો તો તકંદીરને હએ કફની પહેનાઈ; હએ હએ અલી અસગર ૫
મએં કહેતીથી તું શતેહા દીલવાએગા મેરા, ઔર દફન કરેગા;
અફસોસ તેરે આગે મુઝે મોત ન આઈ; હૈ હૈ અલી અસગર. ૬
કીસ તરાહસે બેખુંદહો પડે સોતેહો અબતક, કરવટભી નહીં લી;
એસી તુમહે અફીયુન યાંહાં કીસને ખીલાઈ, હૈ હૈ અલી અસગર ૭
યે ચાંદ મેરા ડુબ ગયા ખુને શફકમે, ખા તીરકા પએકાન;
ઈસ ગમસે મેરી આંખોમે હૈ તીરગી છાઈ; હૈ હૈ અલી અસગર. ૮
આવાજ મેરી સુનતેહી આતેથે મેરે પાસ, ગોદીમેં હુમક કર;
અબ રોના મેરા સુનકે પલકભી ન ઊઠાઈ, હૈ હૈ અલી અસગર. ૯
કલતક તો પડે કરતેથે આંખોસે ઈશારે, તુમ દુધ કે ખાતર;
યે આજ ખમોશી તુમહે કીસ તરેહકી આઈ, હૈ હૈ અલી અસગર. ૧૦
નહેલાતી ન થી મૈં કભી અંઝનાઈમેં તુઝકો, અય યુસફે સાની;
યાંહાં લાશ તેરી ખુંનકે દરીયામેં નહાઈ, હૈ હૈ અલી અસગર ૧૧
મુઝ માંસે નો તુંમ રૂઠકે જંગલમેં પડેહો, અય નાઝનીન મેરે;
યે ગોદ મેરી પેઆરે તુંમે કયું ન ખુશઆઈ, હૈ હૈ અલી અસગર. ૧૨
બે ગોદ મેરે નીંદ ન આતીથી તુંમે હાએ, અય પેઆરે ઘડીભર;
અબ નીંદ તુંમહે ખાકપે કીસ તરહાસે આઈ, હૈ હૈ અલી અસગર. ૧૩
સુનતા નહીં ફરીયાદ યાંહાં ઈસ ઘડી કોઈ, મુઝ કુખ જલીકી;
દેતી હું ખડી કબસે મુહમંદકી દોહાઈ, હૈ હૈ અલી અસગર ૧૪
અય હૈદરી અબ તાબ કહાં કયું કે લીખે હમ, ઉસ દુખીયાકી ઝારી;
જીસ તરહાંસે કહેતીથી વો અફલાક સતાઈ, હૈ હૈ અલી અસગર ૧૫

ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલયહે રાજેઊન.

